

નેક નામદાર મહારાજા સર ભાવસિંહજી

કે. સી. એસ. આઇ. બહાદુર.

સંસ્થાન ભાવનગરના મહારાજા સાહેબ.

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની જ્યુબિલીનો આનંદોત્સવ.

(મગળવાર ચૈત્ર શુકલ ૬ સંવત ૧૯૬૪).

## સભાનો ૨૭ વર્ષનો ઈતિહાસ.

શ્રી પરમાત્માની કૃપાથી, શાસન દેવતાની સહાયથી અને શ્રી ગુરૂ મહારાજાની અમૃતમય દૃષ્ટિથી આ સભા સ્થાપન થયાને ૨૬ વર્ષ પૂર્ણ થઇ સત્તાવીશમુ વર્ષ ચાલે છે સભા તરફથી પ્રસિદ્ધ થતા 'જૈન ધર્મ પ્રકાશ' માસિક પત્રને ત્રેવીશ વર્ષ પૂર્ણ થયા છે અને ચોવીશમા વર્ષનો આરભ થયો છે પાશ્ચાત્ય રિવાજને અનુસરી સભાઓની, માસિક પત્રોની, વર્તમાનપત્રોની અને રાજ્યાધિપતિઓની જ્યુબિલી ઉજવવાનો રિવાજ આ દેશમા પણ પ્રવર્ત્યા છે જ્યુબિલી શબ્દ અતિ પુરાણો છે યાહુદી લોકો પ્રાચીન કાળમા દર પચાશ વર્ષે એક તહેવાર પાળતા તેને જ્યુબિલી કહેતા આ તહેવારની ખુશાલીના દિવસે ગુલામોને છોડી મુકતા તથા જપ્ત કરેલી માલ મિલ્કત તેમના ધણીને પાછી સોંપતા રોમ શહેરમા આગલા વખતમા દર સો વર્ષે અને પાછળથી પચીશ વર્ષે આ મ્હોત્સવ કરતા રોમન કેથોલિક ધર્મ પ્રથમા પચીશમા વર્ષે જ્યુબિલી તહેવાર પાળવામા આવે છે તે પ્રસંગે પોપ તરફથી મોજશોખ ભોગવવાની છુટ મેલવામા આવે છે હાલમા દર પચીશ અથવા પચાશ વર્ષે રાજાનો અમલ, લગ્ન યા કોઇ જાહેર ખાતાની કારકિર્દીનો આનંદોત્સવ (જ્યુબિલી) કરે છે પચાસ વર્ષની જ્યુબિલીને (ગોલ્ડન) સોનેરી જ્યુબિલી કહે છે અને પચીશમા વર્ષને (સીલ્વર) રૂપેરી જ્યુબિલી કહે છે આ સભાને પચીશ વર્ષ થયા ત્યારથી ઘણા સભાસદોનો જ્યુબિલી ઉજવવાનો વિચાર ચાલતો હતો અનાયાસે ભારતવર્ષની જૈન સમાજ અત્રે ભરવાનુ આમ ત્રણ ગયે વર્ષે કરવામા આવ્યુ એટલે એ વખતે જ્યુબિલી ઉજવવાની વધારે અનુકુળતા થશે એમ ધારી વિચારમા ઢીલ રાખી હતી સભાની શરૂઆતને જો કે સત્તાવીશ વર્ષ થયા છે પરંતુ બાન્ધ ચાપ્યના બે વર્ષ બાદ કરીએ તો વાસ્તવિક સ્થાપનાને પચીશ વર્ષજ થયા છે ભાગ્યોદયે ભારત વર્ષની જૈન સમાજ (કોન્ફરન્સ)નુ આગમન

આ શહેરમાં થયુ, અમારો એ વિચાર ઉદયમા આવ્યો, અને પાશ્ચાત્ય રિવાજને અનુસરી જ્યુબિલી અથવા આપણા શબ્દોમા બોલીએ તો આનદોત્સવ ઉજવવાનો આનદકારી સમય સભાને પ્રાપ્ત થયો

## મડળી અથવા સભાથી થતા લાભ.

ચાર અથવા વધારે માણસો મળી અનીતિના ગાયનો ગાવા બેસે, કાઇ વ્યસન સેવે અથવા નકામા ટાયલા કરે અને તે માણસોમા પછી કોઇ વિદ્વાન હોય તોપણ તેથી સભા અથવા મડળી મળી છે એમ કહી શકાય નહિ, પરતુ ચાર અથવા તેથી વધારે માણસો એકઠા મળી વિદ્યાના, જ્ઞાનના, જનહિતના, કોમહિતના, ધર્મના અથવા વ્યવહારિક કે પારમાર્થિક લાભ અને યશ મળે તેવા કામના સભ્યતાથી વિચાર કરે, ભાષણો કરે તો તે સભા અથવા મડળી મળી છે એમ કહેવાય જ્યા થોડા ઘણા માણસો એકસપ થઇ એકાદા કાર્ય વિષે રૂડી રીતે ચર્ચા કરે, એકબીજાના વિચાર અને જ્ઞાનની આપ લે કરે તે પ્રસગે મડળી અથવા સભા શબ્દ પ્રવર્તે છે આપણો આર્યાવર્ત દેશ ઘણા પ્રાચીન કાળથી પ્રસિદ્ધ છે, પરતુ તેની જે સ્થિતિ પૂર્વ હતી તેવી હાલ નથી એવુ સર્વ કોઇ કબુલ રાખે છે ઉદય અસ્ત, ભરતી ઓટ, ચઢતી પડતી જગતમા થયાજ કરે છે, પરતુ તેના કારણો શોધી વિરોધી કારણોનો પ્રતિકાર કરવામા આવે તો લાભ થઇ શકે મધ્યકાળ એટલે મુસલમાની રાજ્યના સમયમા દેશમા ઘણા પ્રકારની અવ્યવસ્થા ચાલવાથી જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનચર્ચાના સર્વ પ્રકારના પ્રસગોનો અભાવ થયો અને તેથી આપણે પડતીના પ્રસગને પ્રાપ્ત થયા પાશ્ચાત્ય પ્રજાના સબધથી પડતીના તે તે સર્વ ચિન્હો ઉપર આપણા લોકોની દૃષ્ટિ ગઇ અને તેઓ કેવી રીતે જ્ઞાનમા, દ્રવ્યમા અને કીર્તિમા વૃદ્ધિ પામે છે એ વિષયને અગે વિચાર અને કલ્પનાઓ થવા લાગી જે કાર્યો છુટા છુટા ઘણા માણસોથી ઘણી મુશ્કેલી, અનેક પ્રકારના સકટ અને ઘણે વખતે સિદ્ધ થતા નથી તે કાર્યો તેવા એકત્ર મનુષ્યોની એક સભાથી ઓછી મુશ્કેલીએ, ઓછે સકટે અને થોડે વખતે સિદ્ધ થઇ શકે છે, કારણ કે તેમા ઘણા માણસોની બુદ્ધિ, જ્ઞાન વિચાર અને બળ એકત્ર થાય છે આપણી ઉન્નતિના, સમાજ હિતના, દેશહિતના કેટલાએક કાર્યો એવા હોય છે કે જેમા એક વ્યક્તિ અન્ય સહાય વગર ભાગ્યેજ કાઇ કરી શકે એક વ્યક્તિને પોતાની શક્તિને વિકાસ આપવાનો પ્રસગ પણ ઘણા માણસોથી બનેના સમૂહ વગર મળી શકતો નથી અનેક માણસોની બુદ્ધિમા ચગાયેલા કાર્યોમા દોષ રહેવાનો સભવ પણ ઓછો રહે છે એક વ્યક્તિની અતકરણની લાગણીથી થયેલુ કાર્ય સમાજ ઉપર ઓછી અસર કરી શકે, પણ મડળના એકત્ર પગલાથી સમાજ ઉપર ઘણી અસર થઇ જે જે ફેરફારો જમાના અનુસાર કરાવવા હોય તે થઇ શકે છે યુરોપીઅન લોકોએ મડળની રૂઢીથી ન કલ્પી શકાય તેવા અનેક કાર્યો કર્યા છે જે વ્યક્તિ એવી સભાઓમા જોડાય તેને પણ અનેક તરેહના લાભ મળે છે મડળીઓમા ભાષણો કરવાથી, નિબધો વાચ

વાથી અને ચર્ચા ચલાવ્યાથી પોતાની ભાષા સુધરે છે, મનમા ગુંચવાઇ રહેલા વિચારો સહેલથી બહાર પાડી શકાય છે, નિર્ભયતા તથા વિવેક પ્રાપ્ત થવાથી વિચાર સ્વાતંત્ર્યને મદદ મળે છે, નવી નવી વાતો જાણવાથી સમજશક્તિ વધે છે, કાર્ય કરવામા પડતી મુશ્કેલીઓ અન્ય સભ્યોની સહાયથી દૂર થાય છે, અને પરસ્પરની શરમ વિગેરેથી દુરાચારોનો નાશ થઇ સદાચારો વૃદ્ધિ પામે છે. રાજ્યકાર્યનાં, વ્યાપાર સબધીના, કળાકૌશલ્યના, સાહિત્ય સબધીના, ધર્મ સંબધીના—એમ ઘણી જાતના મડળો હોય છે અમુક શુભ ઉદ્દેશ રાખ્યા વગરના મડળો કાઇ પણ લાભ મેળવી શકતા નથી ઇગ્રેજી રાજ્યના અમલથી અને પાશ્ચાત્ય પ્રજાના પ્રસગથી સભા અથવા મડળીના ઉક્ત પ્રકારના હેતુ અને ઉદ્દેશ આપણા કેળવણી પામેલા સાક્ષરોએ જાણ્યા અને તેઓએ તે પ્રવૃત્તિ આપણા દેશમા દાખલ કરવાની શરૂઆત કરી .

## સભાનો જન્મ.

આ સભાના જન્મ પૂર્વ આ ભારતવર્ષમા જૈનોની એક પણ સભા નહોતી, અને સભા તરફથી માસિક પત્ર શરૂ કરવામા આવ્યુ તે અગાઉ જૈન સમુદાયનુ એક પણ માસિક પત્ર કે વર્તમાનપત્ર પ્રસિદ્ધ થતુ ન હતુ. અમદાવાદમા બે ત્રણ વર્તમાનપત્રો જૈનોના અધિપતિપણા નીચે નીકળતા હતા, પણ તે રાષ્ટ્રિય હતાં સભાનો ઇતિહાસ આપની પાસે આપ્યા પૂર્વે સભાના સ્થાપકોનુ કેટલુ એક આત્મ કથન—આત્મશ્લાઘા કરવી પડશે અને ત્યારેજ સભાની મૂળ સ્થિતિ જણાવી શકાશે

મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચદજી મહારાજના ઉપદેશથી સવત ૧૯૩૦ ના અશાડ માસમા ભાવનગરમા એક જૈન વિદ્યાશાળા સ્થાપન થઇ હતી તે શાળા ચાર પાચ વર્ષ સુધી સારી સ્થિતિમા ચાલી હતી, તેથી ઘણા બાળક અભ્યાસીઓએ તેનો સારો લાભ મેળવ્યો હતો એ અભ્યાસી સમુહમા દશ બાર પરસ્પર પ્રીતિવાળા મુખ્ય અભ્યાસીઓની ધર્મ સબધી ગાયન કરવાની ટોળી બધાઇ હતી આ ટોળીમા મર્હુમ મી૦ મુળચદ નથુભાઇ તથા કુવરજી આણદજી અને અમરચદ ઘેલાભાઇ પણ હતા એ ત્રણે મિત્રોને ધાર્મિક અભ્યાસ કરવા ઉપરાત નીતિ સબધી ગુજરાતી વાચનનો પણ શોખ હતો ભાવનગરમા તે સમયે છગનલાલ લાઇબ્રેરી હતી, અને તે લાઇબ્રેરીની ઘણુ કરી તમામ ગુજરાતી ચોપડીઓ વાચવાનો લાભ તેઓએ મેળવ્યો હતો ઘણી વખત સાથે બેસી ચોપડીઓ વાચતા અને પરસ્પર જ્ઞાનચર્ચા કરતા તેઓને વાચવામા જયકુમારી વિજય નાટક આવ્યું હતુ, તેમા ત્રણ મિત્રોએ મળી સભા કર્યાની હકીકત છે એ હકીકત વાચવા ઉપરથી એઓને સભા બાધવાનો વિચાર ઉદ્ભવ્યો હતો એક વખત મર્હુમ મી૦ મુળચદ નથુભાઇ અને અમરચદ ઘેલાભાઇ એવાજ પ્રકારની ચર્ચા કરતા હતા, તેમા મડળી બાધવા સંબધી વાત નીકળતા આપણે એક મડળી સ્થાપીએ એવો નિર્ણય થયો તે વાત ત્રીજા મિત્ર મી૦ કુવરજી આણદજીને જણાવતા ત્રણે એકમત થયા અને જૈન ધર્મ પ્રસારક

તેમાંથી છસો સાતસો તરતમાજ ખપી ગઇ હતી. એ અરસામાં સુરતમાં શેઠ નાનચંદ રાયચંદને ત્યાં ઉજમણાનો મહોત્સવ હતો. તે મહોત્સવ ઉપર સર્વ સભાસદોને આમંત્રણ હતું તેથી ઘણા સભાસદો તે શુભ પ્રસંગ ઉપર સુરત ગયા હતા. ત્યાં ગુજરાત પત્રના અધિપતિ કીકાભાઇ પરભુદાસ જેઓ જૈન હતા તેમની સાથે સભા સંબંધી વાત થતાં તેઓ ઘણા ખુશી થયા હતા અને કેટલીક રીતે સભાને મદદ આપવાની હોંશ બતાવી ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું. મુંબાઇવાળા શેઠ પ્રેમચંદ રાયચંદના પુત્ર ફકીરચંદ તે પ્રસંગ ઉપર ત્યાં આવ્યા હતા તેમની સાથે વાતચીતથી સારો સંબંધ થયો અને તેઓ સભામાં દાખલ થયા.

દિવસે દિવસે સૌ સભાસદોના મનમાં ઉત્સાહ વધવા લાગ્યો. ભવિતવ્યતાની અનુકૂળતાને લીધે સારા સારા વિચાર થવા લાગ્યા. સંવત ૧૯૩૯ ની માહા વદ ૩ ની સભામાં એવો વિચાર નીકળ્યો કે આ ધર્મ સંબંધી સભા છે, માટે તેમાં દાખલ થનાર સભાસદોને માટે કાંઇ ધર્મ સંબંધી નિયમ જોઇએ. સર્વને એ વાત ગમી અને જૈન ધર્મ પ્રસારક સભાને માટે નીચે પ્રમાણે નિયમ મુકરર કર્યા.

૧ સાત વ્યસન સેવવાં નહિ

૨ કંદમુળ ખાવું નહિ.

૩ રાત્રિ ભોજન કરવું નહિ.

૪ હમેશા જિનદર્શને જવું.

૫ અફીણ ગાંજો બીડી વિગેરે વ્યસન કરવું નહિ.

૬ દર રવિવારે સભામાં આવવું.

૭ દર માસે ફીનો રૂ. ૦| આપવો.

પાછળથી પહેલા અને છેલ્લા નિયમ શિવાય બાકીનામાં કાંઇ છૂટ આપવાનો રિવાજ થયો હતો.

દરેક કામ અથવા દરેક ખર્ચ વિચારીને શક્તિ અનુસારે કરવામાં આવે તો કરનાર માણસ તેમાં સારી રીતે ફત્તેહ પામે, તેવી રીતે આ સભાએ જે જે કાર્યો કર્યા છે તે તે વિષય ઉપર સારો વિચાર કરીને અને જે ખર્ચો કર્યા છે તે ઘણા વખત સુધી વિના ખર્ચે ચલાવી અણુછુટકે કર્યા છે, આથીજ આ સભા સારી સ્થિતિએ પહોચવા પામી છે. આજ સુધી સભાનું મકાન નહતું પણ હવે સભાને માટે મકાન ભાડે લેવાની આવશ્યક્તા જણાઇ. અઢાર રૂપિયાના વાર્ષિક દરથી એક મકાન ભાડે લીધું અને તેમાં સંવત ૧૯૩૯ ના ફાગણ વદિ ૧૩ ના રોજ વાસમુહૂર્ત કર્યું. એ દિવસે કાંઇક મેળાવડો, કાંઇક માંગળિક અને દેરે પૂજા ભણાવવી વિગેરે ઉત્સવ કર્યો હતો. ઓફીસને લીધે સામાન લેવાની જરૂર જણાઇ અને યોગ્ય ખર્ચ કર્યો. ભાગ્યોદય સારો હોય ત્યારે સારી મતિજ થાય તેમ આ બાબતમાં પણ સભાના ઉત્તમ વિચારો રહ્યા. સભાની માલેકીનાં બે ખાતા જુદા પડયાં. ફી આવે તે ફી

ખાને જમે કરી તેમાંથી મકાનભાડું, ખુરશી, બાંકડા, જાજમ વિગેરે જે સભાસદોના ઉપયોગમાં આવે તે વસ્તુનો ખર્ચ કરવો અને ચોપડી છપાવવી, વેચવી વિગેરેની જે ઉપજ આવે તે સભા ખાતે જમે રાખી તેમાંથી ચોપડી ચોપાનીયાં મંગાવવાં, મુનિમહારાજને ચોપડીઓ ભેટ આપવી, ચોપડીઓ મૂકવાને કબાટ વિગેરે લેવા અને બીજો જ્ઞાન સંબંધે જે ખર્ચ કરવો પડે તે કરવો. એવો નિર્મળ અને દોષ રહિત રસ્તો પડયો, જે આજ સુધી પ્રવર્તે છે. એ અરસામાં મર્હુમ મી૦ વીરચંદ રાઘવજી ગાંધીના પ્રયાસથી મુંબઇમાં એક શાખા સભા સ્થાપન થઇ હતી. એ વર્ષમાં ચૈત્ર માસમાં સભાના કાયદા બાંધવા સંબંધી કેટલીએક મતભેદ થવાથી સભા છિન્નભિન્ન થઇ જાય તેવી સ્થિતિ થઇ હતી, પરંતુ આગેવાન સભાસદોના પ્રયાસથી શાંતિ થઇ ગઇ હતી; પણ એ શાંતિ થોડોજ વખત રહી. શ્રાવણ માસમાં એક સહજની વાતમાં પાછો તકરાર થયો. તે તકરાર ત્રણ માસ ધુંધવાયા કર્યો અને તેનું છેવટ એ આવ્યું કે સંવત ૧૯૪૦ ના કાર્તક શુદ ૨ ના રોજ પ્રમુખ મી૦ મુળચંદ નથુભાઇ સભાથી જુદા પડયા. આ અઢી વર્ષમાં સભા તરફથી કેટલાંએક સારાં કાર્યો થયાં, પણ એ સઘળો વખત વાદવિવાદ અને મતભેદમાંજ પસાર થયો હતો એથી એ સર્વ કાર્યો બાળચેષ્ટા રૂપે ગણાયાં. છેવટના ફેરફારે બાળચેષ્ટાનો અંત આણ્યો.

## નવીન યોજના.

પ્રમુખના જુદા પડવા પછી થોડી મુદત સભામાં અવ્યવસ્થા રહી. કેટલાએક સભાસદોનાં મન વ્યગ્ર થયાં હતાં અને પ્રમુખસ્થાન કોને આપવું એ વિચાર ચાલ્યા કરતો હતો. એ વિચારમાં ચાર પાંચ મહિના નીકળી ગયા. એવામાં અત્રેના સંઘ તરફથી સમવસરણનો મહોત્સવ કરવામાં આવ્યો. તે ઉત્સવમાં સભાના બીજા સભાસદોએ બનતો ભાગ લીધો હતો, પણ મી૦ કુંવરજી આણંદજીએ મુખ્ય ભાગ લીધો હતો; તેથી તે અરસામાં સંવત ૧૯૪૦ ના ફાગણ શુદ ૮ ના રોજ સર્વ સભાસદોએ એકમત થઇ નવીન યોજના રચી: તેમાં મી૦ કુંવરજી આણંદજી પ્રમુખ, અમરચંદ ઘેલાભાઇ મંત્રી અને બીજા અગિયાર સભાસદો એ પ્રમાણે યોજના થઇ હતી. એ મહોત્સવ પ્રસંગે પરદેશના ઘણાં માણસો અત્રે આવ્યાં હતાં, તે પ્રસંગને લઇ સભા તરફથી એક જાહેર મીટીંગ ભરવામાં આવી હતી અને તેમાં મી૦ કુંવરજી આણંદજીએ 'વિદ્યા' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. તે સભામાં પર્યુષણ પર્વમાં અત્રે માછલાની જાળ બંધ કરાવવામાં આવે છે તેની ટીપ કરવાનું તથા ખર્ચનું કાર્ય સંઘમાંથી શા૦ મગન શામજી તથા દીપચંદ માણેકચંદ કરતા હતા. તેમણે તે કામ સભાને સોંપ્યું. તેમનો ઉપકાર માની સભાએ તે વાત અંગીકાર કરી અને એક મહાન પુણ્યનો લાભ મેળવવા આ સભા ભાગ્યશાળી થઇ. એ વર્ષના આશો માસમાં શેઠ લાલભાઇ પ્રેમાભાઇ અત્રે પધાર્યા હતા. તેમના પ્રમુખપણા નીચે જાહેર મીટીંગ ભરવામાં આવી હતી તેમાં સભાના મંત્રી અમરચંદ

ઘેલાભાઇએ 'મૃષાવાદ' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું, જેથી તેઓ સાહેબે ખુશી થઇ આવા ઉત્સાહભરેલા કાર્ય માટે સભાને ધન્યવાદ આપવા સાથે કેટલીએક સૂચના કરી હતી. આ પ્રમાણે સભાનો ઉદય સારી રીતે થયા કરતો હતો, તેથી સર્વ સભાસદોની મતિ ધર્મકાર્ય તરફ વધારે વધારે થવા લાગી. આપણે સભા બાંધી જ્ઞાનનો પ્રસાર કરવો છે માટે જ્ઞાનભક્તિ વધારે કરવી એ આપણી ફરજ છે એમ ધારી સં૰ ૧૯૪૧ ના કાર્તક શુદ ૫ મે શ્રી જ્ઞાન પંચમીનો ઉત્સવ દર વર્ષે કરવાની શરૂઆત થઇ તે અદ્યાપિ પર્યંત ચાલે છે. એવામાં સભાના એક સભાસદ મી૰ દુલભજી વીરચંદનું અચાનક મૃત્યુ થયું, તેથી સર્વ સભાસદોનાં મન અતિખિન્ન થયાં; તેમના નામસ્મરણાર્થે કાંઇ કરવાનો વિચાર થતાં એ સમયમાં શેઠ વીરચંદભાઇ દીપચંદ ભાવનગર પધાર્યા હતા તેમના પ્રમુખસ્થાન નીચે એક જાહેર સભા બોલાવી હતી. એ સભામાં મી૰ કુંવરજી આણંદજીએ 'દેવદ્રવ્ય' એ વિષય ઉપર નિબંધ વાંચ્યો હતો અને મી૰ દુલભજીના નામસ્મરણાર્થે પુસ્તકશાળા કરવાનો વિચાર થયો હતો, જે વખતે રૂ. ૪૨૨)નું ફંડ થયું હતું. અગાઉના સભાસદો તરફથી થયેલા ફંડના રૂ. ૧૭૩) એમાં દાખલ કરી તેના સારાં સારાં પુસ્તકો મંગાવી સભાની લાયબ્રેરી કરવાની શરૂઆત થઇ હતી.

## માસિક પત્ર.

સંવત ૧૯૪૧ ના માઘ વદ ૨ ની સભામાં વંચાએલ 'દેવ દ્રવ્ય'નો નિબંધ છપાવવાની વાત તે પછી ભરાયલી સભામાં નીકળી. તે વખત મંત્રી અમરચંદ ઘેલાભાઇએ બની શકે તો એક માસિક નહિં તો ત્રિમાસિક ચોપાનીયું કહાડવાની દરખાસ્ત મૂકી. પ્રમુખ અને મંત્રી એકમત થયા, પણ બીજા સભાસદો એ વિચારથી જુદા પડ્યા. જુદા પડનારનો હેતુ શુદ્ધ હતો. તેઓનું કહેવું એવું હતું કે જે કામ કરવું તે સદાકાળ નીભાવી શકાય તોજ કરવું. એથી દેવ દ્રવ્યનો નિબંધ જુદો છપાવ્યો; પરંતુ આ વાત મંત્રીના હૃદયમાંથી નીકળી ન હતી. એવામાં મુનિ મહારાજ શ્રી આત્મારામજી મહારાજ ભાવનગર પધાર્યા. તેમની સાથે તેમના શિષ્ય મુનિરાજ શ્રી શાંતિવિજયજી હતા. તેઓની આ સભા તરફ બહુજ પ્રીતિ હતી તેમને માસિક પત્ર સંબંધી વાત કરવામાં આવી. તેમણે આગેવાન સભાસદોને સમજાવ્યા, પોતે વિષયો આપવાની વાત કરી અને એ વિચારને પુષ્ટિ આપી અવશ્ય માસિક પત્રનું કામ કરવા લાયક છે એમ નક્કી ઠરાવ્યું. એ ઠરાવને પરિણામે સભા તરફથી સંવત ૧૯૪૧ ના ચૈત્ર માસથી 'શ્રી જૈન ધર્મ પ્રકાશ' એ નામનું માસિક પત્ર બહાર પડ્યું. સભાસદોના પરિપૂર્ણ ઉત્સાહથી જે ચોપાનીયાની પાંચશે નકલ ખપવા ધારણા નહોતી તેની પુનરાવૃત્તિ કરવી પડી અને આશરે હજાર ગ્રાહકોની સંખ્યા થઇ. આ કાર્યમાં વિઘ્ન તો આવ્યા કરતાં હતાં, પણ વિઘ્નથી ન ડરતાં ઉત્સાહભેર કામ ચાલ્યા કરતું હતું.

# ઓગણીસ વર્ષનો ટુંક હેવાલ.

ઇષ્ટ દેવતાની કૃપાથી, સર્વ સભાસદોના ઉત્સાહથી અને મુખ્ય સભાસદોના કામ કરવાના ઉલ્લાસથી સભાની કીર્તિ ચોતરફ ફેલાણી અને ઘણા સ્વધર્મી બંધુઓનાં હૃદય સભા તરફ પ્રેમાળ થયાં. શરૂઆતના વખતમાં અત્રે વારંવાર જાહેર મીટીંગો ભરી જુદા જુદા વિષયો ઉપર ભાષણો આપવામાં આવતાં હતાં. પરદેશમાં પણ પ્રમુખ મી૦ કુંવરજી આણંદજીને જવું આવવું થતાં ત્યાં પણ જાહેર મીટીંગ ભરી ભાષણો આપવામાં આવતાં. એ ઉપરથી મુંબઇ, સુરત, ભરૂચ, વડોદરા અને ઘોરાજી એ પાંચ સ્થળે સભાની શાખા સભાઓ થઇ હતી, પરંતુ પાછળથી કેટલીએક ગુંચવણ થતાં તે સર્વ શાખા સભા કાઢી નાંખી લાયક સભાસદોને મુખ્ય સભામાંજ દાખલ કરવામાં આવ્યા હતા.

સભાની માલેકીના ખાતાની ઉપજ ખર્ચનું બજેટ સભા પાસે મંજુર કરાવી તે પ્રમાણે ખર્ચ કરવાનો તથા દર વર્ષનો રીપોર્ટ હિસાબ વિગેરે રજુ કરવાનો રિવાજ શરૂ કરવામાં આવ્યો હતો.

સભાની ઓફીસમાં કેટલાએક યુવાન વયના છોકરાઓ આવતા તેમની એક જ્ઞાનવર્ધક સભા સ્થાપન થઇ હતી, પણ પાછળથી તે સભા કાઢી નાખી તેઓ આ સભામાં દાખલ થયા હતા.

સભામાં આવનારા બાળકોને ધાર્મિક અભ્યાસ કરાવવાનું પ્રવર્તન ચાલ્યાજ કરતું હતું. પણ સંસ્કૃત અભ્યાસને માટે કાંઇ સાધન જોઇએ; એમ જણાયાથી સંસ્કૃત પાઠશાળા સ્થાપવાનું નક્કી થયું હતું અને તે ઉપરથી સંવત ૧૯૪૨ ના જેઠ શુદ ૭ મે શાસ્ત્રી નર્મદાશંકર દામોદરને રાખી સંસ્કૃત પાઠશાળાનું સ્થાપન કરવામાં આવ્યું હતું. અભ્યાસીઓની અછતને લીધે પાઠશાળા બરાબર નિયમસર ચાલી શકી ન હતી, પણ થોડા ઘણા જે અભ્યાસીઓ આવતા તેમને શાસ્ત્રી અભ્યાસ કરાવતા અને બાકીના વખતમાં સાધુ મહારાજને ભણાવવાનું કામ કરતા.

જુદા જુદા પ્રકારની ચોપડીઓ વિદ્વાન મુનિ મહારાજ પાસે બનાવરાવી, સંસ્કૃત પુસ્તકોના જાતે ભાષાંતર કરી તથા શાસ્ત્રી પાસે ભાષાંતર કરાવી છપાવવાની પ્રવૃત્તિ ચાલુ થઇ હતી.

જૈન કન્યાશાળા સ્થાપવા માટે પ્રયાસ કરવામાં આવ્યો હતો પણ તે વખતે સ્ત્રીશિક્ષક નહીં મળવાથી તે કામ ફળીભુત થયું નહોતું.

એક જૈન શાળા સભા તરફથી સ્થાપવાનો વિચાર થયો હતો પણ તે વખતે શિક્ષકના અભાવે તે વિચારનો અમલ થયો નહોતો.

સંવત ૧૯૩૭ થી સંવત ૧૯૪૭ સુધી એટલે દસ વર્ષ સુધી સભાનું કામ પ્રમુખ, મંત્રી અને બીજા સભાસદો પોતાનો ધંધો કરવા ઉપરાંત ફુરસદના

વખતમાં હાજર થઇ જાત મહેનતથીજ ચલાવતા હતા, પણ પછી કામ ઘણું વધી જવાથી સંવત ૧૯૪૭ માં એક કારકુન રાખવાની ગોઠવણ કરી હતી.

એ પ્રમાણે ૧૯ વર્ષ પર્યંત જૈન ધર્મ પ્રકાશ માસિક નિયમસર નીકળવા સાથે વૃદ્ધિ પામ્યા કરતું હતું, દર વર્ષ મુનિ મહારાજાને જોઇતી ચોપડીઓ ભેટ આપવામાં આવતી હતી, જુદા જુદા ધાર્મિક વિષયોના પુસ્તકો છપાવવાનું કામ ચાલ્યા કરતું હતું, સભામાં સભાસદોની વૃદ્ધિ થયા કરતી હતી, ધાર્મિક અભ્યાસ કરનાર બાળકોને ઇનામ આપવાના મેળાવડા કરવામાં આવતા હતા, સભાની નાણા સંબંધી સ્થિતિમાં સુધારો થયા કરતો હતો અને ઓગણીશ વર્ષના અરસામાં સભાનો ઉત્કર્ષ થયાજ કરતો હતો.

## મહારાજ શ્રી વૃદ્ધિચંદજીનો સ્વર્ગવાસ.

આ સર્વ સમય મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચંદજીનો સભાને સારો ઉપકાર હતો. એઓ સાહેબનું શરીર અશક્ત થવાથી તેમની પાછળની જીંદગીનો આ શહેરને સારો લાભ મળ્યો હતો. સભા સ્થાપન કરનારાઓના અંતઃકરણમાં ધર્મનું બીજ તેઓનાથીજ રોપાયું હતું, અને સભા બંધાયા પછી કાર્ય કરનારાઓને નિરંતર ઉપદેશ પણ તેઓનોજ હતો. નિરંતર તેઓ સાહેબ સભા ઉપર પ્રીતિ ધરાવતા હતા, સુમાર્ગે વર્તવાનાં કારણો સમજાવી તે માર્ગે પ્રેરતા હતા, મતભેદ વખતે, ચર્ચા વખતે, ચોપાનીઆને અંગે અને બીજા કોઇ પણ જરૂરીઆતને પ્રસંગે એઓ પૂછવા ઠેકાણે હતા. બીજા દરેક મુનિ મહારાજાની સભા પ્રત્યે સારી લાગણી હતી પરંતુ એઓ સાહેબની મિષ્ટ નજર અને સારી સલાહથી સભાને ઘણો લાભ મળ્યો હતો. સંવત ૧૯૪૮ ના વૈશાખ શુદ ૭ મે એમનો સ્વર્ગવાસ થવાથી સભાએ એક છત્ર ગુમાવ્યું અને તેથી સભાને અત્યંત દીલગીરી થઇ હતી.

## મહાન્ વિઘ્ન.

ઓગણીશ વર્ષ પર્યંત સભાનો કારભાર વૃદ્ધિ પામતો ચાલ્યો, સભાની ઓફીસમાં સભા તરફથી છપાયેલી તથા બીજા જૈન ભાઇઓ તરફથી છપાયેલી ચોપડીઓનો વેચવાને માટે મોટો સંગ્રહ રહેવા લાગ્યો, સભાની લાયબ્રેરીમાં બે હજાર રૂપીઆ ઉપરાંતનાં પુસ્તકો ભેગાં કરી લાઇબ્રેરીને સારી સ્થિતિમાં લાવ્યા, ચોપાનીઆના ગ્રાહકોની વૃદ્ધિ થયા કરતી હતી, સભાની ઓફીસ વાર્ષિક ભાડું વધારતાં વધારતાં સો રૂપીઆના વાર્ષિક ખર્ચથી સારા મકાનમાં લઇ જવામાં આવી હતી, ઓફીસને લગતા સામાન સંબંધી આશરે હજાર રૂપીઆનો ખર્ચ કરવામાં આવ્યો હતો, સભાની આર્થિક સ્થિતિ પણ સારી રીતે સુધરી હતી, સભા જાહોજલાલીમાં આવી હતી અને સભાની ઓફીસ સુંદર ફરનીચર વિગેરેથી સુશોભિત કરવામાં આવી હતી એવામાં એક મહાન્ વિઘ્ન આવી પડ્યું.

## વર્તમાન સ્થિતિ.

અત્યારે આ સભામાં ૪૮ લાઇફ મેમ્બર, ૭૦ પ્રથમ વર્ગના સભાસદ અને ૩૮ બીજા વર્ગના સભાસદ છે. જેમાંના ૧૬ સભાસદો ગ્રેજ્યુએટ છે.

'જૈન ધર્મ પ્રકાશ' માસિક નિયમસર પ્રસિદ્ધ થયા કરે છે. પ્રથમ તેનું કદ બે ફારમ ડીમીનું હતું તેને વધારીને રોયલ ચાર ફારમનું કર્યું છે અને પોસ્ટેજ સાથે કિંમત રૂ. ૧-૪-૦ છે. સભાસદો ઉપરાંત અન્ય વિદ્વાન બંધુઓના તથા મુનિ મહારાજોના ઉત્તમ લેખ તેની અંદર આવ્યા કરે છે. દર વર્ષની આદિમાં ચોપાનીયાના ગ્રાહકોને સુંદર આકારનું જૈન પંચાગ છપાવી ભેટ આપવામાં આવે છે અને વર્ષને અંતે એક સારી ચોપડી ભેટ આપવામાં આવે છે.

દર જ્ઞાન પંચમીએ જ્ઞાન ભક્તિનો મહોત્સવ કરી પૂજા આંગી રચાવીને આનંદભોજન કરવામાં આવે છે.

સભાની વાર્ષિક તિથિ શ્રાવણ શુદ ૩ ને દિવસે સર્વે સભાસદોએ વરતેજ મુકામે જઇ ત્યાં દેરે પૂજા આગી રચાવી આનંદભોજન કરવાનો રિવાજ રાખેલો છે.

ઉજમબાઇ જૈન કન્યાશાળાના ખર્ચમાં દર વર્ષ સભા તરફથી રૂ ૧૦૦) ની મદદ આપવામાં આવે છે.

બનારસ પાઠશાળામાં દર વર્ષ મદદ દાખલ રૂ ૧૦૦) આપવામાં આવે છે.

સભાની લાઇબ્રેરીમાં જૈન ધર્મ સંબંધી. સંસ્કૃત તથા નીતિ સંબંધી છપાયેલી તમામ ચોપડીઓ રાખવામા આવે છે, જેમા અત્યારે લગભગ રૂ ૨૫૦૦)ની કિંમતના પુસ્તકો છે. એ ઉપરાંત સારાં સારાં ચોપાનીયાં તથા ન્યુસ્પેપરો પણ મંગાવવામા આવે છે. જૈનોને માટે આ લાઇબ્રેરી ફ્રી રાખવામાં આવી છે અને તે સાથે એક ચોપડી ઘેર પણ વાંચવા દેવામાં આવે છે

સંસ્કૃત શીખવવાને માટે સભા તરફથી એક શાસ્ત્રી માસિક રૂ ૧૫) ના પગારથી રાખવામા આવેલ છે, અને તેઓ અભ્યાસ કરવા આવતા સુવકોને સંસ્કૃત જ્ઞાન આપે છે.

ઉપયોગી જૈન ગ્રંથો મૂળ તથા ભાષાંતર દ્વારા પ્રગટ કરવાનો અખંડિત પ્રયાસ ચાલુ છે

જૈન ધર્મની છપાયેલી દરેક બુકો તેમજ સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવવા માટે જરૂરના સંસ્કૃત પુસ્તકો પડતર કીંમતે જૈનો ખરીદી શકે તેવી વ્યવસ્થા થઇ છે.

સાધુ સાધ્વીઓને જરૂરીઆતના પુસ્તકો સભા તરફથી ભેટ તરીકે આપવામાં આવે છે, જેનો વાર્ષિક ખર્ચ રૂ ૨૫૦) થી રૂ ૪૦૦) સુધી થાય છે

ઉપયોગી પુસ્તકો કે પ્રતો છપાવી સાધુ સાધ્વી તેમજ શ્રાવક શ્રાવિકાને વગર કિંમતે ભેટ આપવાનું કાર્ય પણ બનતી ગોઠવણે થાય છે.

જૈન કોન્ફરન્સના બંધારણને દૃઢ કરવા અને તેની ઉન્નતિ માટે બનતો પ્રયાસ કરવાની જીજ્ઞાસા દરેક સભાસદ રાખે છે.

દર વર્ષે ગ્રેજ્યુએટ અથવા ડબલ ગ્રેજ્યુએટ થનાર સભાસદને કેળવણી ખાતાના કોઇ ઉપરી અધિકારીના પ્રમુખપણા નીચે જાહેર મીટીંગ ભરી માનપત્ર આપવામાં આવે છે અને સભાસદ શિવાય બીજા કોઇ ડીગ્રી મેળવનાર ભાવનગરવાસી અભ્યાસીને સભા તરફથી મુબારકબાદીનો પત્ર મોકલવામાં આવે છે.

સભા ખાતે એક શાસ્ત્રી, એક છપાવવા વિગેરેનું કામ તપાસનાર વિદ્વાન કારકુન, એક પત્ર વ્યવહાર તથા નામું હિસાબ રાખનાર કારકુન, એક ફાલતુ કામ કરનાર તથા લાઇબ્રેરી સંભાળનાર કારકુન અને એક દીવાબતી કરનાર તથા મકાન સાફસુફ કરનાર નોકર મળી કુલ પાંચ પગારદાર નોકર છે. એ ઉપરાંત એક બીજા શાસ્ત્રીને પગારદાર તરીકે રાખવામાં આવેલા છે, તેનો ખર્ચ તે જે જે બુકોનું કામ કરે તે તે ખાતે લખવામાં આવે છે.

સભાના બે આગેવાન ગ્રહસ્થોની મદદથી ગરીબ જૈન બાળકોને ફ્રી તથા અભ્યાસની ચોપડીઓ આપવામાં આવે છે.

સભાના ધારા તથા સભાની કાર્યવ્યવસ્થાને લગતા નિયમો નીચે પ્રમાણે છે—

## સભાના ધારા.

૧ દેશી પરદેશી કોઇ પણ શ્રાવક આ સભાના સભાસદ તરીકે દાખલ થઇ શકશે.

૨ સભામાં દાખલ થનાર સભાસદે સાત વ્યસન ત્યાગ કરવાનો નિયમ પાળવો પડશે ૧

૩ એક સાથે ઓછામા ઓછા પચાસ રૂપીઆ આપનાર લાઇફ મેમ્બર થઇ શકશે.

૪ દરવર્ષે ત્રણ રૂપીઆ લવાજમ આપનાર ગૃહસ્થ પહેલા વર્ગના સભાસદ તરીકે દાખલ થઇ શકશે.

૫ દરવર્ષે બે રૂપીઆ લવાજમ આપનાર ગૃહસ્થ બીજા વર્ગના સભાસદ તરીકે દાખલ થઇ શકશે.

૬ સભામાં સભાસદ તરીકે દાખલ થવા ઇચ્છનારે સભાના કાયદાની કબુલાતયુક્ત વિનંતિપત્ર મોકલાવવું, જે મેનેજીંગ કમીટીની અંદર પસાર થયા બાદ તે સભાસદ તરીકે ગણાશે.

---

૧ द्यूतं च मांसं च सुरा च वेश्या, पापर्द्धि चोरी परदारसेवा।
જુગટુ, માંસ, મદિરા, વેશ્યાગમન, પારધીપણું, ચોરી અને પરદારાસેવન એ સાત વ્યસન.

૭ વાર્ષિક જનરલ સભા દરવર્ષે આશાડ શુદ ૨ પહેલાં ભરાશે; અને તેમાં સભાનો વાર્ષિક હિસાબ તથા રીપોર્ટ રજુ કરવામાં આવશે; તે બાબતના ખબર દરેક પરદેશી સભાસદને આઠ દિવસ અગાઉથી આપવામાં આવશે. સ્પેશીયલ જનરલ સભા કાર્યપ્રસંગે ગમે ત્યારે ભરવામાં આવશે.

૮ વાર્ષિક જનરલ સભા વખતે આવતા વર્ષ ॥ ખર્ચને માટે મંત્રી બજેટ રજુ કરશે, અને સભા જે પ્રમાણે મંજુર કરશે તે અનુસારે વર્ષ પર્યંત ખર્ચ ચલાવવામાં આવશે.

૯ ઓછામાં ઓછા આઠ સભાસદ હાજર હોય તો જનરલ સભા ભરાઇ ગણાશે અને તેમાં વધારે મત પ્રમાણે ઠરાવ કરવામાં આવશે, સરખા મત પડે તો પ્રમુખનો એક મત વધારે ગણાશે; પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખને અને ઉપપ્રમુખની ગેરહાજરીમાં ગમે તે સભાસદને પ્રમુખની જગા આપવામાં આવશે.

૧૦ ભાવનગરનો રહીશ કોઇ પણ જૈનબંધુ ફી આપ્યા સિવાય રૂ.૩) ડીપોઝીટ મૂકીને અથવા આ સભાના કોઇપણ સભાસદની જામીનગીરી લખીતવાર આપીને લાઇબ્રેરીની એક બુક ઘર આગળ વાંચવા લઇ જઇ શકશે. અન્યધર્મી વાર્ષિક રૂ.૧) આપવાથી લાઇબ્રેરી ખાતાનો મેમ્બર થઇ શકશે અને તે એક બુક ઘરે વાંચવા લઇ જઇ શકશે.

૧૧ સભાના ત્રણે પ્રકારના મેમ્બરોને "જૈન ધર્મ પ્રકાશ" માસિક ભેટ તરીકે આપવામાં આવશે, સભા તરફથી છપાયેલાં દરેક બુકની એક નકલ પોણી કિંમતે આપવામાં આવશે, અને લાયબ્રેરીમાંથી એક સાથે બે બુકો ઘરે વાંચવા લઇ જઇ શકશે. લાઇફ મેમ્બરોને રૂ.૧) સુધીની સભા તરફથી પ્રગટ થતી દરેક બુકની એક નકલ ભેટ તરીકે આપવામાં આવશે, રૂ.૧) ઉપરાંતની કિંમતવાળી બુક રૂ.૧) બાદ કરીને આપવામાં આવશે; તેમજ ઉપર જણાવેલા લાભો મળશે.

૧૨ દશ વર્ષ પર્યંત ફી ભરનાર પહેલા અથવા બીજા વર્ગનો સભાસદ રૂ.૨૫) આપવાથી લાઇફ મેમ્બર થઇ શકશે.

૧૩ એક સાથે રૂ.૨૫) મોકલનાર કોઇપણ બહાર ગામનો ગ્રાહક "જૈન ધર્મ પ્રકાશ"નો કાયમી ગ્રાહક ગણાશે; તેને વગર લવાજમે કાયમ ચોપાનીયું મોકલવામાં આવશે; ભાવનગરના વતનીને એ લાભ રૂ.૨૦) આપવાથી મળી શકશે. એવી રીતે થયેલ કાયમી ગ્રાહક જો લાઇફ મેમ્બર થવા ઇચ્છા બતાવે અને મેનેજીંગ કમીટી તેને મેમ્બર થવા લાયક ગણે તો તેની પાસેથી બાકીના રૂપીઆ લઇ લાઇફ મેમ્બર કરી શકાશે.

૧૪ શ્રી જૈન ધર્મ પ્રકાશમાં તેમજ સભા તરફથી છપાતી બુકોમાં રહેલ હાંસલનો ૦। ભાગ સાધારણ ખાતે લઇ જવાનું ઠરાવ્યું છે, તેમાંથી જૈન કારકુનનો પગાર આપવામાં આવશે, તેમજ કેળવણીને અંગે બીજી મદદ પણ તે ખાતામાંથી યોગ્ય રીતે કરી શકાશે.

૧૫ કોઇ પણ જૈન લાઇબ્રેરી લાઇફ મેમ્બર તરીકે રજીસ્ટર થવા માગે તો રૂ. ૫૦ ની રકમ લઇ તેને રજીસ્ટર કરવામાં આવશે. મજકુર લાઇબ્રેરીને "જૈન ધર્મ પ્રકાશ" માસિક અને રૂ. ૧ સુધીની સભા તરફથી નવી બહાર પડતી બુકની એકેક નકલ ભેટ તથા રૂ. ૧ ની ઉપરની કિંમતની સભા તરફથી છપાય તે દરેક બુકની એકેક નકલ રૂ. ૧ બાદ કરીને બાકીની કિંમતથી મળી શકશે.

૧૬ જે બુક છપાવવામાં કોઇ સદ્દગૃહસ્થ તરફથી ૦॥। ભાગના ખર્ચની મદદ સભાને મળશે તો તે બુકની એકેક નકલ દરેક સભાસદને ભેટ તરીકે આપવામાં આવશે.

## કાર્ય વ્યવસ્થા વિગેરેને લગતા નિયમો.

૧ મેનેજીંગ કમીટીનું બંધારણ ૧૨ મેમ્બરોનું રાખવું, તેમાં ૬ હોદ્દેદારો અને ૬ મેમ્બરો નીમવા.

અ. છ હોદ્દેદારો એટલે એક પ્રમુખ, એક ઉપપ્રમુખ, એક સેક્રેટરી, બે જોઇન્ટ સેક્રેટરી, તથા એક ખજાનચી.

બ. છ મેમ્બરો પૈકી ત્રણ મેમ્બરો દશ વર્ષ ઉપરાંતના સભાસદો અને ત્રણ મેંબરો દશ વર્ષની અંદરના સભાસદોને દાખલ કરવા.

ક. મેનેજીંગ કમીટી પૈકી છ મેમ્બરોની નિમનોક દરવર્ષે ફરીથી કરવી.

૨ જોઇન્ટ સેક્રેટરીઓની નીમનોક દર ત્રણ વર્ષે ફરીથી કરવી.

૩ મેનેજીંગ કમીટીનું કોરમ ૭ સભાસદોનું રાખવું.

૪ સભાના સઘળાં નવાં કામ (જનરલ સભામાં પસાર થયા શિવાયનાં) મેનેજીંગ કમીટીમાં પસાર થયા પછી શરૂ કરવાં, અને જનરલ સભામાં પસાર થયાં હોય તો તેનો અમલ સેક્રેટરીએ કરવો.

૫ સેક્રેટરીએ સભા મેળવવી, તેનું પ્રોસીડીંગ લખવું, મેનેજીંગ કમીટી અને જનરલ સભામાં થયેલા ઠરાવો અમલમાં લાવવા, હમેશનાં ચાલતાં કામ ઉપર દેખરેખ રાખવી, પત્ર વ્યવહારનું કામ કરવું,

સભાની નાણા વિગેરેની તમામ મિલ્કત ઉપર દેખરેખ રાખવી, અને સભાના કારકુનોને સોંપેલા સર્વ કામની તપાસ રાખવી.

૬ જોઇન્ટ સેક્રેટરીઓએ સેક્રેટરીના દરેક કામમાં મદદ કરવી અને સેક્રેટરીની ગેરહાજરીમાં તેનું સર્વ કામ કરવું.

૭ ખજાનચીએ દરરોજના મેળમાં તેમજ માસિક મેળમાં (આવરામાં) તપાસીને સહી કરવી.

૮ પ્રમુખ અને સેક્રેટરીએ જનરલ મીટીંગમાં મંજુર થયેલ બજેટ પ્રમાણે યોગ્ય રીતે ખર્ચ કરવો અને તમામ કામની વ્યવસ્થા કરવી, તેમજ મેનેજીંગ કમીટીમાં મંજુર થયેલ બુકો છપાવવા વિગેરેનું કામ કરવું.

૯ બજેટ ઉપરાંત નવો ખર્ચ કરવો હોય તો પ્રમુખ અને સેક્રેટરી રૂ. ૨૫ સુધી પોતે કરી શકે, અને મેનેજીંગ કમીટીની મંજુરી મેળવી રૂ. ૧૦૦) સુધી ખર્ચ કરી શકે; પણ જો રૂ ૧૦૦) કરતાં વધારે ખર્ચ કરવો હોય તો તેમણે જનરલ મીટીંગની મંજુરી મેળવવી.

૧૦ સભાના ફંડની વ્યાજ ઉત્પન્ન કરવા વિગેરે વ્યવસ્થા પ્રમુખ, સેક્રેટરી અને ટ્રેઝરર—એ ત્રણેએ મળીને કરવી.

૧૧ કોઇ પણ બે મેમ્બરની સકારણ લેખિત સૂચનાથી સેક્રેટરીએ મેનેજીંગ કમીટી મેળવવી, અને પાંચ મેમ્બરોની સકારણ લેખિત સૂચનાથી જનરલ મીટીંગ મેળવવી

૧૨ વાર્ષિક ફીનાં વધઘટ કરવી હોય તથા બજેટ પસાર કરવું હોય તો જનરલ સભાના દરેક મેમ્બરને ખબર આપવી, અને તેમણે તે સંબંધમાં પોતાનો અભિપ્રાય આઠ દિવસની અંદર લખી મોકલવો. ત્યાર બાદ જનરલ સભા ભરવી; તે શિવાયનાં બાકીનાં કામકાજ તથા ધારામાં સુધારો વધારો વિગેરે સ્થાનિક મેમ્બરોની મળેલી જનરલ સભા કરી શકે. તે પ્રસંગે બહાર ગામથી કોઇ મેમ્બર ભાવનગરમાં આવેલ હશે તો તે સભામાં ભાગ લઇ શકશે.

૧૩ સભાનો હિસાબ તપાસવા માટે દરવર્ષે બે ઓડીટરોની નીમનોક કરવી.

## ખર્ચ સંબંધી પ્રબંધ.

સભાનો ખર્ચ ત્રણ ખાતાથી ચલાવવામાં આવે છે. (૧) સભાસદોની ફી ખાતું, (૨) સાધારણ ખાતું અને (૩) સભા ખાતું. આ ત્રણ ખાતામાં ઉપજનો પ્રકાર અને ખર્ચની બાબત નીચેનાં આ નીચે જણાવેલ છે.

૧ સભાસદોની ફી ખાતામાં લાઈફ મેમ્બરોની ફીના આવેલા રૂપીઆનું વ્યાજ અને પહેલા તથા બીજા વર્ગના મેમ્બરોની વાર્ષિક ફી જમે થાય છે અને મકાનભાડું, દીવાબત્તી ખર્ચ, આકસ્મીક ગણનાર નોકરનો પગાર, સભાસદોના ઉપયોગની ગાદી, તકીઆ, કોચ, ખુરશી વિગેરે વસ્તુઓની કિંમત અને પરચુરણ તેને અનુસરતો ખર્ચ ઉધારવામાં આવે છે

૨ સાધારણ ખાતામાં સભા તરફથી પ્રગટ થતા માસિકમા તેમજ સભા તરફથી છપાતી બુકોમા જે હાસલ રહે તેમાથી ૦ ભાગ જમે કરવામા આવે છે અને તેમાથી જૈન કારકુન રાખનામાં આવે તો તેનો પગાર આપવામા આવે છે. તેમજ જૈન વિદ્યાર્થીઓને મદદ આપવા વિગેરેમા કેળવણીને અંગે તેનો ઉપયોગ કરવામા આવે છે શિવાય જૈન કારકુનને ઉઘરાણી વિગેરે પ્રસંગે બહારગામ મોકલવો પડે ત્યારે તેનો અંગત ખર્ચ વિગેરે તેમા ઉધારવામા આવે છે

૩ સભા ખાતામા માસિક (જૈનધર્મ પ્રકાશ) તથા સભા તરફથી છપાતી અને સભા તરફથી વેચાતી બુકોનુ હાસલ, વ્યાજ, લાઈબ્રેરીને અંગે આવતી રૂપિઆની કે બુકોની ભેટ, લાઈબ્રેરી ખાતાના મેમ્બરોની ફી અને તેને લગતી પરચુરણ ઉપજ જમે કરવામા આવે છે અને સભાની લાઈબ્રેરી માટે ખરીદ થતા પુસ્તકો, તેને રાખવાના કબાટો, ઓફીસને શોભાવનારૂ ચીનીકામ યા ફરનીચર, સાધુ સાધ્વી વિગેરેને ભેટ તરીકે અપાતા પુસ્તકો, જૈન શાળામા ભેટ તરીકે અપાતી બુકોની કિંમત, જૈન શિવાયના કારકુનોનો પગાર, સંસ્કૃત પાઠશાળાનો ખર્ચ, બનારસ જૈન પાઠશાળામા અપાતી વર્ષિક મદદ, કિંમતથી ખરીદવામા આવતા ચોપાનીઆ ને ન્યુસ્પેપરોનુ લવાજમ, ટપાલ ખર્ચ દફતર ખર્ચ વિગેરે તેને અનુસરતી અનેક બાબતોનો ખર્ચ ઉધારવામા આવે છે

## સભાએ આજ સુધી છપાવેલ બુકોનુ લીસ્ટ.

૧ શત્રુંજય મહાત્મ્ય ભાષાંતર

૨ સુભાષિત સ્તવનાવળી ભાગ ૧ લો

૩ ,, ,, ભાગ ૨ જો

૪ સમકિત સત્યોદ્ધાર

૫ ચરિતાવળી ભાગ ૧ લો.

૬ થી ૧૨ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર ભાષાંતર પર્વ ૧૦ તેના ભાગ ૧ થી ૭

૧૩ લઘુહેમપ્રક્રિયાવ્યાકરણ

૧૪ શ્રી અભિધાન ચિંતામણિ નામમાળા શબ્દાનુક્રમ સહિત.
૧૫ શ્રી લોક તત્ત્વ નિર્ણય (ભાષાંતર સાથે).
૧૬ શ્રી દ્રવ્ય સત્તરી મુળ ટીકા—ભાષાંતર યુક્ત.
૧૭ ઉપમિતિ ભવ પ્રપંચ ભાષાંતર.
૧૮ ઉપમિતિ ભવ પ્રપંચના પીઠ બંધનું ભાષાંતર.
૧૯ યશોધર ચરિત્ર.
૨૦ ચંદ્ર શેખરનો રાસ.
૨૧ શ્રી જંબુ સ્વામીનો રાસ.
૨૨ શ્રી સમ્યકત્વ વિષે નિબંધ.
૨૩ શ્રી દેવદ્રવ્ય વિષે નિબંધ.
૨૪ ગપ દિપિકા સમીર.
૨૫ શુદ્ધ સિદ્ધાંત સમાચારી.
* ૨૬ બે પ્રતિક્રમણ સૂત્ર શાસ્ત્રી.
* ૨૭ પાંચ પ્રતિક્રમણ સૂત્ર શાસ્ત્રી.
૨૮ પૂર્વ દેશ તીર્થ સ્તવનાવળી.
* ૨૯ ચૈત્યવંદન ચોવીશી.
૩૦ પાર્શ્વનાથનો વિવાહલો.
* ૩૧ પંચકલ્યાણક તથા પંચજ્ઞાનની પુજા.
* ૩૨ સ્નાત્ર, સત્તર ભેદી તથા વીશ સ્થાનકની પૂજા.
૩૩ કેશરીઆજી તીર્થનું વૃત્તાંત.
* ૩૪ પોસહ વિધિ.
* ૩૫ સાધુ સાધ્વી યોગ્ય આવશ્યકના સૂત્રો તથા વિધિ.
* ૩૬ ચંપક શેઠનું ચરિત્ર.
* ૩૭ રતિસાર કુમાર ચરિત્ર.
* ૩૮ વત્સરાજ કુમાર ચરિત્ર.
* ૩૯ નળ દમયંતી ચરિત્ર.
* ૪૦ સ્થુલભદ્ર ચરિત્ર.

* ૪૧ સૂરસુંદરી ચરિત્ર.

૪૨ શુકરાજ ચરિત્ર.

૪૩ મહીપાળ ચરિત્ર.

૪૪ મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચંદજીનું ચરિત્ર.

૪૫ સંક્ષિપ્ત જૈન રામાયણ.

૪૬ વર્ધમાન દ્વાત્રીંશિકા–મૂળ ટીકા–ભાષાંતર યુક્ત.

* ૪૭ બે પ્રતિક્રમણ ગુજરાતી.

૪૮ ઉપદેશ પ્રાસાદ ભાષાંતર ભાગ ૨ જો. (સ્થંભ ૫ થી ૯).

* ૪૯ પાંચ પ્રતિક્રમણ મૂળ ગુજરાતી.

૫૦ રત્નશેખર રત્નવતી કથા.

૫૧ સામાયક ચૈત્યવંદન સૂત્ર ગુજરાતી.

૫૨ ચરિતાવળી ભાગ ૨ જો.

૫૩ થી ૫૮ શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર મૂળ ભાગ ૬ માં પર્વ ૧૦ (બાબુ સાહેબ બુધસિંહજી તથા શેઠ વીરચંદ દીપચંદની મદદથી).

૫૯ શ્રી પ્રતિક્રમણક્રમ હેતુ ભાષાંતર.

૬૦ ઉપદેશ પ્રાસાદ ભાષાંતર ભાગ ૩ જો. (સ્થંભ ૧૦ થી ૧૪)

૬૧ ચરિતાવળી ભાગ ૩ જો.

૬૨ શ્રી વિજયચંદ કેવલી ચરિત્ર મૂળ.

૬૩ સદર ભાષાંતર.

૬૪ શ્રી હરિભદ્રસૂરિ કૃત ગ્રંથમાળા મૂળ (સંઘવી દામોદરદાસ નેમચંદની સહાયથી) (શાસ્ત્રવાર્તા સમુચ્ચય, ષટ્દર્શન સમુચ્ચય, અષ્ટક)

એ પ્રમાણે બુકો અદ્યાપિ પર્યંત સભા તરફથી પ્રગટ કરવામાં આવી છે, અને હાલમાં નીચે જણાવેલા ગ્રંથો છપાવવાના કામો ચાલે છે.

૬૫ શ્રી અધ્યાત્મ કલ્પદ્રુમ ભાષાંતર વિવેચન સહીત.

૬૬ શ્રી યશોવિજયજી કૃત ગ્રંથમાળા મૂળ. (શા. આણંદજી પુરૂષોત્તમની સહાયથી) (અધ્યાત્મસાર, દેવધર્મ પરીક્ષા, અધ્યાત્મોપનિષદ્,

* આ નીશાનીવાળા પુસ્તકોની પુનરાવૃત્તિ થયેલી છે

અધ્યાત્મમત પરીક્ષા સટીક, યતિલક્ષણ સમુચ્ચય, નયરહસ્ય, નયપ્રદીપ, નયોપદેશ અવચુરી સહિત, જૈનતર્ક પરિભાષા વિગેરે.)

૬૭ શ્રી પ્રશ્નોત્તર પુષ્પમાળા મુનિરાજ શ્રી (હંસવિજયજી કૃત.)

૬૮ શ્રી ગૌતમકુલક ભાષાંતર (ભીમશી માણેકના ભાગમાં.)

૬૯ શ્રી ઉપદેશમાળા ભાષાંતર (મૂળ તથા કથાઓ સહિત)

૭૦ શ્રી ઉપદેશ પ્રાસાદ ભાષાંતર ભાગ ૪ થો.

૭૧ શ્રી વાસુપુજ્ય ચરિત્ર મૂળ.

૭૨ શ્રી યોગબિંદુ મૂળ તથા ટીકા.

આ શિવાય શ્રી ત્રિષષ્ટિ શલાકા પુરૂષચરિત્ર મૂળ તથા ભાષાંતરનો બાકી રહેલ ભાગ તથા ઉપર જણાવેલ પુસ્તકોની આવૃત્તિઓ છપાય છે.



સભાની આર્થિક સ્થિતિ જણાવવાને માટે સં૦ ૧૯૬૩ ના ચૈત્ર શુદિ ૧ સુધીનું સરવૈયું છપાયેલ છે તે નીચે પ્રમાણે.

| | | | |
|---|---|---|---|
| ૧૦૬૫૯॥ા | શ્રી સભા ખાતે. | ૨૩૮૯॥ા | શ્રી જૈન ધર્મ પ્રકાશની ઉઘરાણી ખાતે. |
| ૧૨૭૩।= | શ્રી વ્યાજ ખાતે | ૩૬૭૮ા॥ | સભાની લાઈબ્રેરી ખાતે. |
| ૨૫૬૮॥ા॥ | શ્રી જૈન ધર્મ પ્રકાશના હાંસલ ખાતે. | ૮૪૮૨॥ા॥ | વેચવાના પુસ્તકો ખાતે. |
| ૨૮૩૭ા | લાઈફ મેમ્બરોની ફી ખાતે. | ૩૭૬॥= | શ્રી સાધારણ ખાતે. |
| | | ૦॥ા॥ | કાર્તિક શુદ ૬ ના સ્વામી વચ્છળ ખાતે |
| ૫૭૧)ા॥ | સભાસદોની ફી ખાતે | | |
| ૬૯૪।ા | શ્રાવણ શુદ ૩ ના મહોત્સવ ખાતે. | | |
| | | ૧૩૪૨૮॥= | |
| | | ૧૧૪૬૫ા॥ | શરાફી ખાતે લેણા ૬૯૯૩॥=॥-૨૦૩૭॥-૨૦૦૦-૪૩૪। |
| ૧૮૬૦૪॥-॥ | | | |
| ૧૮૧૦। | વ્યાજુ દેના— | | |
| ૮૩૬) | જીવદયા ખાતે. | ૧૭૦૨॥= | પરચુરણ ઉઘરાણી છે. |
| ૩૬૫॥ | કેશવજી વાલજી | ૧૬)ા॥ | પ્રાંતે રોકડા. |
| ૬૦૮॥। | એક બાઈ | | |
| ૬૧૯૭॥ | પરચુરણ દેવું. | ૨૬૬૧૨॥ા | |
| ૨૬૬૧૨॥ા | | | |

આ વર્ષમાં સભાના એક સભાસદ શા૦ ગીરધર આણંદજી પરશોતમની પુત્રી બેન મોંઘીના લગ્ન સમયે રૂ. ૫૦૦) પાંચશે તેના વ્યાજમાંથી સ્ત્રી ઉપયોગી નિબંધ અથવા વાર્ત્તાની બુક લખાવી છપાવી પ્રસિદ્ધ કરવા માટે તેમણે સભાને સોંપ્યા છે.

## ઉપસંહાર. આભાર અને પ્રાર્થના.

બાળકોની રમતની જેમ જે સભાનો પાયો નાખ્યો હતો તે સભા તેના નેતાઓના સતત પ્રયાસથી આ સ્થિતિએ પહોંચેલ છે. અન્ય સભાસદોએ તેમાં પોતાથી બનતી મદદ અને જાતિ મહેનત કરેલ છે તો પણ મી૦ કુંવરજી આણંદજીએ પોતાની બુદ્ધિ અને વખતનો મોટા ભાગે ભોગ આપી સભાને સારી સ્થિતિમાં લાવવા પ્રયાસ કરેલ છે.

આ ઉપરથી આપને જણાઇ શકશે કે એક સભા કે મંડળી બાંધી અમુક કાર્યને લક્ષી પ્રવૃત્તિ કરવાની હોય તેમાં દરેક અંગભૂતોએ પોતાની સ્થિતિ અને સંજોગને અનુસારે વખતનો તથા પોતાની અન્ય શક્તિઓનો ભોગ આપવાનો પવિત્ર નિયમ જાળવવોજ જોઇએ, જો એમ ન થાય તો કોઇ સંસ્થા સારી સ્થિતિએ પહોંચી શકેજ નહિ જેમ એક મોટી મીલ ચાલતી હોય તેમાંથી એક યંત્ર કામ કરતું અટકી પડે તો કદાચ થોડી વાર તે મીલ ચાલતી સ્થિતિમાં રહી શકે પરંતુ પછી તે યંત્રની મદદની ગેરહાજરીથી કાર્ય બંધજ થાય, તેવીજ રીતે હરકોઇ સંસ્થાના અંગભૂતો પોતાથી બનતી મદદ આપવાનું બંધ કરે તો સભાની સ્થિતિ તદન ફેરવાઇ જાય છે. આ સભાના સંબંધમાં તેમ થયું નથી અને સર્વ સભાસદોએ પોતાથી બનતું કાર્ય કરવામા મદદ આપી છે તેથીજ સભાને આપ સુજ્ઞ સજ્જનો સમક્ષ આ જ્યુબીલિનો આનંદોત્સવ ઉજવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે.

મીલના કામમાં યંત્રો સિવાય જેમ અન્ય પદાર્થોની સહાયની પણ અપેક્ષા રહે છે તેમ સભાના અંગભૂતો ઉપરાંત સભાને પણ અન્ય ગ્રહસ્થોની સહાયની અપેક્ષા રહે છે. આ સભાના સંબંધમાં અન્ય ગૃહસ્થોએ પુસ્તકો છપાવવા વિગેરેનાં કાર્યમાં મદદ આપી તે અપેક્ષા પૂરી પાડી છે, અને તેને લીધે પણ આ સભાની કીર્તિમાં વૃદ્ધિ થઇ છે. '**જૈન ધર્મ પ્રકાશ**' માસિક પત્રના ગ્રાહક તરીકે રહી તથા તેની અંદર ઉત્તમ લેખો આપી જે જે ગૃહસ્થોએ સહાય કરી છે તેઓ પણ સભાની ઉજ્જવળ કારકીર્દિમાં સહાયક છે. આ પ્રસંગે સભા તરફથી તે સર્વનો આનંદ સાથે આભાર માનવામાં આવે છે.

ગૃહસ્થો! સભાની આજ સુધીની સ્થિતિ તથા કારકીર્દિનો હેવાલ અત્રે પૂર્ણ થાય છે; તે ઉપરથી આપના જાણવામાં આવશે કે સભા ધીમે ધીમે સારા પાયા ઉપર આવી છે, આવતી જાય છે અને આવશે. સભાએ આજ સુધીમાં કેટલાંએક

ઉત્તમ કાર્યો કર્યા છે, કરે છે અને કરવાની અભિલાષા ધરાવે છે. દેશી પરદેશી જૈન સમૂહ અને મુનિ મહારાજાઓ સભા પ્રત્યે પ્રેમભાવ રાખે છે અને સહાય આપે છે. અલબત, સભાએ અત્યાર સુધી જે કર્યું છે તે મુનિમહારાજના અને મુખ્યત્વે કરીને શ્રીમન્ મહારાજ શ્રી વૃદ્ધિચંદજી મહારાજના પ્રતાપથી કરેલું છે અને પૂર્વ પુરૂષોના પ્રમાણમાં તે કાંઇ વિશેષ નથી, તોપણ ધર્મજિજ્ઞાસા વિશેષ છે. સભાસદો સર્વ શ્રદ્ધાલુ છે, સભા ઉપર મમતાવાળા છે, ધર્મમાં ટેકીલા છે, ધર્મ કાર્યો કરવાની અભિલાષાવાળા છે, કેળવણી પ્રત્યે પ્રીતિવાળા છે અને સભાને યોગે ઉત્તમ લાભો પ્રાપ્ત કરે છે. પ્રાંતે સર્વ મુનિમહારાજાઓ વિદ્વાન અને શ્રીમાન જૈન બંધુઓ અને સાક્ષરોને સવિનય પ્રાર્થના કરવામાં આવે છે કે જેવી રીતે આ સભા પ્રત્યે પ્રેમાળ વૃત્તિ રાખો છો તેવી રીતેજ રાખશો જેથી સભાસદો સર્વનો ઉત્સાહ વૃદ્ધિ પામશે, સભાની કારકીર્દિ અતિ ઉજ્જવળ થશે અને જેવી રીતે આ આનંદોત્સવમાં ભાગ લેવા આપ સર્વને બોલાવ્યા છે તેવીજ રીતે પરમાત્માની કૃપાથી બીજો આનંદોત્સવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે અને આપ સર્વને તેમાં ભાગ લેવાનું આમંત્રણ કરવાને અમો ભાગ્યશાળી થઇશું. તથાસ્તુ.





રા. રા. પ્રભાશંકરભાઇ દલપતરામ પટણી,
સંસ્થાન ભાવનગરના મુખ્ય દિવાન સાહેબ

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની સીલ્વર જ્યુબીલી (આનંદોત્સવ)ની સભાનો હેવાલ.



જૈન મહાસમાજના પ્રવૃત્તિમય અને ચિંતાયુક્ત આનંદી મેળાવડા પૂર્ણ થયા પછી બીજે દિવસે એટલે ચૈત્ર શુદ ૬ મંગળવારે ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાની જ્યુબીલીના આનંદોત્સવનો–નિવૃત્તમય, પ્રમોદકારી મેળાવડો ભાવનગરના નામદાર દીવાન સાહેબ, સાક્ષર મી૦ પ્રભાશંકર દલપતરામ પટણીના પ્રમુખપણા નીચે થયો હતો. વિદ્યા, જ્ઞાન અને ધર્મના પ્રસાર માટે સ્થપાયેલી એ સભાના આનંદોત્સવ નિમિત્તે ભરાયેલી સમાજને માટે સ્થાન પણ જ્ઞાન દાન માટે નિર્માણ થયેલુંજ પસંદ કરવામાં આવ્યું હતું. તે દિવસે પ્રાતઃકાળથી ભાવનગર એંગ્લો વર્નાક્યુલર સ્કુલના મકાન ઉપર વાવટાઓ ફરકવા માંડયા હતા એથી જાણે તે મકાન વિદ્યાના અનુયાયીઓને તે દિવસે થવાના હર્ષમય મેળાવડામાં આવવા આમંત્રણ કરતું હોય એમ જણાતું હતું. એ વિદ્યાલયના ચોગાનમાં એક સુશોભિત સમીઆણો સભાની બેઠક માટે ઉભો કરવામાં આવ્યો હતો. વિદ્યાલયના મકાનને તથા સમીઆણાને સુશોભિત ધ્વજા અને તોરણોથી શણગારવામાં આવ્યા હતા. મકાનના મુખ્ય દ્વાર પાસે એક સુંદર બેંડ રાખવામાં આવ્યું હતું તે પ્રતિષ્ઠિત ગૃહસ્થોને આગમન સમયે માન આપતું હતું. જૈન મહાસમાજમાં પધારેલા પ્રતિષ્ઠિત ડેલીગેટો, ભાવનગરના આગેવાન જૈન ગૃહસ્થો તથા અન્ય વેપારીઓ, ભાવનગરનું સર્વ વિદ્વાન્ મંડળ અને દરબારી અમલદારો એ સર્વને આમંત્રણ પત્રિકાઓ પહોંચાડવામાં આવી હતી. બરોબર બે વાગ્યાથી ગૃહસ્થો તથા વિદ્વાનો સભાસ્થાનમાં દાખલ થવા માંડયા હતા. આસરે સાતશે આઠશે ગૃહસ્થો મેળાવડામાં પધાર્યા હતા. બરાબર સાડાત્રણ વાગે દીવાન સાહેબ પ્રભાશંકરભાઇ, કોનફરન્સના પ્રમુખ શેઠ મનસુખભાઇ તથા સભાના પ્રમુખ કુંવરજી આણંદજી સભા સ્થાનમાં આવ્યા તેઓને સર્વેએ ઉભા થઇ તાળીઓના અવાજથી માન આપ્યું હતું.

શરૂઆતમાં સભાના મંત્રી મી૦ અમરચંદ ઘેલાભાઇએ મેળાવડો કરવાનું પ્રયોજન દર્શાવનારી આમંત્રણ પત્રિકા વાંચી સંભળાવી હતી, જેમાં જણાવ્યું હતું કે જ્યુબીલીના પ્રસંગને અનુસરી કરવામાં આવેલા આ મેળાવડામાં સભાનો અદ્યાપિ પર્યંતનો વૃતાંત વાંચવાનું, કોન્ફરન્સના પ્રમુખ શેઠ મનસુખભાઇને માનપત્ર આપવાનું અને સભાના પ્રમુખ મી૦ કુંવરજીભાઇને એક સુવર્ણચંદ્રક આપવાનું એ ત્રણ કામ આ મેળાવડામાં કરવાના છે. બાદ શેઠ રતનજી વીરજીએ શેઠ ત્રીભોવનદાસ ભાણજીના અનુમોદન સાથે નામદાર દીવાન સાહેબને પ્રમુખસ્થાન લેવા દરખાસ્ત રૂપે વિનંતિ કરી હતી.

નામદાર દીવાન સાહેબે પ્રમુખસ્થાન લીધા બાદ સભાના પ્રમુખ શેઠ કુંવરજી આણંદજીએ જણાવ્યું, કે છેલ્લા ત્રણ દિવસમાં ભાવનગર ખાતે કોન્ફરન્સમાં જે ઉત્તમ કામ બજાવવામાં આવ્યું છે અને જેમાં આપણા પ્રમુખ સાહેબ શેઠ મનસુખભાઈ ભગુભાઈએ તન મનથી ઉત્તમ મદદ આપી છે તેને માટે, અમારી સભા તરફથી પોતાની સીલ્વર જ્યુબિલીના પ્રસંગે હર્ષ બતાવવા કરવામાં આવેલા આ મેળાવડામાં સભાની કારકીર્દીનો આજ પર્યંતનો હેવાલ વાંચવા ઉપરાંત તેઓ સાહેબને માનપત્ર આપવાનું કામ થવાનું છે અને તેથી આ મેળાવડો વધારે હર્ષકારી થઈ પડશે. અમારી સભા જ્યારે હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં એક પણ જૈન સભા નહોતી તે વખતે સ્થાપવામાં આવી હતી. અગર જો કે અમારી શરૂઆતતો બહુ નાની હતી તે છતાં તેને સ્થાપ્યા પછી જે જે કાર્યો થયાં છે તે એવાં છે કે અમને જૈન મહાસમાજના મેળાવડાની સાથોસાથ અમારી સીલ્વર જ્યુબીલીનો આનંદોત્સવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે; અને એ આનંદોત્સવમાં જૈન કોમના દેશી પરદેશી આગેવાન ગૃહસ્થો, ભાવનગરના આગેવાન વ્યાપારી ગૃહસ્થો અધિકારી વર્ગ અને વિદ્વાન મંડળ એ સર્વેએ હાજરી આપી અમારા પ્રત્યે જે પ્રીતિ બતાવી છે તે અમારા કાર્ય તરફ તેઓની પસંદગી અને ચાહના બતાવી આપે છે. કોઈ કહેશે કે આવા મેળાવડાઓની જરૂર શું છે તેનું કારણ ટુંકામાં હું એટલુંજ જણાવીશ કે પોતે કરેલું ફતેહમંદ કાર્ય બીજાઓ આગળ દર્શાવવાથી—રજુ કરવાથી બીજાઓને તે દાખલા રૂપ થઈ પડે અને તેનું અનુકરણ કરવા ઉત્સાહ આવે. હવે સભાનો રીપોર્ટ અથવા આજ પર્યંતનો ટુંક ઇતિહાસ મી૦ અમરચંદ ઘેલાભાઈ વાંચી સંભળાવશે તે ઉપરથી આપ સર્વે જોઈ શકશો કે સભાએ આજ પર્યંત શું કર્યું છે.

તે પછી મી૦ અમરચંદ ઘેલાભાઈએ સભાનો રીપોર્ટ વાંચી સંભળાવ્યો હતો જે આ અંકમાં પ્રથમ સંપૂર્ણ આપેલો છે.

## મી૦ ગુલાબચંદજી ઢઢ્ઢાનું ભાષણ.

રીપોર્ટ વંચાયા બાદ મી૦ ગુલાબચંદજી ઢઢ્ઢાએ જણાવ્યું કે આજનો આ મેળાવડો એવો તો આનંદમયી છે કે તેના આનંદમાં નિમગ્ન થવાથી હું બોલવાની શક્તિ પણ ગુમાવી બેઠો છું; કેમકે હર્ષ શક્તિઓને દબાવી દે છે. જે રીપોર્ટ હમણા આપણી સન્મુખ વાંચવામાં આવ્યો છે તે ઉપરથી એ સભાના સેક્રેટરીઓ પ્રમુખ અને સભાસદોએ જે ઉત્તમ કામ કર્યું છે તેને માટે તેઓને ધન્યવાદ ઘટે છે. જ્યારે કોઈ કામ ખંતથી તેના ઉદ્યોગી કાર્ય કર્તાઓ ચલાવે છે ત્યારે તેઓ અવશ્ય ફતેહમંદ થાય છે. ગંગા યમુના અને સિંધુ જેવી મહાનદીઓની પણ શરૂઆત જો કે નાની હોય છે તે છતાં તેઓ રફતે રફતે લાંબી અને ચોડી થતી જાય છે તેજ રીતે આ સભાએ બીજી કોઈ પણ સભા કરતાં વધારે અને સારૂં કામ કર્યું છે.

કેમકે તેના ઉત્પાદક ત્રણ મિત્રો એકદીલ અને એકમનથી ખંતપૂર્વક કામ કરતા. દિલગીર છું કે તેમાંના એક અત્રે હાજર નથી પણ તેનો આત્મા તો અમારી સાથેજ છે. ત્રણમાંના બે મિત્રો અદ્યાપિ હાજર છે અને એ બંને મિત્રો મારફતે જે લાભ મળ્યો છે તે માટે આપણે તેમને ધન્યવાદ આપીએ છીએ અને સભાને સોનેરી (Golden) જ્યુબીલી ઉજવવાનો વખત આવે એમ હું ઇચ્છું છું.

## મી૦ દામોદર બાપુશાનું ભાષણ.

મી૦ દામોદર બાપુશાએ જણાવ્યું કે પ્રમુખ સાહેબ અને ગ્રહસ્થો! ચાર દિવસના ભાષણથી અજીર્ણ થયું હશે અને હવે મારા આ ભાષણથી કંટાળો આવશે તે છતાં મારા મિત્ર મી૦ કુંવરજી જેવાને માટે કાંઇ બોલવાની જરૂર છે. આ સૌરાષ્ટ્ર દેશમાં કૃષ્ણ અને નેમનાથજી જેવાનો જન્મ થયો હતો, અને તેજ દેશમાં મિત્ર કુંવરજીભાઇનો જન્મ છે. તેમણે નિખાલસપણે, સરળપણે અને નિરભિમાનપણે કોમની જે સેવા બજાવી છે તે અવર્ણનીય છે. કોન્ફરન્સની ફતેહ પણ તેમને લઇનેજ છે. આ શ્રી પ્રસારક સભાએ જૈન ધર્મની ઉજ્વળ સેવા બજાવી છે. સૌરાષ્ટ્ર દેશમાં સૌથી જાહોજલાલી ભોગવતું શહેર ભાવનગર છે અને તેના મહારાજા નીતિમાન્ શૂરવીર અને સત્યશીલ છે. અમે દિલગીર થઇએ છીએ કે અમે તેમના રાજ્યમાં વસતા નથી. તેઓ પોતાની પ્રજાનું ઉત્તમ રીતે પાલન કરે છે અને તેઓની રાજ્યધાનીના શહેરમાં અમારા મિત્ર મી૦ કુંવરજીભાઇ વસે છે એ અમને વધારે હર્ષકારી છે. કુંવરજીભાઇ શ્રાવકના એકવીશ ગુણના ધારક છે અને જૈન કોમના દરેક કામમાં તેઓ દર પળે રોકાયેલા રહે છે. તેઓ દીર્ઘાયુષી થાઓ અને આવાં હજારો કામ હમેશ કરો એજ અમારી ઇચ્છા છે.

## મી૦ ફતેહચંદ કપુરચંદ લાલનના વિચાર.

મી૦ લાલને ભાષણ કરતાં જણાવ્યું કે હૃદય આ આનંદના પ્રસંગે બહુ કહેવા ઇચ્છા રાખે છે પણ કંઠ તેમ કરવા ના પાડે છે તો પણ તમે થોડાને ઘણું માની લેશો એવી હું આશા રાખું છું. પ્રકાશ એ જગતને રોશની આપે છે. તારાનો, ચંદ્રનો સૂર્યનો પ્રકાશ હોય છે પણ એ પ્રકાશ દુનિયાના મોહ રૂપી અંધકારને દૂર કરી શકતો નથી. માત્ર ધર્મના પ્રકાશથીજ તે અંધકાર દૂર થઇ શકે છે અને એ પ્રકાશ એજ શાશ્વત્ પ્રકાશ છે જે કે સૂર્યની માફક ઉગીને અસ્ત થતો નથી. એજ રીતે જૈન ધર્મનો આ પ્રકાશ (જૈન ધર્મ પ્રસારક સભા) પચીશ વર્ષપર શરૂ થયો હતો અને અદ્યાપિ તે ઉત્તરોત્તર વધતો ગયો છે એમ તેની પરોક્ષ અને, અપરોક્ષ સાબીતીઓથી જણાય છે. તે વખતે કોઇ પુસ્તક ચોપાનીઆં કે વર્તમાનપત્રો પ્રકટ થતાં ન હતાં. આ સભાના કારણેજ મી૦ વીરચંદ રાઘવજી, મી૦ મુલચંદ નથુભાઇ અને મી૦ કુંવરજી આણંદજીથી મારો સમાગમ થયો હતો. સાત વ્યસનનો ત્યાગ કરનારા ઘણા માણસો આ સભાના સમાગમથી થયા હતા.

અને તેઓ સર્વે તેના આભારી છે. જૈન એસોસીએશન ઓફ ઇંડીઆ અને જૈન પંચાયત ફંડને જન્મ આપનાર મરહુમ મી૦ વીરચંદ રાઘવજી ગાંધી પણ તે સમયે આ સભાના અંગીભૂત હતા. જૈન પંચાયત ફંડમાં જીર્ણ પુસ્તકોદ્ધાર, જીર્ણ ચૈત્યોદ્ધાર, નિરાશ્રીતોને મદદ અને કેળવણીને ઉત્તેજન એ ચાર બાબત મુખ્ય હતી. એ ચાર હેતુઓમાંથી જૈન કોન્ફરન્સ જન્મ પામી અને હવે પછી દરેક જૂદા જૂદા જૈન ફીરકાઓની સભાઓ ભવિષ્યમાં જન્મ પામશે. આ સભાને યોગે હજારો જૈનભાઇઓ લખતાં વાંચતાં થયા છે, ધર્મના અભ્યાસવાળાં થયા છે, સાત વ્યસનનો ત્યાગ કરનારા થયા છે અને પુન્યશાળી થયા છે એ સર્વનું મૂળ આ સભા અને સભાના સ્થાપક ત્રણ મૂળ ગૃહસ્થો હતા.

વીશ પચીશ વર્ષ ઉપર જૈનોમાં પુસ્તકો નહીં છપાવવાનો વિચાર આશાતનાને કારણે હતો પણ મુદ્રાયંત્રોથી વિશેષ લાભ થાય છે એવું સમજી હાલમાં પુસ્તકો છપાવવાનું જે કામ થાય છે તેને માટે આ સભાને ધન્યવાદ ઘટે છે. નડીઆદના વિદ્વાન પુત્ર રત્નોએ જે ગુજરાતી સાહિત્ય પ્રકટ કર્યું છે તે જેમ પ્રથમ પદે મુકવા લાયક છે તેવીજ રીતે જૈન ધર્મ પ્રસારક સભા જૈન સાહિત્યને પ્રસિદ્ધિ કરવામાં પ્રથમ પદે મુકવા લાયક છે.

આ નગરને સાધુ મહારાજાઓનો તથા ઉત્તમ માણસોનો સમાગમ મળી આવે છે તેથી અહીંના જૈન ભાઇઓની ઉંચી સ્થિતિ છે; જે લાભ મુંબઇ જેવા નગરને મલી શકતો નથી. આ રાજ્યની વ્યવસ્થા શીતળ છે અને તેથી સર્વને આલ્હાદકારી લાગે છે. ખાનગી કન્યાશાળા અને સ્ત્રીશાળાને માટે ૧/૩ ગ્રાંટ આપનાર રાજ્ય હોય તો તે આ રાજ્યજ છે. જ્યાં આવી સભાઓ હોય જ્યાં આવા રાજ્યાધીશો હોય અને જ્યાં મી૦ પટ્ટણી જેવા ધર્મચુસ્ત પ્રધાનો હોય ત્યાં રણમાં—અમૃતનું સરોવર અને નંદનવન જેવો બગીચો મળવાથી જેવું સુખ મળે તેવું સુખ પ્રાપ્ત થાય તેમાં શી નવાઇ? પરોપકારની છાંયા આ રાજ્યે તથા અત્રેની આ સભાએ આપી છે તેનો દાખલો બીજી સભાઓ લેશે એવી હું આશા રાખું છું.

## મી૦ શીવજી દેવશીનું ભાષણ.

મી૦ શીવજી દેવશીએ જણાવ્યું કે કચ્છી ભાષામાં નાન્યતર જાતી નથી અને તેથી વખતે હું ભાવા દોષ કરીશ પણ મને માફ કરશો એવી હું આશા રાખું છું. જૈન કોમમાં કોઇ પણ સભાની જ્યુબીલી થઇ હોય તો તે આ પ્રથમ સભા છે અને તે જ્યુબીલી સભાની નહીં પણ જૈન સાહિત્યની છે. પાલીતાણાનો વિદ્યા પ્રસારક વર્ગ એ આ સભાનું છોકરૂં છે. અમારા કચ્છ દેશમાંથી જ્ઞાન રીસાઇ ગયું છે અને તેથી અમે જ્ઞાન લેવા પાલીતાણે ભાગીને આવ્યા છીએ અને ત્યાંથી વળી અત્રે આવી બે ત્રણ મહીનાથી એક છાપખાનું ઉઘાડયું છે. હું જે કાંઇ જાણું છું તે આ સભા, સભા તરફથી પ્રસિદ્ધ થતું માસીક અને શેઠ કુંવરજીભાઇને યોગે જાણું

છું. કુંવરજીભાઇ ભવીષ્યના એક મોટા મનુષ્ય છે અને તેમના પ્રતાપે અમારૂં, કર્ત્તવ્ય અમે શીખ્યા છીએ. લાગણી પૂર્વક સતત્ અભ્યાસ-પ્રયાસથી ગમે તેવી ભૂમિ પણ સુધરી શકે છે તે આ સભાએ અને કુંવરજીભાઇએ સાબીત કરી આપ્યું, છે અને હું ઇચ્છું છું કે ભાવનગરનો દરેક જૈન તેનો સભાસદ થાય અને જુદી જુદી સભાઓ સ્થાપવા કરતાં આજ સભા મારફતે કામ કરશે તેથી સભા બલવત્તર થશે અને કોમ દેશ તથા મનુષ્ય જાતને મોટો ફાયદો થશે.

## શાસ્ત્રી નર્મદાશંકર દામોદરનું ભાષણ.

ભાવનગર હાઇ સ્કુલના સંસ્કૃત અધ્યાપક શાસ્ત્રી નર્મદાશંકર દામોદર નીચે પ્રમાણે બોલ્યા હતા—

પ્રમુખ સાહેબ અને ગૃહસ્થો, આજના ઉત્તમ પ્રસંગે બોલવાને મને વિશેષ આનંદ ઉત્પન્ન થાય છે; કારણ કે આ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની જ્યુબીલી છે, તે મારા પૂર્વના આશ્રય સ્થાનની જ્યુબીલી છે. જ્યુબીલી શબ્દ કઇ ભાષામાંથી ઉત્પન્ન થયો છે, તેનો નિર્ણય મારાથી બીજી રીતે થઇ શકતો નથી, પણ મને લાગે છે કે, તે વિષે સંસ્કૃતમાં **જયાવલી** શબ્દ હોવો જોઇએ. જયની આવલી એટલે પંક્તિ તે જયાવલી અર્થાત્ જેમાં ઉત્તરોત્તર જયવંત કાર્યો બને અને તે પ્રસંગ અમુક વર્ષે ઉજવવાનો સમય આવે તે **જયાવલી** યથાર્થ રીતે કહેવાય છે. ગૃહસ્થો તેમાં આજે તો આ સભાની જયાવલી ખરેખરી સાર્થક થઇ છે. આપણી છઠી જૈન કોન્ફરન્સના પ્રમુખને માન મલે છે, ભાવનગરના સર્વ અધિકારી વર્ગના પ્રમુખ પ્રમુખસ્થાને બીરાજ્યા છે અને આપણી જૈન ધર્મ પ્રસારક સભાના પ્રમુખને સુવર્ણચંદ્રક મલે છે. આ પ્રમુખોની ત્રીપુટી કે જે જયવતી છે, તે આવા જયવંત કાર્યમાં સામેલ થવાથી આ શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની **જયાવલી** ખરેખર સાર્થક થાય છે.

ગ્રહસ્થો! વિશેષમાં કહેવાનું કે જૈન ધર્મ પ્રસારક સભા કે જેની બાલ્ય વયમાં હું તેની સેવા કરવાને રહેલો હતો, તે વખતથી તેના પ્રમુખ મી૦ કુંવરજીભાઇની તે સભા પ્રત્યે જે લાગણી હું જોતો આવ્યો છું, તે આ વખતે મુખથી વર્ણવી શકાય તેવી નથી. કુંવરજીભાઇએ પોતાના જીવનની સાર્થકતા એ સભાની સેવામાંજ માનેલી છે અને તેમના સતત્ પ્રયાસથીજ આજે તે સભાની જયાવલી ઉજવવાનો પ્રસંગ આવ્યો છે. કોઇ પણ સાર્વજનિક મંડલ સ્થાપન કરી તેને ઉન્નતિમાં લાવવું હોય તો તે શિક્ષણ કુંવરજીભાઇ પાસેથીજ પ્રાપ્ત થવાનું છે. આવી મહાન્ સંસ્થાઓ કેવી રીતે ઉદયમાં આવે, તે ઉપાયનો મહામંત્ર કુંવરજીભાઇનેજ વિદિત છે.

ગ્રહસ્થો! આ પ્રસંગે મને એક વાત યાદ આવે છે, તે આપ સાંભળીને ખુશી થશો. એક વખતે મારા વતન વઢવાણ શહેરમાં કેટલાએક મિત્રોએ એકત્ર

થઇ એક સમાજ સ્થાપન કરવાનો વિચાર કર્યો. તેમાં કેટલાએક મારા મિત્રો હતા, તેથી મને પણ તે કાર્યમાં બોલાવ્યો. શુભ દિવસે એ સમાજ સ્થાપન કરવાનો નિશ્ચય કર્યો. તે વખતે તેમણે એવો ઠરાવ કર્યો કે જ્યારે સમાજ સ્થાપન કરવામાં આવે, તે વખતે ગણપતિ વગેરેમાંથી કોઇ દેવની સ્થાપના કરી પૂજા કરવી કે જેથી આ સમાજ નિર્વિઘ્ને ઉન્નતિ પામે. આ સમયે મેં મારો મત પ્રદર્શિત કર્યો કે "જો તમે આપણા સમાજને ઉન્નતિમાં લાવવા ઇચ્છતા હોતો ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાના પ્રમુખ મી૦ કુંવરજીભાઇની પ્રતિમાની સ્થાપના કરી તેનું પૂજન કરો. કારણ કે એ જન મંડલ અને જન સમાજની ઉન્નતિના મહામંત્રને જાણનારો માનુષી દેવ છે. તેને હાથે સ્થપાએલી 'જૈન ધર્મ પ્રસારક' સભા સારી ઉન્નતિને પામી છે. આ મારો વિચાર જાણી મારા બધા મિત્રો ખુશી થયા હતા.

ગ્રહસ્થો આવા એક ઉત્સાહી અને ધાર્મિક હૃદયવાલા નરને સુવર્ણ ચાંદ આપવાનો જે વિચાર કરવામાં આવ્યો છે તે સર્વ રીતે યોગ્ય છે. આ પ્રસંગે મારે જણાવવું જોઇએ કે મી૦ કુંવરજીભાઇને સુવર્ણના ચાંદની જે ભેટ કરવામાં આવે છે, તે ભેટની ઉપર જે બે પક્ષીઓનાં ચિત્ર આપવામાં આવ્યાં છે, તે પ્રસ્તુત કાર્યના શુભ પ્રસંગને અને ભેટના ગ્રાહકને અનુકૂલ થઇ ઉત્તમ અર્થને સૂચવે છે.

**ज्ञानश्री धर्मश्री रूपौ सत्पक्षिणौ सुचंद्रगतौ ॥**
**प्रमुख यत्नभव पुष्पे दर्शयतः 'सत्फलाशयासहितौ' ॥**

આ સુવર્ણના ચાંદમાં જે બે ચકલીઓ છે, તે જ્ઞાનશ્રી (જ્ઞાનલક્ષ્મી) અને ધર્મશ્રી (ધર્મ લક્ષ્મી) રૂપ છે. તે બને ચકલીઓ પ્રસારક સભાના પ્રમુખ કુંવરજીભાઇના યત્નથી થએલા બે પુષ્પો બતાવે છે. અને હવે સારા ફલની આશા રાખે છે. અર્થાત્ કુંવરજીભાઇએ પ્રયત્નથી સંપાદન કરેલ જ્ઞાન લક્ષ્મી અને ધર્મ લક્ષ્મીનાં પુષ્પો આજે જ્યુબીલીને પ્રસંગે ખીલી નીકળ્યાં છે અને હવે તેના શુભ ફલની પૂર્ણ આશા રાખવામાં આવે છે.

ગ્રહસ્થો આ પ્રસંગે હું એક નવીન કલ્પના કાવ્ય કહી સંભળાવવાની ઇચ્છા રાખું છું, તે આપ શ્રવણ કરવા કૃપા કરશો. જો કે આ પ્રસંગે મને કહેવાનો ઘણો ઉમંગ આવે છે, પણ ચોવિહારના પ્રત્યાખ્યાન કરનારા જૈન બંધુઓનો વિશેષ સમય રોકવો એ મને યોગ્ય લાગતું નથી. આટલું બોલ્યા પછી તેમણે નીચે પ્રમાણે પોતાની સંસ્કૃત કવિતા કહી સંભળાવી હતી—

**शार्दूलविक्रीडितम्**

**श्रीयुक्ता दशसप्तसुपर्णधरा हस्तध्वजालंकृता**
**कंठे दिव्यगुणं चतुःसरमहाहारं वरं बिभ्रती ।**
**सौम्या शासनदेवता पटुतरां श्रीभारतीं संसदं**
**दृष्ट्वा मंडपमध्यगां समभवत् सानंदचेता भृशम् ॥ १ ॥**

દશ અને સાત–સત્તર આભૂષણોને ધારણ કરનારી, હાથમાં ધજાથી અલંકૃત થયેલી અને કંઠમાં ચાર સરનો દિવ્ય હાર ધરનારી શ્રી જૈન શાસનદેવી પોતાની જૈન કોન્ફરન્સના સુંદર મંડપની અંદર રહેલી શ્રી ભારત વર્ષીય મહા પરિષદ્ (નેશનલ કૉન્ગ્રેસ)ને શરીરે સાજીતાજી જોઇ હૃદયમા અત્યંત આનંદ પામી.

પછી જૈન શાસન દેવી નીચે પ્રમાણે બોલી

**कथं श्रीभारतीयांब, तवेहस्थितिरद्भुता।**
**भारतीयार्हत सभामंडपाऽलंकृतस्त्वया ॥ २ ॥**

હે ભારતી માતા! તમારી અહિં આવી અદભુત સ્થિતિ શી રીતે થઇ ગઇ? અને તમે આ ભારતવર્ષની જૈન મહા પરિષદ્‌ના મંડપને કેમ અલંકૃત કર્યો છે?

જૈન શાસન દેવીના આ વચનો સાભળી નેશનલ કોન્ગ્રેસ નીચે પ્રમાણે બોલી.

**प्रजाप्रियनरेशस्य नीतिराज्ये दयामये।**
**दयाधर्म सभास्थाने मातः शांतिसुखान्विता ॥ ३ ॥**

હે માતા! હું આ વખતે સુરત નગરમાં ઘાયલ થઇ હતી. પછી મારી આજારી દૂર કરવાને પ્રજાપ્રિય મહારાજા સર ભાવસિંહજીના દયામય નીતિ રાજ્યની અંદર થયેલી આ દયા ધર્મની મહા સભાને સ્થાને શાંતી સુખવાલી થઇ છુ

આ પ્રમાણે જૈન શાસન દેવીને રાષ્ટ્રીય મહા પરિષદ્ (કોન્ગ્રેસ) કહેતી હતી, તેવામાં કોઇ માણસનો આર્ત્તનાદ સાભળવામા આવ્યો તે સાભલી કોન્ગ્રેસ દેવી નીચે પ્રમાણે બોલી—

**पूत्कारः श्रूयते कस्य दयादेवि दयां कुरु।**
**अहिंसा धर्म यज्ञेऽस्मिन् न भाव्य प्राणिपीडया ॥ ४ ॥**

"હે દયાદેવિ! આ કોનો પોકાર સંભળાય છે? તમે દયા કરો આવા આ અહિંસા ધર્મના યજ્ઞમા (જૈન કોન્ફરન્સમા) કોઇ પણ પ્રાણીને પીડા થવી ન જોઇએ.

જૈન કોન્ફરન્સ ધ્યાન કરીને બોલી—

**जैनानां गृह धर्म विघ्नजनको नित्य छलोत्पादका**
**दूरे पुत्कुरुते कुसंपलभुक् दूतैर्भृश पीडितः।**
**राज्ये नीतिमये प्रजाप्रियनृप श्रीभावसिंहशितुः**
**श्री सिद्धाचल तीर्थ राजविमलच्छाया श्रीते सोऽपलः ॥ ५ ॥**

હે ભારતિ, જે આ દૂરથી પોકાર કરે છે, તે જૈનોના ગૃહ, અને ધર્મને વિઘ્ન કરનાર તથા હંમેશા છલને ઉત્પન્ન કરનાર કુસંપરૂપી રાક્ષસ છે. તેને પરમા

ધાર્મિક દૂતે અત્યંત પીડા કરે છે તે અહીં વિઘ્ન કરવાને આવતો હતો પણ શ્રી સિદ્ધાચલ તીર્થની નિર્મલ છાયાને આશ્રિત થયેલા મહારાજા સર ભાવસિંહજીના નીતિમય રાજ્યમાં આવતાં તે નિર્બલ થઇ ગયો છે.

प्रत्याख्यानेन नियमश्चतुश्चक्र धरो नरः ।
चतुर्नियम करणार्थं संसदे दीयते मया ॥ ६ ॥

હે ભારતી ! જે આ ચાર ચક્રોને ધારણ કરનારો પુરૂપ છે, તે પ્રત્યાખ્યાન રૂપ નિયમ છે તે ચાર ચક્રોથી ચાર પ્રકારના નિયમો કરવાને આ મોટી સભા (કોન્ફરન્સ)ને હું આપું છું.

તે ચાર પ્રકારના નિયમો આ પ્રમાણે છે—

संपो दुराचारनाशः संसच्छाशनपालनम् ।
भारतीयार्हत सभोल्लसन्नियम वर्त्तनम् ॥ ७ ॥

સંપ, હાનિકારક રીવાજોનો નાશ, જૈન શાસનનું પાલન અને કોન્ફરન્સે પ્રસાર કરેલા ઠરાવો પ્રમાણે વર્ત્તન-એ ચાર પ્રકારના નિયમો છે.

आचार्य पन्यास गणि प्रमुख्य
शिष्य प्रशिष्याखिल साधु साक्ष्ये ।
एतच्चतुः सन्नियमान् धरंतु
सभ्यास्तु सर्वे इति मे सदाशी ॥ ८ ॥

હે ભારતિ ! હું હૃદયથી હંમેશા આશીષ આપું છું કે આ સર્વ સભ્યો, આચાર્ય પન્યાસ અને ગણિ પ્રમુખના શિષ્યો, પ્રશિષ્યો અને બધા સાધુઓની સાક્ષીએ એ ચાર નિયમોને ધારણ કરો.

संघो भावपुरस्य धर्मफलभागध्यक्षयुग्मंतथा
श्रीमद्भारत जैनसंसदखिला जीयाज्जयोल्लासिनी ।
भूपो भावनरेश्वरः स्वमहिषी युक्तश्चिरं राजतु
जैनशासनमुन्नति सुलभतां संघ प्रकर्षान्वितम् ॥ ९ ॥

શાસન દેવીનાં આ વચનો સાંભળી ભારતી કોન્ગ્રેસ અત્યંત ખુશી થઇ ગઇ. પછી બંને દેવીઓ નીચેના આશીર્વાદનું પદ્ય બોલી પોતપોતાને સ્થાને ચાલી ગઇ.

ધર્મના ફલને પ્રાપ્ત કરનાર આ ભાવનગર શહેરનો સંઘ, છઠી જૈન કોન્ફરન્સના પ્રમુખ શેઠ મનસુખભાઇ ભગુભાઇ, આજની જયાવલી (જયુંબીલી)ના મહોત્સવના પ્રમુખ મે. દિવાન સાહેબ પ્રભાશંકર દલપતરામ પટની અને વિજયવતી શ્રી જૈન

કોન્ફરન્સ જય પામો, પોતાના મહારાણી સાથે મહારાજા સર ભાવસિંહજી ચિરકાલ રાજ્ય કરો અને સંઘના ઉત્કર્ષ સાથે જૈન શાસન ઉન્નતિને પામો."

એ પછી સભાના શાસ્ત્રી જાદવજી અંબાશંકરે આશિર્વાદના ત્રણ શ્લોકો વાંચી બતાવ્યા હતા.

ઉપરનાં ભાષણો પૂરા થયા બાદ શેઠ કુંવરજી આણંદજીએ જણાવ્યું કે "અત્રે આપની પાસે સભાનો જે રીપોર્ટ રજુ કરવામાં આવ્યો છે તે સંબંધમાં તથા તેના કાર્યવાહકોના સંબંધમાં બોલવામાં આવ્યું છે તેને માટે અમે આપ સર્વનો આભાર માનીએ છીએ. અમોએ કાંઇ પણ અધિક કર્યું નથી. એક સભા બાંધી તેને અંગે જે જે કર્તવ્ય બજાવવાનાં હોય છે તેનો લેશમાત્ર પણ અમે કરી શકયા નથી, તોપણ અમોએ યથાશક્તિ પ્રયત્ન કરી જે કાર્ય કર્યું છે તેને આપના તરફથી અધિક ગણી જે ઉત્તેજન આપવામાં આવે છે તેથી ઉત્તરોત્તર અમો ચઢતા પ્રકારનાં કાર્યો કરી શકીએ એવી પરમાત્મા પાસે પ્રાર્થના છે.

હવે એ કરતાં વધારે અગત્યની બીજી બાબત જે શેઠ મનસુખભાઇ ભગુભાઇને અમારી સભા તરફથી માનપત્ર આપવાને લગતી છે તેની શરૂઆત કરવામાં આવે છે. શેઠ મનસુખભાઇ સદ્‌ગુણસંપન્ન, ધર્મિષ્ટ, પોતાના ધર્મ બંધુઓને માટે લાખોની સખાવત કરવા તત્પર, ઘણા ચૈત્યોદ્ધાર કરાવનાર વીરરત્ન છે. વળી કોન્ફરન્સના પ્રમુખ તરીકે બીરાજી કોન્ફરન્સને તેમણે જે ફતેહમંદ કરી છે તેથી પણ આપણે તેમના પ્રત્યે માનપ્રદ દૃષ્ટિથી આકર્ષાઇએ છીએ. હમણા આપણે જે કાર્ય કરવાને તૈયાર થયા છીએ તે યોગ્યજ છે અને યોગ્ય પુરૂષને માન આપવાના કારણેજ કરીએ છીએ. જે લાયકાત શેઠ મનસુખભાઇ ધરાવે છે તે લાયકાતના પ્રમાણમાં અમારૂં કર્તવ્ય ઘણુંજ ઓછું છે, પરંતુ ભક્તિવાન મનુષ્ય જે કાંઇ ભક્તિ કરી શકે છે તે પૂર્ણ હોતી નથી પણ તેને સ્વીકારનાર પોતે ઉદાર હૃદયે ઘણીજ કિંમતી ગણે છે તેમ આ માનપત્રને તેઓ સાહેબ ફુલ નહિં પણ ફુલની પાંખડી બરાબર ગણી જે કાંઇ અમારાથી થાય તેને અમારા ખરા અંતઃકરણની લાગણીની આરસી રૂપ ગણી તેનો સ્વીકાર કરશે."

બાદ સભાના જોઇન્ટ સેક્રેટરી મી૦ ગીરધરલાલ દેવચંદે નીચેનું માનપત્ર વાંચી સંભળાવ્યું હતું—

## સર્વગુણસંપન્ન વીરરત્ન શેઠસાહેબ મનસુખભાઇ ભગુભાઇ,

અમદાવાદ.

માન્યવર ધર્મબંધુ!

આપને આ શુભ પ્રસંગે આ લઘુ માનપત્ર અર્પણ કરતાં અમો શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના સભાસદોને જે હર્ષ ઉત્પન્ન થાય છે તે જણાવી આપવાને માટે આ

સ્થળ અને આ વખત બહુજ સંકોચવાળો છે, જેથી અમે તે પૂર્ણ રીતે બતાવી શકીએ તેમ નથી; તોપણ આપની સર્વત્ર ફેલાયેલી ઉજ્વળ અને અખંડ કીર્તિને આધીન થઇને અમારો હર્ષોદ્ગાર થોડા શબ્દોમાં પણ બતાવ્યા શિવાય રહી શકતા નથી.

આપે છઠ્ઠી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સના પ્રમુખપણાનું અપ્રતિમ માન મેળવીને તેમજ તેના કાર્યને ફતેહમંદ રીતે પાર ઉતારીને ઉક્ત મહાન્ સંસ્થાની મહત્વતા સિદ્ધ કરી બતાવી છે, અને આપની ઉદારતાનો જે લાભ જૈન પ્રજાને આપ્યો છે તેને માટે આપનો આભાર માનવા અમારી પાસે પૂરતા શબ્દો નથી; પરંતુ તેને માટે આપની તરફ આકર્ષાતું અમારૂં હૃદયજ સાક્ષી આપે છે.

આપ ગર્ભશ્રીમંત હોવા સાથે ધર્મચુસ્ત હોઇને આપના વડીલની ધર્મપરાયણતા જાળવી રાખવા ભાગ્યશાળી થયા છો અને વ્યાપારમાં આગળ વધીને હિંદુસ્તાનના વ્યાપારીવર્ગમાં પ્રથમ પદ મેળવ્યું છે, તે સાથે અનેક જૈન બંધુઓને આશ્રય આપવામાં આપે આપના દિલની વિશાળતા બતાવી આપી છે.

જીર્ણોદ્ધારમાં પુષ્કળ દ્રવ્યનો વ્યય કરી, પુસ્તકોદ્ધારનું કામ શ્રેષ્ઠ પ્રકારે બની શકવા માટે પૂરતો પ્રયત્ન કરી, જૈન સ્કુલ તથા જૈન કન્યાશાળાનું સ્થાપન કરી તેમજ નવીન ચૈત્ય બંધાવી, તીર્થોની સંભાળ રાખી, સંખેશ્વર ભોયણી વિગેરે તીર્થોને યોગ્ય વ્યવસ્થામાં મૂકી અને સાર્વજનિક હોસ્પીટલ ઉઘાડી તેમજ બીજાં અનેક શુભ કાર્યો કરી જે અપૂર્વ લાભ મેળવો છો અને જે પુણ્ય સંપાદન કરો છો તેને માટે અમે શબ્દરચના વાપરવાના શ્રમમાં ન પડતાં આપને પૂર્વે થઇ ગયેલા કોઇ પ્રસિદ્ધ પુરૂષની ઉપમા આપવી તેજ યોગ્ય ધારીએ છીએ.

આપની આજ સુધીની કારકિર્દી ઘણી ઉજ્વળ છે તેમજ તેને પ્રકાશિત કરવા આપ અહર્નિશ ખંત ધરાવો છો તેમજ દરેક પ્રકારના ધર્મકાર્યમાં, ગુરૂભક્તિમાં અને શાસનોન્નતિના સાધનમાં તન મન ધનથી તત્પર રહો છો તેથી આપની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે.

આપના ઉદાર અને વ્યવહારૂ હસ્તથી અમે અમારો અંતઃકરણનો સંતોષ જાહેર કરવા સાથે ઇચ્છા રાખીએ છીએ કે નવીન યુગના સંક્રાન્તિ કાળમાં પ્રચલિત દેશકાળાનુસાર સામાજિક અને ધાર્મિક ઉન્નતિનાં કાર્યો નવીન પદ્ધતિએ કરવા આપ ભવિષ્યમાં વિશેષ ઉદ્યત થશો.

આપના દરેક ગુણનું વર્ણન કરવાને આ માનપત્ર બસ થઇ શકે તેમ નથી, તેથી વધારે વિસ્તીર્ણ વર્ણન કરવાના લોભમાં ન પડતાં આપ અહોનિશ વિશેષ ધર્મકાર્યપરાયણ બનો, આપની યશકીર્તિ દિન પ્રતિ દિન વૃદ્ધિ પામો અને આપ દીર્ઘાયુષ્ય થઇ જૈન બંધુઓને અનેક પ્રકારના લાભ આપ્યા કરો તેમજ આપની સંતતી આપને પગલે ચાલી આપની કીર્તિને વધારો એમ ઇચ્છી, તેને માટે

પરમાત્મા પાસે પ્રાર્થના કરી, અંતઃકરણની ઊર્મિ પ્રદર્શિત કરી આ માનપત્ર સમાપ્ત કરવા રજા લઇએ છીએ, અને આ માનપત્રનો સ્વીકાર કરીને આપ સાહેબ અમને પણ કૃતાર્થ કરશો એમ ઇચ્છીએ છીએ.

ભાવનગર—ચૈત્ર શુદિ ૬ મંગળવાર સં. ૧૯૬૪, તા૦ ૭-૪-૧૯૦૮.

અમે છીએ,

આપના ગુણથી આકર્ષાયેલા આપના પ્રીતિપાત્ર ધર્મબંધુઓ,

શેઠ કુંવરજી આણંદજી, પ્રમુખ. શાહ અમરચંદ ઘેલાભાઇ, સેક્રેટરી.
શેઠ રતનજી વીરજી, ઉપપ્રમુખ શાહ ગીરધરલાલ દેવચંદ જો. સેક્રેટરી.
સંઘવી દામોદરદાસ નેમચંદ, ખજાનચી. શાહ ડાયાલાલ હુકમચંદ „

અને બીજા સભાસદો.

## શેઠ મનસુખભાઇનો જવાબ.

શેઠ મનસુખભાઇએ ગદગદિત કંઠે પોતાને આપવામાં આવેલા માનપત્રના જવાબમાં જણાવ્યું કે "આજે સભા તરફથી જે માનપત્ર મને આપવામાં આવ્યું છે તેને માટે એવી કોઇ પણ મોટી લાયકાત હું ધરાવતો નથી છતાં તમારા હૃદયના પ્રેમને માટે હું આપનો આભારી થયો છું. હું કાંઇ કરૂં છું તે માત્ર મારો ધર્મ અને મારી ફરજ માનીને કરૂં છું; કેમકે મારી માન્યતા એવી છે કે માણસ જે કાંઇ પ્રાપ્ત કરે તેમાંથી પોતાના ધર્મબંધુઓ, જ્ઞાતિબંધુઓ અને દેશબંધુઓના હિતને ખાતર વાપરી તેમના દુઃખો ઓછાં કરવા એ દરેક માણસની ફરજ છે."

તે પછી દોસી જીવરાજ ઓધવજી બી એ., એલએલ. બી એ જણાવ્યું કે "ગૃહસ્થો! આ સભામાં કરવાનાં બે કાર્ય થઇ ગયા છે તે સાથે તેવીજ જરૂરનું એક ત્રીજું કાર્ય કરવાનું છે, જેના વિષે અગાઉના વક્તાઓના ભાષણમા સૂચના થઇ ગયેલી છે અને તે કામ અમારી સભાના પ્રમુખ મી૦ કુંવરજીભાઇને એક સુવર્ણ-ચંદ્રક આપવાનું છે. કુંવરજીભાઇ દરેક જાહેર કામમા ભાગ લઇ પોતાના વખતનો ભોગ આપી પોતાથી બનતું કરે છે એ વાત સર્વને વિદિત છે. એ ઉપરાંત સભાના કાર્યમા ખંત રાખી સભાને આ સ્થિતિએ પહોચાડી છે તે બદલ અમારા સર્વ સભાસદોએ તેમને આ નિર્જીવ ભેટ આપવાનું આ સમયે ઉચિત ધર્યું છે."

મી૦ નીઆલચંદ લક્ષ્મીચંદ સોની, બી. એ., એલએલ. બી.એ ઉપરની દરખાસ્તને અનુમોદન આપતાં કુંવરજીભાઇના સારા ગુણો, જાહેર કામમાં ભાગ લેવાની ખંત વિષે વિવેચન કર્યું હતું.

તે પછી મે· દીવાન સાહેબે તે સુવર્ણચાંદ મી૦ કુંવરજીભાઇને એનાયત કર્યો હતો.

## મી૦ કુંવરજી આણંદજીનો જવાબ.

મહેરબાન પ્રમુખ સાહેબ અને મારા પ્રિયતમ બંધુઓ તથા સભાજનો! આપ સાહેબની સમક્ષ મહેરબાન દીવાન સાહેબના હસ્તથી મને એક અમૂલ્ય વસ્તુ બક્ષીશ કરીને જે આભારી કર્યો છે તેને માટે આભાર માનવા મારી પાસે પૂરતા શબ્દો નથી.

આ અપૂર્વ માન આપતાં મારી પ્રશંસાનાં જે જે વાક્યો કહેવામાં આવ્યાં છે તે ઘણા અતિશયોક્તિ ભરેલાં છે એમ હું માનું છું., કારણ કે મેં મારી ફરજનો પણ ઘણો અલ્પ ભાગ બજાવ્યો છે; જેને માટે હું આટલા બધા માનને પાત્ર હોઉં એવું મારૂં બીલકુલ માનવું થતું નથી. સભાનું કાર્ય કરવામાં મેં યથાશક્તિ ભાગ લીધો છે તે સાથે દરેક સભાસદે પોતાથી બનતું કર્યું છે. સર્વની મદદ અને સર્વના એકસંપ વિના આ સ્થિતિએ પહોંચી શકાય એ કોઇ પણ રીતે બની શકે તેવું નથી. આ ફક્ત મારાપરની અત્યંત પ્રીતિનુંજ પરિણામ છે. પ્રીતિને અંગે અલ્પકાર્ય પણ મહત્કાર્ય ગણવામાં આવે છે, અલ્પલાભ પણ બહુલાભ માનવામાં આવે છે અને અલ્પગુણ પણ મહાન્‌ગુણ તરીકે લેખવવામાં આવે છે.

આવું અપ્રતિમ માન અને તે પણ આવા મોટા મેળાવડા સમક્ષ તેમજ માનવંતા દીવાન સાહેબના હસ્તકમળ વડે આપીને તમે મને એટલો બધો આભારી કર્યો છે કે તેના બદલામાં હું જીંદગી પર્યંત સભાનું કાર્ય કરૂં તોપણ તેનો બદલો વળી શકે એમ હું માની શકતો નથી.

એક રીતે આવું અપ્રતિમ માન જે માણસને મળે છે તેને તેવું માન મેળવ્યા બાદ બહુ સંભાળ રાખવી પડે છે, સંભાળીને ચાલવું પડે છે અને પોતાની વર્તણુક જીંદગી પર્યંત એટલી બધી સાવચેતીથી શ્રેષ્ઠ રાખવી પડે છે કે મળેલું માન કોઇ પ્રકારે નાશ પામે નહીં એટલે આવું માન મળ્યા પછી તેની ફરજ વિગેરેમાં કેટલેક વધારો થાય છે.

આવા અપ્રતિમ માનને જીરવવું—જાળવી રાખવું તે ઘણું મુશ્કેલ કામ છે. આ કાર્ય મારાપરની પ્રીતિવાળા સભાસદોએ મારાથી કેટલેક અંશે છુપી રીતે કર્યું છે. જો પ્રથમથી મને આ વાતની ખબર પડી હોત તો બનતી રીતે હું તેનું નિવારણ કરત, પરંતુ મને બહુ છેવટને વખતે ચોક્કસ ખબર પડયા હતા કે જે વખતે હું આ હકીકત બંધ પાડી શકું તેમ નહોતું.

હવે વધારે શબ્દો બોલીને હું આપ સાહેબોનો વધારે વખત રોકવા માગતો નથી પરંતુ ટુંકામાં જણાવું છું કે હવે પછી બની શકશે તેટલો વિશેષ પ્રયત્ન હું સભાના હિતને સંબંધે કરતો રહીશ, સભાના હિતમાંજ મારૂં હિત સમજીશ અને દરેક રીતે આ માન જાળવી રખાય તેવો પ્રયત્ન કરતો રહીશ. આ કરતાં કાંઇ પણ



શેઠ મનસુખભાઇ ભગુભાઇ, અમદાવાદ
શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના પેટ્રન

વધારે કહેવાને હું શક્તિવાન નથી તેથી આટલું કહીને તેમજ મારાપર અથાગ પ્રીતિવાળા મારા બંધુઓને આભાર માનીને બેસી જવાની રજા લઉં છું.

## નામદાર દીવાન સાહેબનું ભાષણ.

સભાના કાર્યની પૂર્ણાહુતિ કરતાં નામદાર દીવાન સાહેબે જણાવ્યું કે આ સભામાં ત્રણ કાર્યો થયાં છે અને તે ત્રણે પરસ્પર સંબંધવાળાં છે તેથી તેના ઉપર મારા વિચાર એક સાથે જણાવવાનું મેં ઉચિત ધાર્યું છે. થોડા વખત ઉપર એટલે થોડા કલાક અગાઉ હું એક બીજા મેળાવડામાં જવાને ભાગ્યશાળી થયો હતો અને ત્યાં આગળ જે વિચારો મેં દર્શાવ્યા હતા તેજ વિચારોમાંના કેટલાક આ પ્રસંગે પણ દર્શાવવામાં જો હું ભૂલ કરૂં તો તે માટે તમો સાહેબો મને ક્ષમા કરશો એવી હું આશા રાખું છું. મને જો ખબર હોત કે મારે બીજા મેળાવડામાં જવાનું છે, અને તે એક વિદ્વાન વર્ગનો ભવ્ય મેળાવડો થવાનો છે તો હું તેજ વખતે કેટલાક શબ્દો અને વિચારો મારી પાસે રાખી મુકત કે જેથી મારે પુનરાવૃત્તિના દોષમાં આવવું પડત નહીં. આ મેળાવડાથી મને ઘણોજ આનંદ થયો છે અને તેથી તેને લીધે જે કાંઇ દોષ મારામાં જણાય તે એ આનંદના પ્રતાપથી ઢંકાઇ જશે એવી મને ખાત્રી છે. પહેલી વાત તો એટલીજ છે કે જૈન ભાઇઓને હવે જમવાનો વખત થયો છે અને તેથી મારા વિચારો હું પૂર્ણ પ્રમાણમાં દર્શાવી શકીશ નહિં.

આજે જે કાંઇ મેં સાંભળ્યું છે તે એવું છે કે મેં બીજા ઘણા થોડા પ્રસંગે સાંભળ્યું હશે. મનુષ્યના શરીરમાં કાન એ એક એવી વસ્તુ છે કે જે કદી પણ બંધ થઇ શકતી નથી અને મનુષ્યની ઇચ્છા હોય યા ન હોય તે છતાં સ્વર પોતે તેમાં દાખલ થઇ જાય છે. આંખ અથવા બીજી ઇંદ્રિયોને તમે બંધ કરી શકશો પણ કાનને તમે કદી પણ બંધ કરી શકશો નહીં. હવે હું આજની સભાના કાર્યપર આવીશ. આટલા વર્ષ થયાં હું જૈન ધર્મ પ્રસારક સભાની હસ્તી જાણતો હતો, પણ મને એટલી ખબર નહોતી કે તે હસ્તી અને આબાદાની કોને પ્રતાપે છે. ભાવનગરમાં હું રહેનો હોવા છતાં મને તેની ખબર નહીં પડી તે અજ્ઞાનને માટે મને શોચ થાય છે. આવી સંસ્થાઓના ઇતિહાસથી મારે જાણીતા થવુંજ જોઇએ અને તેમ ન બન્યું તે માટે હું દીલગીર થાઉં છું અને તમો સાહેબોને વિનંતિ કરૂં છું કે આવી બીજી સંસ્થાઓ પણ જો અસ્તિત્વમાં હોય તો તેનાથી મને વાકેફ કરી આભારી કરશો.

સભાનો રીપોર્ટ જે અત્રે રજુ કરવામાં આવ્યો છે તે એવો તો ઉત્તમ છે અને સરલ ભાષામાં લખાયેલો છે કે તે સંબંધમાં કાંઇ પણ વધારે બોલવાની હું જરૂર જોતો નથી. જ્યારે એ રીપોર્ટ વંચાતો હતો ત્યારે તે તરફ આખી સભાનું ધ્યાન ખેંચાયેલુ હતું. ગ્લેડસ્ટન જેવાના જન્મચરિત્રનાં પુસ્તકોમાં પણ કેટલાંએક પૃષ્ઠ નકામાં ટાયલાનાં હોય છે. અગાઉ મારા વાંચવામા કે સાંભળવામાં આવેલા

રીપોર્ટ ઘણે ભાગે તેવા હતા પણ આ રીપોર્ટમાં તેવું કાંઈ પણ નથી. સભાએ ઉત્તમ રીતે કાર્યભાર ચલાવી ઉત્તરોત્તર જે વૃદ્ધિ કરી છે તેને માટે જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ખેદકારક હકીકત માત્ર એટલીજ છે કે સભાના નિયમોમાં માત્ર જન્મથીજ જૈન હોય તેજ સભામાં દાખલ થઈ શકે છે તેથી મારા જેવા તેનો લાભ લેવાને અશક્ત થઈ પડે છે. એ રીપોર્ટ કોણે લખ્યો છે તે હું જાણતો નથી પરંતુ મને જો તેના નામની ખબર હોત તો હું વધારે ખુશી થાત. હમણાં મને તેની ખબર નથી તેથી હું એવા ગુપ્ત લેખકને માત્ર ધન્યવાદ આપું છું. સભાને જન્મ આપનાર તથા તેના પ્રમુખ શેઠ કુંવરજીભાઈ વિષે જે સ્તુતિ અગાઉના બોલનારા તરફથી કરવામાં આવી છે તેમાં હું કાંઈ પણ વધારે ઉમેરો કરી શકતો નથી; મને ભય રહે છે કે મી૦ ગુલાબચંદજી જેવા વિદ્વાન માણસે ઘણી ઉંચી ભાષામાં જે વિચારો જણાવ્યા છે તેવા વિચારો હું જણાવી શકીશ નહિં કેમકે હું એક ઉત્તમ વક્તા કે ભાષણકર્ત્તા નથી.

શેઠ મનસુખભાઈ જેવા જૈન કોમના એક અગ્રેસર પુરૂષને માનપત્ર આપવાનો જે પ્રસંગ આ સભાએ લીધો છે તેને માટે મને ઘણો હર્ષ થાય છે. તેમનાં ઉત્તમ કાર્યો, ઉત્તમ ધર્મવૃત્તિ, પોતાના જાતિબંધુ તરફનો પ્રેમ, દુઃખી ભાઈઓને મદદ કરવાની ઇચ્છા, સાદાઈ, સરલતા અને ઉદાર હૃદય જેવા ઉત્તમ ગુણો માટે હું જેટલું બોલું તેટલું ઓછું છે, પણ તે સંબંધમાં તમે જૈન કોમનાજ હોવાથી વધારે સારી રીતે જાણી શકો તેમ છો; તથાપિ છેલ્લા ત્રણ દિવસમાં કોન્ફરન્સને પ્રસંગે તેમને જે કાંઈ માન મળતું, તેમના તરફ જે ઉદ્‌ગારો નીકળતા મેં જોયા છે અને તે દિવસોમાં તેમના સંબંધમાં જે કાંઈ મેં અનુભવ્યું છે તે માત્ર એટલુંજ સાબીત કરે છે કે તેઓ એક વંદનીય પુરૂષ છે અને તેને માનપત્ર આપવામાં તમે યોગ્યજ કર્યું છે.

હવે હું ત્રીજી બાબતપર આવીશ. શેઠ કુંવરજીભાઈ અહીંના વતની હોવાથી અને હું પણ લાંબા વખતથી સ્ટેટમાં નોકર છું તેથી તેમના પ્રસંગમાં આવવાને મને ઘણી તક મળી હતી તે ઉપરથી મને જે અનુભવ થયો હતો તે તેમને માટે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરાવનારો હતો. ઘણા પ્રસંગોમાં મારે તેમને મળવું થતું હતું પણ અત્યાર સુધી કોઈ એવો પ્રસંગ મળ્યો ન હતો કે જ્યાં હું તેમના વિષેની મારી લાગણીઓ અને વિચારો જાહેર કરી શકું. એવો પ્રસંગ મને આજે પ્રથમ મળ્યો છે તોપણ તે સંબંધમાં કાંઈ પણ લંબાણ ન કહેતાં બે શબ્દોમાજ મારા વિચારો કહીશ.

એક વખત એક સ્ત્રી પુરૂષનું યુગલ ફરવા નીકળ્યું હતું જે વખતે તેઓએ દૂરથી એક સુંદર પર્વત જોયો. સ્ત્રીએ તે જોઈ આશ્ચર્ય પામી કહ્યું કે શું સુંદર દેખાવ! પુરૂષે તે શબ્દો સાંભળી તેજ શબ્દો પાછા કહ્યા અને ઉપરાંત વધારામાં

કહ્યું કે ઘણું ખુબસુરત, અતિ સુંદર વિગેરે. પ્રથમના શબ્દો કરતાં પાછલા શબ્દો જેમ વધારે સારી લાગણી દર્શાવી શકયા ન હતા તેમ આ પ્રસંગે તમે જે ઉત્તમ પુરૂષનાં વખાણ કર્યાં છે તેના કરતાં વધારે હું જે કાંઇ પણ કહીશ તે પેલા પુરૂષના શબ્દોની જેમ ઓછાં અસરકારક થઇ પડશે. માટે હું એટલુંજ કહીશ કે જો કોઇ મને ઉત્તમ સભા માટે પુછશે તો હું તેને જૈન ધર્મપ્રસારક સભા દેખાડીશ, જો કોઇ મને દ્રવ્યનો ઉત્તમ ઉપયોગ કરવા માટે પુછશે તો શેઠ મનસુખભાઇને બતાવીશ અને પોતાનું કર્ત્તવ્ય પોતે કરી તેને માટે બીજાને માન અપાવવા ઉત્સુક રહેનાર ગૃહસ્થ વિષે જો કોઇ મને પુછશે તો શેઠ કુંવરજીનું દ્રષ્ટાંત આપીશ.”

બાદ મી૦ મોતીચંદ ગીરધર કાપડીઆ બી. એ., એલએલ. બી. એ દીવાન સાહેબે લીધેલી તસ્દી માટે તેઓનો ઉપકાર માન્યો હતો અને મહેરબાન દીવાન સાહેબે ભાવનગર બોર્ડીંગના વિદ્યાર્થીઓને શેઠ મનસુખભાઇ તરફથી તૈયાર કરાવવામાં આવેલો પોશાક એનાયત કર્યો હતો.

તે પછી તૈયાર રાખવામાં આવેલા રીફ્રેશમેંટ રૂમમાં ચા તથા ટીફીન લેવા સર્વ ગયા હતા અને પછી ઇંગ્રેજી બેંડના સુંદર સ્વર સાથે મેળાવડો વિસર્જન થયો હતો.

બીજે દિવસે પૂજા ભણાવી સર્વ દેરે સુંદર આંગી રચાવી અને આનંદભોજન કરવામાં આવ્યું હતુ.



આ અંકને વિશેપ ઉપયોગી કરવા માટે અનેક વિદ્વાનો તરફ પત્ર લખીને વિષયો મંગાવેલા તે પૈકી જે જે ગૃહસ્થો તરફથી આવેલા છે તે આ નીચે પ્રગટ કરવામાં આવ્યા છે.

## શેઠ અનુપચંદભાઇ મલુકચંદ તરફથી આવેલો લેખ.

### (૧) સભા કાઢવાનો હેતુ.

હરકોઇ કામ ધર્મનું કરવું તેમાં હેતુ કર્મ રહિત થવાનો હોવો જોઇએ, ઐહિક માન કે પ્રતિષ્ઠાનો તથા જગતના માણસથી કાંઇ કામ કાઢી લેવાનો વિચાર ન હોવો જોઇયે; માત્ર આત્માનું હિત અને તે હિત અર્થે પરનું હિત કરવાની ઇચ્છા— એવી ઇચ્છાથી સભાનો ઉદ્ભવ થવો જોઇએ. વળી અમુક વ્યક્તિને સંસ્થાદ્વારા પરની સહાય મળવાથી હાથપર લીધેલું કાર્ય ફલીભૂત થાય છે: જેમકે મંત્રસાધન કરતાં ઉત્તર સાધક હોય તો મંત્ર સાધવામાં ભય રહેતો નથી, તેમજ એકત્ર કામ કરવાથી હિંમત વધારે રહે છે. એક સુતરનો જુદો તાંતણો કામ કરી શકતો નથી, પણ ઘણા તાંતણાનું બનેલું દોરડું ઘણું કામ કરી શકે છે; તેમ ઘણા માણસ

મળવાથી કામ કરવાની સુલભતા થાય છે. થોડી થોડી રકમ દરેક માણસ આપે તો તે એકત્ર કર્યાથી ધર્મનું કાર્ય થઇ શકે છે. આગલા વખતમાં એક એક ધણીએ લાખો કે કરોડો રૂપીઆ ખરચી દેરાસર બાંધ્યાં છે, પણ આધુનિક સમયમાં એવી મોટી રકમોનો ખરચનાર નહિ હોવાથી ટીપો કરી ઘણાં શહેરનાં માણસો પાસેથી પૈસા લઇ લાખોનાં કામ થાય છે; તે પ્રમાણે એકલા માણસથી જે કામ ન થઇ શકે તે સભા મળીને કરી શકે. વળી જ્ઞાનની પણ વિચિત્રતા છે. કોઇ કંઇ વસ્તુનો જાણકાર તો કોઇ બીજી વસ્તુનો જાણકાર હોય છે; પણ તેઓ એકઠા મળવાથી એકબીજાનું જ્ઞાન બધાને થાય, જેથી બધાને બુદ્ધિ વધવાનું સાધન થાય છે. કેટલાંએક કામો મહેનતનાં છે, તે એક માણસમાં મહેનત કરવાની શક્તિ ન હોય તો બધા મળી તે કામ કરે તો ઝટ થઇ જાય. જેમકે ઘણા માણસ મળી બેંક કહાડે તો તેની પેદાશ શેરહોલ્ડરને સારી મળે છે, તેમાંનો એક શેરહોલ્ડર પોતાના રૂપિયાનું જુદું વ્યાજ ઉપજાવે તો તેટલું ઉપજી શકતું નથી. તે પ્રમાણે સભા કરવાથી ઘણા મળીને ધર્મસાધન સારી રીતે કરી શકે, જેમકે એક માણસ અગ્રેસર થઇ પૌષધ પ્રતિક્રમણ કરે છે તો બીજા પણ તે કરવાને એકઠા થાય છે. જાત્રા જવું હોય તો એક માણસ અગ્રેસર થાય છે તો તેની સાથે બીજા પણ જાત્રા જવા તૈયાર થાય છે. ભણવામાં પણ તેમજ છે. એક માણસ અગ્રેસર થઇ સભા બાંધે તો પછી બધાને ધર્મવર્તના કરવી સુગમ પડે. આવા લાભને અર્થે સભા કરવી યોગ્ય છે, અને ઉક્ત હેતુએ સભા કરે તો લાભજ થાય.

## (૨) સભાનો ઉદ્દેશ.

સભાસદોએ આત્માનું કલ્યાણ કરવું એ હેતુ રાખવાનો છે. પણ તે હેતુ પરિપૂર્ણ કરવાને સદ્દવિચારો હોવા જોઇએ. સદ્દવિચારમાં એ હોવું જોઇએ કે સમભાવથી કામ લેવું. કોઇ પણ માણસે બગાડયું હોય તો તેના ઉપર પણ દ્વેષની નજર ન થવી જોઇએ, પણ તેનું કલ્યાણ કરવાની ઇચ્છા હમેશ હોવી જોઇએ. એ ઇચ્છા રહેવાથી "સમવૃત્તિ" રહી શકે છે. સભાએ લોકનું કલ્યાણ કરવાનો વિચાર કર્યો, પણ જે લોકો પૂરતા સમજદાર નથી તેઓએ સભાનો વિચાર માન્ય કર્યો નહિ તોપણ તેમની સાથે વિરૂદ્ધતા રાખવી ન જોઇએ. તેમના ઉપર સમદૃષ્ટિ રહેવી જોઇએ. સમદૃષ્ટિ ન રહે તો સભા ને સંઘ વચ્ચે કલેશ ઉઠે. કલેશ થાય તો આત્માનું કલ્યાણ શી રીતે થાય? પરને પણ ખેદ કરાવવાના નિમિત્તભૂત સભા થઇ, માટે સચોટ સભાના માણસોએ બેદીલી ન થાય, કુસંપ વૃદ્ધિ ન પામે એ મનમાં રાખવું જોઇએ. સભાસદો પણ સરખી પરણતિના હોતા નથી, તેથી કોઇ પણ સભાસદને કષાય પીડયો ને વધતું ઓછું બોલ્યો તો અન્ય સભાસદો સમવૃત્તિ રાખે તો સભા ટકે, પણ બરોબરી કરે તો સભા પણ ટકે નહિ. આ દુનિયામાં હમણાના વખતમાં ઘણા માણસોના મનમાં 'વ્યાજબી ચાલવું', વ્યાજબી વાતમાં કોઇની દરકાર કરવી નહિ' એવા અક્ષરો મ્હોડે આવી ગયા છે; પણ પોતાની

માન્યતા પ્રમાણે વ્યાજબી માની તે ઉપર હઠ કરવાથી બીજા માણસ સામા થાય છે અને કલેશ ઉદ્‌ભવે છે કારણ કે જે ખરૂ વ્યાજબી આગમનુ જ્ઞાન તે સમ્યક્ વિચાર થયા વિના થતું નથી કદાપિ પોતાની ધરેલી વાત ખરી હોય, પણ ઘણા માણસને ખરી વાત સમજાતી ન હોય તો જેમ જશવિજય મહારાજે કહ્યુ છે તેમ અંતર શ્રદ્ધા રાખવી જેમ એક રાજાને નિમિત્તિઆએ કહ્યુ હતુ કે અમુક દિવસે વરસાદ આવશે, તેનુ પાણી જે પીશે તે ગાડા થશે તે ઉપરથી રાજા તથા પ્રધાને બીજું સારૂ પાણી ભરી રાખ્યુ અને તે વરસાદનુ પાણી પીધુ નહિ, તેથી રાજા તથા પ્રધાન ડાહ્યા રહ્યા ને નગરના લોકોએ પાણી પીધુ તે ગાડા થયા પછી તે ગાડા માણસો મર્યાદા બહાર વર્તવા લાગ્યા અને રાજા તથા પ્રધાનને તેમ ન કરવાથી મારવા લાગ્યા તે વખતે પ્રધાને કહ્યુ કે 'એમના જેવી વર્તના આપણે નહિ કરીએ તો લોકો આપણને મારી નાખશે, માટે તેઓ કરે છે તેમ કરો' રાજાએ અને પ્રધાને તેમ કર્યું તો જીવતા રહ્યા તેઓ અંતરમા તે કૃત્ય અયોગ્ય જાણતા હતા તોપણ કરવુ પડ્યુ તેમજ સભામા વા લોકના સંબંધમા એવી વાત આવે તે વખતે જો ખેંચતાણ કરે તો કલેશ જ થાય તેવે પ્રસંગે રાજાની પેઠે અંતરમા જાગૃત રહી વર્તે તોજ આત્માના કલ્યાણનો જે ઉદ્દેશ છે તે પાર પડે વળી વીતરાગનો માર્ગ ઉત્સર્ગ અપવાદ છે, માટે તે પર લક્ષ રાખવુ જોઈએ એકે ઉત્સર્ગ લીધો, એકે અપવાદ લીધે તે અપેક્ષાનો એક પક્ષ લઈ તકરાર ચલાવે તોપણ કલેશ થાય નિશ્ચય વ્યવહાર જે પ્રભુના માર્ગ છે તેમાથી એક એક પક્ષ લે તોપણ કલેશ થાય સ્યાદ્વાદ માર્ગ વીતરાગનો છે, તેવી રીતે શ્રદ્ધા રાખી "દર્શન સકલના નયગ્રહે, આપ રહે નીજ ભાવેરે" એવી રીતે શ્રી જશવિજય મહારાજે કહ્યુ છે તે પ્રમાણે જે જે નયનો પક્ષ હોય તે જાણી લે, પણ પોતે તો સ્યાદ્વાદ માર્ગ પ્રભુનો છે તે ભાવે રહી વર્તે, તેમ સભામા રહી ઉપયોગમા તો પોતાના ભાવમા રહે ને સામો એક નયના પક્ષવાળો હોય તેના નય જાણી લે પણ એક નયનો પક્ષ અંગીકાર ન કરે અને સામા જીવો સાથે વિરોધ થાય, કલેશ થાય, સંઘમા કુટફાટ થાય એવી વર્તના ન કરે કારણ કે આત્માનુ કલ્યાણ કરવા સભાના માણસની મદદ મળે તે ઉદ્દેશથી સભા કરી છે, અને સભાના બધા માણસ સાથે તેમજ સંઘ સાથે ઐક્યતા હોય તો આત્માની સમભાવતા વધે, પણ જો એક બીજામા કલેશ થાય તો આત્માની પરણતિ બગડે જ, જે બાબતની ખેંચ હોય તે બાબત ખરી શુદ્ધ પરણતિની ન હોય તો ઉત્સૂત્ર ભાષણ પણ થાય માટે પ્રથમથી જ ખેંચ ન રાખતા શુદ્ધ શ્રદ્ધામા રહી જે ખરી વાત બીજાને રૂચતી ન હોય ત્યા મૌનપણુ આદરે તોજ આત્માનુ કલ્યાણ થાય, માટે જે જે બોલવુ, જે જે સુધારો કરવો, તે આપણા કહેવાથી બની શકે એવુ હોય અથવા સાભળીને ધારણ કરનાર હોય, કદાપિ વર્તે નહિ પણ શ્રદ્ધા કરે તેવુ હોય તો સુધારાની વાત કરવી, પણ સાભળીને કલેશ કરે એવુ હોય તો મૌન રહેવુ તેમા જ કલ્યાણ છે શાસ્ત્રની વિધિની વાતો પોતે ધારણ કરવી

અને કરી બતાવતાં જવું; એમ કરવાથી દીર્ઘ કાળે લોક પણ સુધરે. જેમ બને તેમ સર્વની સાથે ઐક્યતા રાખવાનો ઉદ્દેશ જરૂર જોઇએ. બોલવામાં તો બધા કહે છે કે 'ઐક્યતા કરવી તે સારી વાત છે' પણ તેમ કરવાની વર્તના કરનાર દેખાતા નથી; તેથી હાલના સમયમાં જુદાઇઓ વધતી જતી દેખાય છે. તેનું કારણ એટલું જ છે કે "અહું" મોહ રાજાનો મંત્ર અનાદિકાળનો જીવને વળગી રહ્યો છે, તે ઓછો ન થાય ત્યાંસુધી એક બીજાના અહંકારથી એકત્રપણું થતું નથી; પણ એક બીજાને રાગ હોય છે તો તે મોહ રાજાનો મંત્ર છે તોપણ રાગના વશથી કુટુંબમાં ઐક્યતા રહે છે; તેમ સભા છે તે પણ એક જાતનું કુટુંબ છે. માટે જેમ રાગે કરી કુટુંબની એક બીજાની ભૂલ ગણતા નથી તેમ જ આ સ્વામીભાઇ છે તો તેમાં એક બીજાની ભૂલ ઉપર લક્ષ ન રાખે તોજ સભા બની રહે, ઐક્યતા કાયમ રહે, ઐક્યતા કાયમ રહેવાથી નિર્વિકલ્પતા સ્હેજે રહે ને સમવૃત્તિ પણ રહે, એટલે સ્હેજે કલ્યાણ થાય.

એક સાંભળેલી વાર્તા સ્વામીભાઇના સંબંધમાં લખું છું કે ઘણા ભાઇઓ કોઇ ઉપાશ્રયે પ્રતિક્રમણ કરવા ગયા હતા, તેમાં એક સ્વામીભાઇની પાસે ગજવામાં પચીશેક હજાર રૂપીઆની કિંમતનો ઝવેરાતનો હાર હતો. તે ગજવાવાળું અંગરખું ખીંતીએ ભરાવ્યું હતું એટલામાં એક બીજો શ્રાવક જેને માથે સંકટ આવેલું તેના જોવામાં પેલું ગજવું આવ્યું. તેથી તે પ્રતિક્રમણ જલદી કરીને વહેલો ઉઠી પેલા હારની દાબડી લઇ ચાલ્યો ગયો. પછી હારનો ધણી ઉઠ્યો. તેને પોતાનું ગજવું હલકું લાગવાથી તે તપાસતાં હાર કોઈ લઇ ગયો એમ સમજવામાં આવ્યું; પણ પોતે વિચાર્યું કે 'આ બધા માણસ ગુણી છે, તેથી કોઇ આફતમાં આવ્યો હશે તે લઇ ગયો હશે; માટે કંઇ પણ બોલવું નહિ. સ્વામીભાઇની આફત ટળશે તો તે પણ સારી વાત છે.' આમ વિચારી મૌન રહ્યો, કોઇને વાત પણ કરી નહીં, પછી કેટલાએક દિવસે લઇ જનારના હાથમાં નાણાં આવ્યાં. તે નાણાં ભરી હાર છોડવી લાવી પાછો પ્રતિક્રમણ કરવા ગયો ત્યારે સાથે હાર લઈ ગયો ને તે જેનો હતો તેના ગજવામાં મૂકી દીધો. આ બનાવ કોઇના જાણવામા આવ્યો નહિ. આ ઉપરથી સમજવું કે સ્વામીભાઇનો સંબંધ આવા પ્રકારનો કરીએ ત્યારે જળવાય. તેથી સભાસદોમાં એકબીજાની કોઇપણ રીતે ઐક્યતા તુટે નહિ તેની સંભાળ રાખવી. જેવી હારવાળા ધણીએ વર્તણુક રાખી તેવી રાખવાનો વિચાર રાખવો, તેમ લઇ જનારે પણ છેવટ સાચી દાનત રાખી તેવી દાનત રાખવી. કોઇની ભૂલ થાય તો સુધારવાનું લક્ષ્ય રાખવું. એમ લક્ષ્ય રાખવાથી આત્મકલ્યાણના વિચારનો ઉદ્દેશ છે તે બધાનો સફલ થાય.

### ૩ સભાનું કર્તવ્ય.

સભાસદોને આત્માનું કલ્યાણ કરવું છે તેથી કલ્યાણ કરવાનાં કર્તવ્ય કરવા જોઇએ: તેમાં પ્રથમ તો જ્ઞાન ભણવાનો ઉદ્યમ કરવો જોઇએ. તે ભણવાનો ક્રમ એવો જોઇએ કે પ્રથમ ગાથા વા શ્લોક મોઢે કરવો, પછી તેનો સામાન્ય અર્થ ધારવો: પછી પાછો

વિશેષ અર્થ ધારવો, તેમજ જે જે શબ્દ આવે તે પરમાર્થ સહિત ધારવો, તે પૂર્ણ પરમાર્થ, નયની અપેક્ષા સહિત અર્થ જ્યારે શીખે ત્યારે આવે. જે જે નયની અપેક્ષાનું જ્ઞાન હોય તે તથા ઉત્સર્ગ અપવાદ, નિશ્ચે વ્યવહાર જે જે અપેક્ષાનું વચન હોય તે સમજવું જોઇએ. એક અપેક્ષાએ ગુરૂએ સમજાવ્યું હોય તો બીજી અપેક્ષાએ તે બાબતનો જે ખુલાસો હોય તે સમજવો જોઇએ. ઉત્સર્ગની વાત હોય તો તે નય ત્યાં સમજી બીજે ઠેકાણે અપવાદે શું છે તે પણ સમજી રાખવું. એવી રીતનું જ્ઞાન મેળવી શ્રાવકને યોગ્ય જે જે શાસ્ત્ર છે તેનો અભ્યાસ કર્યા પછી બીજાને ઉપદેશ દેવાનું જારી કરે તો ઉત્સૂત્રથી બચી જાય, પણ તેવા જાણપણા વિના ઉપદેશ-દેવા જાય—ભાષણ કરે તો શી રીતે ઉત્સૂત્રથી બચે? માટે વધારે ચોક્કસ ભણવું. સભાના સંજોગથી એક બીજાની સાથે અભ્યાસ સારો થાય, ભણેલી બાબતના એક બીજાને પ્રશ્ન પૂછવાથી વા ચર્ચા કરવાથી એક બીજાની તર્કશક્તિનું જ્ઞાન આવે, તર્ક વધે ને સર્વેને બોધ વધે. ભણવામાં પ્રથમ વિનયમાર્ગ શીખવો. જ્ઞાનનો, ગુરૂનો, સ્વામીભાઇ વિગેરે ગુણવંત પુરૂષનો વિનય કરીને અભ્યાસ થાય તો જલદી આવડે. જ્ઞાનનો અભ્યાસ પણ સ્પર્શજ્ઞાનરૂપ થાય તો આત્માનું કલ્યાણ થાય. સ્પર્શજ્ઞાનનું એ લક્ષણ છે કે જેવું સાંભળ્યું તેવુંજ હૃદયમાં સદ્દહી તેવીજ વર્તના થાય; માટે સ્પર્શજ્ઞાન થાય એવી કામનાએ ભણીને અનુક્રમે પ્રવૃત્તિ શક્તિઅનુસારે કરવી.

## ધાર્મિક નિયમો નીચે પ્રમાણેના રાખવા.

૧. દેરાસર હોય ત્યાં ત્રણ વાર પ્રભુના દર્શન કરવાનો વહીવટ રાખવો જોએ; કારણ કે ધર્મના બનાવનાર ભગવાન છે, તો ભગવાનના ઉપગારનો પાર નથી. તે ઉપગાર હૃદયમાં વસે તો જરૂર વગર કહે ભગવાનની ભક્તિ કરવાનો ભાવ થાય ધન પરવસ્તુ છે, તે ત્યાગના યોગ્ય છે. ધન પેદા કરતાં પાપ થાય છે અને સંસારી કામમાં વાપરતા પણ પાપ થાય છે, તો પ્રભુની ભક્તિમાં ધન વાપરવાથી પાપ બંધ થતો નથી અને ઉપગારીની ભક્તિ થાય છે માટે અષ્ટ દ્રવ્યથી હંમેશ ભગવાનની પૂજા કરવી.

૨. સાત વ્યસન સેવવાંજ ન જોઇએ.

૩. અભક્ષ બાવીશનો હંમેશ તથા ચોમાસામાં ત્રસ જીવોનો વિનાશ થાય એવી ખાંડ મેવા વિગેરેનો ત્યાગ કરવો જોઇએ. બધું ન બને તો મહા વિગય વિગેરેનો જરૂર ત્યાગ કરવો જોઇએ.

૪. પાંચ તિથિ અથવા બાર તિથિ વનસ્પતિનો ત્યાગ કરવો જોઇએ, બ્રહ્મચર્ય પાળવું જોઇએ, યથાશક્તિ તપ કરવો જોઇએ; તથા પાંચે પર્વે અથવા બે ચૌદશે પૌષધ કરવો જોઇએ. તે ન બને તો તે દિવસે દેરાસરમાં વિશેષ ભક્તિ કરવી જોઇએ.

૫. શ્રાવકના બાર વ્રત ગ્રહણ કરવાં.

૬. બે વખત પ્રતિક્રમણ કરવું.

૭. દિવસમાં કલાક અરધો કલાક બાર ભાવના ભાવવી અથવા ધ્યાનનો અભ્યાસ થાય તો કરવો; ધ્યાન થવું મુશ્કેલ છે તો પણ અભ્યાસ કરવાથી અવસરે સુલભ થાય છે. માટે શ્રી હેમચંદ્ર આચાર્યે યોગશાસ્ત્રમાં પદસ્થ પિંડસ્થ ધ્યાન બતાવ્યાં છે તેનો અભ્યાસ કરવો. આત્મશુદ્ધિ એવા અભ્યાસથી થાય છે માટે આત્મશુદ્ધિનો અભ્યાસ કરવો.

૮. જે જે ધર્મકાર્ય કરવું તે કેવળ આત્મશુદ્ધિ કરવાની બુદ્ધિએજ કરવું, આલોક પરલોકના સુખની ઇચ્છા રાખવી નહિ.

૯. પોતે શુભ કાર્યમાં વર્તવું તેમ બીજાને વર્તાવવાનો ઉદ્યમ યથાશક્તિ કરવો.

૧૦. દેરાસરમાં, ઉપાશ્રયમાં, શાળામાં તથા હરકોઈ ધર્મ ખાતાના મકાનમાં આશાતના ટાળવી અને તે દેદીપ્યમાન થાય એમ કરવું.

૧૧. સાધારણ દ્રવ્ય, દેવદ્રવ્ય તથા જ્ઞાનદ્રવ્યની વૃદ્ધિ થાય એમ કરવું, ને હોય તેનું રક્ષણ કરવું. કોઈ અગારતું હોય વા ખાઇ જતું હોય તો તેનો અટકાવ કરવો.

## સંસારી વર્તના નીચે લખ્યા પ્રમાણેની રાખવી.

૧. અન્યાયનો વેપાર બિલકુલ કરવો નહિ.

૨. ન્યાયના વેપારનીજ વર્તના કરવી.

(માર્ગાનુસારીના પાંત્રીશ બોલમાં આ બોલ મુખ્ય છે. આ બોલ શુદ્ધ થવાથી આગળ ચડવાનો રસ્તો મળશે, માટે ન્યાયનોજ વેપાર કરવો).

૩. કુટુંબમાં વડીલોનો વિનય કરવામાં અતિશે આસક્ત થવું.

૪. કુટુંબના નાના માણસોનો સાર સંભાળ રાખવા રૂપ વિનય કરવો.

૫. કેટલાએક ખોટા રિવાજો ન્યાતમાં હોય તો તે રિવાજો સમજાવી સુધારવા. તેમ કરતાં તુટફાટ ન થાય એની સંભાળ રાખવી.

૬. કુટુંબના માણસને ભણાવવામાં સારી મહેનત લેવી.

૭. કુટુંબના માણસની કે નોકરની ભૂલ થય તોપણ અસભ્ય શબ્દ ન બોલવો તથા ગાળો દેવાનો વહીવટ બિલકુલ બંધ કરવો.

૮. છોકરાંને ગાળો દેવાનો રિવાજ બિલકુલ રાખવો નહિ. તેમ બૈરાં પણ છોકરાને ગાળો ન દે એવી સમજુતી આપવી. બૈરાંને પણ ગાળ ન દેવી. કેટલાએક સ્ત્રીની માને ગાળ દે છે. પણ જગતમાં ચાર માબાપ ગણાવ્યાં છે; તેમાં સાસુ સસરાને પણ માબાપમાં ગણ્યાં છે તેથી તેવી ગાળ દેવી એ કેટલું અયોગ્ય છે? તેનો વિચાર કરવો. વળી જેટલું કામ સમજાવ્યાથી થાય છે તેટલું ગાળોથી થતું નથી.

માસિક પત્રમાં જૈન ધર્મના તત્ત્વનો દર્શાવ કરવો જોઇએ. નિશ્ચે વ્યવહાર બંને માર્ગનું જ્ઞાન જીવને થાય, સ્યાદ્વાદ શૈલીમાં મજબુત થાય એવી વાતો આવવી જોઇએ; કે જેથી હાલ કાળમાં કેટલાએક નિશ્ચેના પક્ષનું નામ ધારણ કરી વ્યવહારથી વિમુખ થાય છે તે વિમુખ ન થાય. જેઓ વ્યવહાર માર્ગની ધર્મકરણી કરે છે તેઓ તેના હેતુ સમજવાનો ખપ કરતા નથી, માટે જે જે ક્રિયા ગૃહસ્થની છે તેના હેતુ બતાવવા તેમજ બને તો દરેક વ્રતના ચારે નિક્ષેપા દર્શાવવા, કે જેથી નીશ્ચે વ્યવહાર બંનેની શ્રદ્ધા થાય. દરેક ધર્મ કરણીમાં સાધ્ય આત્મા નિર્મળ કરવાનું હોવું જોઇએ, અને જડના સુખથી વિમુખ થવું જોઇએ. એવાં લખાણ આવવાથી ઘણા જીવને ગુણ થશે, વળી નવતત્ત્વ ઘણા ભણેલા છે, પણ નવતત્ત્વમાંથી એકેક તત્ત્વના સ્વરૂપ ઉપર ચાર નિક્ષેપા તથા સાત નય લગાડી સમજાય તો વધારે સારૂં. વિદ્વાન મુનિઓ પાસે તેનું સ્વરૂપ લખાવી ચોપાનીઆમાં પ્રગટ થાય તો વધારે સારૂં. કર્મગ્રંથના બાળાવબોધમાં નવતત્ત્વનું સ્વરૂપ લખ્યું છે તેવું વિસ્તારે ચોપાનીઆમાં આવે તો વધારે સારૂં. પચ્ચખાણ ઉપર પણ વિસ્તારથી હેતુ સહિત લખાય તો સારૂં. ચોપાનીયામાં સર્વ જીવના આત્માનું કલ્યાણ થાય, અને આત્મા સ્વગુણ પર્યાયમાં રમે એવો ઉપદેશ વારંવાર આવે તો જીવો તેની સન્મુખ થાય અને જે જે કરણી કરે તેના હેતુ ખોળવાના ઉદ્યમી થાય. એ ઉપર વધારે લખાણ આવવું જોઇએ. જિનપૂજા વિગેરેના હેતુ જાણે તથા વિધિમાં વધારે ઉજમાળ થાય એવાં સ્વરૂપ પણ લખાય તો બહુ સારૂ.

આ સર્વ હકીકત મારી બુદ્ધિ મુજબ લખી છે, તેમાંથી સાર ગ્રહણ કરવો તે વાંચનાર બંધુઓનું કર્તવ્ય છે.

**અનુપચંદ મલુકચંદ, ભરૂચ.**

---

## (ખા૦ સા૦ કરમઅલી રહીમ નાનજીયાણીનો લેખ).

આપની લોકહિતચિંતક સંસ્થાએ પોતાનું સત્તાવીશમું વર્ષ પૂરૂં કર્યું તે માટે અભિનંદન પ્રકટ કરતાં મને આનંદ ઉપજે છે. રીપોર્ટ વાંચી જોતાં પ્રથમનો પાયો નિર્માલ્ય જેવો જણાય છે, પણ પાછળથી તે સંગીન થયેલો અને તેના ઉપર રૂડી ઇમારત રચવામાં આવેલી જણાય છે. મૂળ પુરૂષ તરીકે મી૦ મુળચંદ નથુભાઇનું નામ પ્રકાશિત થાય છે તેથી એ વિદ્યાવિલાસી નરને તેમજ તેમના સંગાથીઓને ધન્યવાદ ઘટે છે.

બનારસ જૈનશાળાના ખર્ચમાં આપની સભા તરફથી વાર્ષિક મદદ રૂ. ૧૦૦) અપાય છે એ સ્તુત્ય છે. એના કરતાં અધિક ઉપયોગી પગલું ઉજમબાઇ કન્યાશાળાને રૂ. ૧૦૦) ની મદદ દર સાલ અપાય છે તે ગણી શકાય, કેમકે સ્ત્રી કેળવણીથીજ દેશનો ઉદ્ધાર થવાનો છે. પિતા પાસે તો સંતાન બહુ થોડો વખત ગુજારે

કુકર્મ કરનારને, ગાંડા મગજવાળાને ઈત્યાદિ મનુષ્યના દયાજનક પ્રકારમાં આવી રહેલ મનુષ્યોને માટે પણ બોધ છે અને તે સદ્બોધનો સદુપયોગ અમુક હદમાં થયો જાય છે. કુદરતમાંજ જ્ઞાન સર્વ સ્થળે લિખિત, મુદ્રાંકિત, પ્રસ્થાપિત અને સ્ફુટ રીતે પ્રકટિત છે, તેમાં જે જેવા પ્રકારનું જેવું દર્શન કરે તેને તેવા પ્રકારની તેવી સફલતા થાય. સભા મળી કે સભાનું કાર્ય ચાલ્યું, એક વ્યક્તિ હસી ફરી કે હસી બોલી, છતાં ગમે તેવું વર્તન કે કર્મ કર્યું એટલે તેને જ્ઞાન થયું. તે નિઃસંદેહ વાત છે; માટે આ જાતિનું સર્વનું સમાન રીતે જાત કર્તવ્ય ગણાય એ નક્કી થયાથી જ્ઞાન લેવું, જ્ઞાનમાં વૃદ્ધિ કરવી અને તેનો સદુપયોગ કરે જવો એ વાત વ્યક્તિને તેમજ સભાને પણ રૂચીકર તેમ સાંમજસ્ય છે, એટલો નિર્ણય કરાયો એમ મનાય. આવી સમાનતા સર્વને સંબંધે એક અંશમાં રહેલ છે અને તે જ અંશે સર્વને સભાના વ્યાપાર સંબંધે વર્તવાનું છે અર્થાત્ જ્ઞાન સમાનતાવડે લેવાનું છે તો સર્વે સભ્યોને પણ તાત્કાલિક વ્યવહારના નિરર્થક શ્રમોનો વેગ દૂર કરવો ઘટે એટલું જ નહિં, પણ સભાનું કાર્ય ચાલે તે દરમીઆન તો સર્વને સમાન અનુકૂલતા રહે જાય એવી વ્યવસ્થા ટકી જવી જોઇએ. કોઇના ક્રોધ કે માનની વૃત્તિ બીજી વ્યક્તિના જ્ઞાન લેવાના પ્રદેશમાં પરિપંથિ તરીકે ન આવે એ આવશ્યક છે. આવે કારણે નેતા પુરૂષોએ તો સદ્વર્તન જ રાખે જવું અને સભામાં નીતિ કે ધર્મ સંબંધી કાંઇક ચર્ચારૂપે અથવા બોધરૂપે વાંચન થાય અગર શ્રવણ થાય તેવી યોગ્ય વ્યવસ્થા સાપ્તાહિક મેળમાં રાખવી. રાજનીતિ કરતાં ધર્મનીતિ અધિક ઉપયોગી છે; સ્થિરતાવાળી છે; ઓછો કંકાસ તથા મનનો કલેશ ઉત્પન્ન કરનાર છે, માટે રાજ્યનીતિમાં જરાપણ પડ્યા વિના ધર્મનીતિમાત્રને ખેડતા જવામાં સર્વ સંસારની સફલતા સમાયેલ છે. ખંભાતના કવિવર્ય ઉદયરત્ને કહ્યું છે કે :—

**નરભવ નગર સોહામણું, વણઝારારે; પામીને કરજે વ્યાપાર; અહો મોરા નાયકરે!**
સત્તાવન સંવરતણાં, વણઝારારે; પોઠી ભરજે ઉદાર; અહો૦
શુભ પરિણામ વિચિત્રના, વણઝારારે; કરિયાણા બહુ મૂલ; અહો૦
મોક્ષ નગર જાવા ભણી, વણઝારારે; કરજે ચિત અનુકૂલ; અહો૦
ક્રોધ દાવાનલ ઓલવે, વણઝારારે; માન વિષમ ગિરિરાજ; અહો૦
ઓલંગજે હળવે કરી, વણઝારારે; સાવધાન કરે કાજ; અહો૦
વંશજાળ માયાતણી, વણઝારારે; નવ કરજે વિશ્રામ; અહો૦
ખાડી મનોરથ ભટતણી, વણઝારારે; પૂરણનું નહિં કામ; અહો૦
રાગ દ્વેષ દોય ચોરટા, વણઝારારે; વાટમાં કરશે હેરાન; અહો૦
વિવિધ વિરજ ઉલ્લાસથી, વણઝારારે; તે હણજે પહેલે ઠામ; અહો૦
એમ સર્વ વિધ્ન વિડારીને, વણઝારારે; પહોંચજે શિવપુરવાસ; અહો૦
ક્ષયઉપશમજ ભાવના, વણઝારારે; પોઠી ભર્યા ગુણ રસ; અહો૦
ક્ષાયક ભાવે તે થશે, વણઝારારે; લાભ હોશે તેથી અપાર; અહો૦
ઉત્તમ વણજ જે એમ કરે, વણઝારારે; ઉદય નમે વારંવાર; અહો૦

સમાનતા એ મુખ્ય ગુણ સભાનો હોય, પછી મુખ્ય કર્તવ્ય સદ્જ્ઞાન મનાય, તો પોતાની મેળેજ અંગ ભૂત વ્યક્તિઓમાં ઐક્યતા વધે, અને એકતા સર્વત્ર સિદ્ધ અનુભવાય, એજ સંસારમાંથી મોક્ષ આટલું બોલવું વાંચવું કે લખવું જેવું સરલ છે તેવું તેને વર્તનમા ઉતારવું દુષ્કર છે, માટે તે મુખ્ય ઐક્યતાનો ઉદ્દેશ વર્તનમા સમગ્ર અંશે ઉતરે તેવા પ્રયાસ કરવા, એ સભા–ધર્મ સમજવો ઘટે છે. સભા એટલે ઐક્યતા ધરાવનાર લઘુ સમુદાય; તેનો વિસ્તાર કરવા પ્રથમ અમુક વર્ગ લેવો જેવો કે જ્ઞાતિ કે ગામ અથવા શહેર અગર વિદ્વાન વર્ગ કે ગમે તે જાતનો વર્ગ, એમ પ્રથમ અમુક વિસ્તાર કરીને તેને પછી સર્વદેશી બનાવતા જવાનું જરૂર છે સર્વ દેશી એટલે સર્વનો સભ્ય તરીકે સ્વીકાર નામ નોંધેથીજ થાય તે આવશ્યક નથી પણ મનોવૃત્તિ કે બહારના વર્તનની તેના કર્તવ્ય સાથે અનુકૂળતા રહે એટલું અપેક્ષિત હોઈ, આ આશય સરવામા વિઘ્ન કે વિલંબ અગર વિરોધ નહિ મનાય જ્ઞાનના પ્રદેશમાં સર્વ સમાન છે એ જો સભાનું જીવનસૂત્ર ઠર્યું તો પછી જ્ઞાનના પ્રદેશમા ભેદ ન રાખવાથી ઐક્યતા વૃદ્ધિ પામે વિરોધી પદાર્થોનુ સમાધાન કરવુ અને તેઓમા સામ્યતાના અંશો પૃથક કરણ કરી નિરાલા કરવા એજ જો જ્ઞાનની સર્વ માન્ય રીતે પરિસીમા હોય તો પછી વિરોધનો પ્રથમ ત્યાગ કરવા પ્રયાન કરવો ઉચિત ગણાશે, અને ધીમે ધીમે જે કાંઈ વિરોધ લાવનાર વ્યવહાર–વર્તનમા લાગે તેને અનુકૂળ કરવા અને તેને માટે અંતરમા સમાધાન ધરાવવા પ્રયત્ન કરવો જોઈશે વિરોધી ભાવ–દ્વંદ્વી ભાવથી ભરપૂર સંસાર છે, તેમા શીતોષ્ણ, સુખ દુઃખ વિગેરે અનેક દ્વેધી ભાવધારી પદાર્થો, વૃત્તિઓ ઇત્યાદિ રહેલ છે તેને અંશેઅંશે દૂર કરાય તેમ નથી માટે, સમાધાનતા ઉપર લાવતા વર્તનની યોગ્ય અનુકૂલતા કરવા માટે માન, મોહ વિગેરે મનના અવગુણોનો ત્યાગ કરવો એક બીજાનો સ્નેહ હોય તેમા અધિક વૃદ્ધિ થાય, પરસ્પર અપેક્ષિત સહાય મળી જાય, અને એક બીજાના અર્થનુ સમર્થન થાય ત્યારે ખરો પ્રેમરસ જામે અને પ્રેમ રસ એ સભાની ઐક્યતાનુ જીવન છે એ અચુક સમજવાનુ છે જ્ઞાનનો આત્મા પણ ઐક્ય છે, માટે જ્ઞાન ખરે માર્ગે થતાજ ઐક્યતા આવવાની

ઉચ્ચસ્થિત મૂર્ત્તિનુ અનુકરણ કરવા પ્રયાસ કરવો એ સર્વનુ કર્તવ્ય છે, ઉચ્ચમાર્ગમાં વિચરવું પ્રકૃતિને છેક અનુકૂળ નથી એમ સ્વાભાવિક રીતે સામાન્ય વ્યવહારમાંથી નીકળી આવે છે, પ્રકૃતિને આધીન ન થવુ એ પુરૂષાર્થ છે ઢોળાવવાળા સ્થળ ઉપર ઉંચે ચઢતા જેટલી વિષમતા તેથી ઉતરતા સુકરતા જણાય છે અને ચઢાવમાંજ પુરૂષાર્થ રહેલ છે તથા ઉતરતી વેળા પ્રકૃતિ–ગુરૂત્વાકર્ષણ પ્રકૃતિ કે ગમે તે કહો—પોતેજ નીચલે પ્રદેશે આવી જાય છે, માટે જેમ ગમન ઉચ્ચ પ્રકારનું તનથી થાય તેમ કરવુ, જેમ ગમન મનોભાવથી ઉચ્ચ પ્રકારનુ થાય તેમ કરવુ અને અંતકરણ–વૃત્તિ તથા આત્મબળનુ પણ જેમ ઉચ્ચતામા વિચરણ થાય તેમ પ્રયાસ કર્યા કરવો એજ સભાનું કર્તવ્ય મનાય. આ ચાર જાતિના આશયની સફલ-

તામાં સભા-સાફલ્ય સમાયું છે. નીતિબળ અંતઃકરણને ઉચ્ચગામી કરે છે; ધર્મ બળ આત્માને ઉચ્ચગામી બનાવે છે; તે યુગ યુગાંતરથી ચાલ્યું આવતું, પુસ્તકો દ્વારા પ્રસિદ્ધ થતું શારીરિક તેમ માનસિક ઉચ્ચગગનને અર્થે જ્ઞાન જે સમર્પિત થયા કરે છે, તેની સહાય લેવી, એ અપેક્ષિત ગણાય. અવિદ્યાનો નાશ તથા સદ્જ્ઞાનની પ્રાપ્તિ તે સર્વ-કર્તવ્ય છે. અવિદ્યા જે અત્યારે તો વ્યવહારને પ્રતિકૂળ થઇ પરમાર્થને તો પ્રતિકૂળ રહેલજ છે—એવા મિથ્યા જ્ઞાનનો કે ભ્રમનો પ્રકાર દૃષ્ટાંત તરીકે અવિદ્યાત્મક એ અનીતિના સર્વ સ્થાનો, તેનો સર્વ રીતે નાશ કરવો ઉચિત છે. જૈનકવિરત્ન શ્રી **જશવિજયજી** મહારાજના ગીત પ્રમાણે અઢાર મુખ્ય પાપ-સ્થાન, તેની અંતર્ગત અવાંતરભૂત બીજાં અનેક વ્યવહારવિકટતામાં જે જે લક્ષમાં આવે તે તે બધાં પાપસ્થાનોનો નાશ કરવો એ અવિદ્યાનો નાશ, એવો અર્થ આપણી આટલી સ્થિતિએ કરતાં બાધ નહિ મનાય; આમ કરવાથી જ્ઞાનોદય ખરી રીતે પ્રકટ થશે. તથાસ્તુ.

## જ્ઞાન—ઉપવીત.

ઉપવીત આપ્યું બુદ્ધિને તંતુ રચી વિજ્ઞાનના,<br>
ઉપવીત આપ્યું બુદ્ધિને સંસ્કારસત્વે શોધના;<br>
ઉપવીત આપ્યું ચિત્ત શોધ્યું મનના સંકલ્પથી,<br>
વિચાર છૂટ્યા, કર્મ ટાળ્યાં, સંચિતો સંહારથી. ૧.<br>
વિવેકની બાંધી પછી સુમેખલા જે મુંજની,<br>
આહુતિ માયા તિમિરની વેદિ વિષે આપી બધી;<br>
મુમુક્ષુતાનો દંડ ધારી બ્રહ્મથી વેષ્ટિત બની,<br>
જ્ઞાનાગ્નિથી તૃપ્તિ કરી અદ્વૈત નૈષ્ઠિક તે રહી. ૨.<br>
સંકલ્પ ને વિકલ્પ તે આજ્યાહુતિ થઈ હોમીને,<br>
વૈરાગ્ય વસ્તુ મૂળથી, સમ, દમ, વિગેરે સંપને;<br>
સ્વપ્ન જાગ્રત્ને સુષુપ્તિ તાંતણા ઉપવીતના,<br>
બ્રહ્માત્મનું એકત્વ સાંધી સર્વ તે સર્વજ્ઞના. ૩.

---

સંગે ચાલો ભાઇ સંગ ફરવા ધારો; સંગે બોલો સંગ મનથી તો બાંધો;<br>
સાથે મંત્ર ઉપદેશ રહસ્યો ધારો, સાથે મંડળ કાર્ય સમાનપણે સ્વીકારો, ૧.<br>
સંગે હેતુ ચિન્તો સામ્ય વિચારમાં, સંગે ઉઠો સંગે બેસો સંવાદી સંગના;<br>
સામ્ય નીતિ સંગ રીતિ હૃદયની રાખો, ઇચ્છા સામ્ય કરી એકત્વ સંભારજો. ૨.

વઢવાણ શેહેર<br>
દાજીરાજ હાઇસ્કુલ<br>
તા૦ ૬-૨-૧૯૦૮ ગુરૂવાર

શાંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા.

## (શા. રા. શીવજીભાઇ દેવશીનો લેખ.)

આ સંસારમાં કોઇ પણ એક વ્યક્તિથી સર્વ પ્રકારનાં કાર્ય સિદ્ધ થઇ શકતાં નથી; પરસ્પર સહાય લેવાની સર્વને જરૂર પડે છે. પોતાનાં સાંસારિક કાર્યોમાં પણ સહાય લેવાની જરૂર પડે છે તો ધાર્મિક અને પરમાર્થિક કાર્યોમાં તો અવશ્ય સહાય લેવીજ પડે એ વાસ્તવિકજ છે. વળી જે કાર્ય એક મનુષ્યથી બુદ્ધિ, વિચાર અને યત્નથી થાય છે તેના કરતાં ઘણા મનુષ્યની સલાહ અને મદદથી થાય તો તે ઘણું સારૂં થઇ શકે છે. એક વ્યક્તિ કે એક મનુષ્યની જે શક્તિ છે તે કરતાં સમુદાયની શક્તિ ઘણીજ વધારે થાય છે અને એકત્ર થયેલી શક્તિ વડે અદ્‌ભૂત કાર્ય થઇ શકે છે. માટે જનસમૂહમાં પાંચ, સાત, કે વીશ, પચીશ કે તેથી પણ વધારે મનુષ્યનો સમુદાય કોઇ પણ બાબતમાં એકમત થઇ કોઇ પણ કાર્ય સિદ્ધ કરવાને યત્ન કરે એ ઘણું ઇચ્છવા સરખું છે. કોઇ પણ એકાદ બાબતપર ઘણાએક માણસો એકત્ર થઇ વિચાર કરી એક મત થઇ તે કાર્ય પાર પાડવાને ઘટતા ઇલાજ લે તો તે માણસોનો સમુદાય એક સભા કે મંડળી કહેવાય છે.

સભા એટલે શું તે ઉપર જણાવ્યું છે તે ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે સભા કે મંડળ મેળવવાથી ઘણા લાભ થાય છે. અત્યાર સુધી આ દુનિઆ ઉપર જે જે મોટાં કાર્ય થયાં છે, જે જે સુધારાઓ થયા છે તે સર્વ ઉપર કહ્યા પ્રમાણે સભા કે મંડળીથીજ થયેલા છે. સભાઓ જુદા જુદા પ્રકારની હોય છે. કેટલીએક આપણી સાંસારિક એટલે ધંધાને લગતી ઉન્નતિ કરવાને ઉત્પન્ન થયેલી હોય છે અને કેટલીએક જ્ઞાન અને ધર્મ સંબંધી ચર્ચા કરવાને માટે ઉત્પન્ન થયેલી હોય છે. આપણા શ્રી જૈન સંઘમાં પણ આવા બન્ને પ્રકારની સભાઓ જુદે જુદે સ્થળે વિદ્યમાન છે. આ સ્થળે મારે જણાવવું જોઇએ કે આ સંસાર રૂપી શકટને વ્યવહાર અને ધર્મ એવાં બે ચક્ર છે. એ બન્ને ચક્ર બરાબર સારી સ્થિતિમાં ન હોય તો તે સંસાર રૂપી શકટ બરાબર ચાલી શકે નહિ માટે પ્રત્યેક વ્યક્તિએ સંસારના બન્ને ચક્રને બરાબર રાખવા યત્ન કરવાની જરૂર છે. સર્વ ધર્મમાં આ નિર્વિવાદ સિદ્ધ મત છે. આપણા જૈન વર્ગમા પણ પ્રત્યેક વ્યક્તિએ સંસારી તરીકે ઉપર જણાવેલા બન્ને માર્ગને સિદ્ધ કરવાના છે અને તેજ માટે અન્યોન્ય સહાય મેળવીને સભા કે મંડળી રૂપે સમુદાયના વિચાર એકત્ર કરી તે બે હેતુ સિદ્ધ કરવાના છે. સંસારમાં વ્યવહાર અને ધર્મ એવા જે બે ઉપર હેતુ દર્શાવ્યા તે સર્વ વ્યક્તિએ યથાસ્થિત પાર પાડવાના છે. વ્યવહાર કાર્યને છોડી માત્ર ધાર્મિક કાર્યોજ કરી શકાય એવો વિચાર ખોટો છે. તેમજ માત્ર સંસારના પ્રપંચરૂપ વ્યવહારમાંજ ગુંથાઇ રહી ધાર્મિક જ્ઞાન કે ધાર્મિક વિચાર બિલકુલ ન કરીએ એ પણ અતિ અયોગ્ય છે, આ મનુષ્ય જન્મની સફળતા તો સંસારની અંદર રહી વ્યવહાર અને ધર્મ બન્ને સિદ્ધ કરવામાંજ રહેલી છે માટે પ્રત્યેક વ્યક્તિની અને વ્યક્તિઓના સમૂહની અર્થાત સભા કે

મંડળીની મુખ્ય ફરજ એજ છે કે ઉપર જણાવેલા બે હેતુ સિદ્ધ થાય તેને માટે પ્રયત્ન કરવો

આ પ્રસંગે વ્યવહારિક કાર્ય અને ધાર્મિક કાર્ય સંબંધી થોડુંક જણાવવું જોઇએ આ મનુષ્ય જન્મ ધારણ કરીને પ્રાપ્તવ્ય અને કર્ત્તવ્ય શું છે? એ વિષે વિચાર કરવો કઠિન છે સંક્ષિપ્તમાં જવાબ આપીએ તે એટલોજ જવાબ મળે કે સર્વથા જ્ઞાનપ્રાપ્તિ કરી યાવત્ મોક્ષ પ્રાપ્ત કરવો એજ મનુષ્ય જન્મની સાર્થકતા છે, તો હવે જ્ઞાન અને ધર્મ વિના તો મોક્ષનો સંભવ નથી, તો પછી મનુષ્ય જન્મ પામી પ્રત્યેક વ્યક્તિએ જ્ઞાન અને ધર્મના કાર્યમાજ આસકત રહેવું એ તેમની મુખ્ય ફરજ છે બીજા પ્રપંચની કંઇ જરૂર નથી એવું આવી સિદ્ધ થાય છે આ પ્રમાણે તો સંસારમાંથી વ્યવહાર એ ચક્ર સદંતર નાશજ પામે છે અને વ્યવહારિક કાર્યની બિલકુલ જરૂર છેજ નહિ એવું સિદ્ધ થાય છે, પણ દીર્ઘ વિચાર કરવાથી જણાય છે કે એમ નથી વ્યવહાર અને ધર્મ એ બન્ને જુદા પડી શકતાજ નથી, પણ વ્યવહાર ને ધર્મ અર્થે યોજવો એજ વ્યવહારની કુશળતા છે માત્ર વ્યવહારિક કાર્યમાજ દૃષ્ટિ રાખી કર્મના બંધ બાંધી પાપના ભોગી થઇ મરણ સમયે પસ્તાવું એનો વ્યવહારનો હેતુ નથી પણ વ્યવહાર ધર્મઅર્થે સાધવો અને વ્યવહારિક કાર્યમાં પણ શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞાનુસાર વર્ત્તન કરવું કે જેથી વ્યવહારિક કાર્યથી પણ કર્મના બંધ થાય નહિ એ જીવિતનું સાર્થકજ છે શ્રી જિનેશ્વર ભગવાનની આજ્ઞા સર્વથા મોક્ષ પ્રાપ્ત કરાવનારી છે માટે વ્યવહાર અને ધર્મ સર્વ સ્થળમાં તેનુજ પાલન કરવું તો મુક્તિપુરીના દ્વાર તમારે માટે ખુલ્લાજ છે

થીજ એ બન્ને પ્રકારની કેળવણી મળવાની જરૂર છે. શારીરિક કેળવણી એટલે યોગ્ય કસરત અને શરીરનું પોષણ, તેથી અંગબળ પ્રાપ્ત થાય છે અને મન અને બુદ્ધિ સારી સ્થીતિમાં રહે છે. બીજું બુદ્ધિબળ અથવા માનસિક બળ એ મનની કેળવણી લેવાથી પ્રાપ્ત થઇ શકે છે. આ બન્ને જાતનાં બળ મનુષ્યને તે તે જાતની કેળવણીથી પ્રાપ્ત થાય છે માટે પ્રથમ દરજ્જે આ બન્ને પ્રકારની કેળવણી મળવાની ઘણી જરૂર છે. આપણા જૈન વર્ગમાં ઉત્પન્ન થયલી મંડળીઓની સૌથી મોટી અને પહેલી ફરજ એ છે કે ઉપર દર્શાવેલી શારીરિક અને માનસિક બન્ને પ્રકારની કેળવણી આપણા જૈન બંધુઓને મળે તેને માટે અવશ્ય પ્રયાસ કરવો જોઇએ. જેઓ જૈન વર્ગમાં વિદ્વાન્ છે તેઓએ પોતાના સાધર્મી બંધુઓ કે જેઓ અજ્ઞાન-દશામાં હોઇ દુઃખ પામે છે તેમને જ્ઞાન પ્રાપ્ત કરવાને સહાય આપવી જોઇએ. જેઓ જૈન વર્ગમાં શ્રીમંત છે તેઓએ દ્રવ્યની સહાયતા આપીને પોતાના સાધર્મી બંધુ-ઓને કેળવણી લેવામાં જે જે તરેહની અડચણ હોય તે દૂર કરાવવા તત્પર રહેવું જોઇએ. જ્યાં સુધી આપણા જૈન બંધુઓમાં કેળવણીનો પ્રચાર થશે નહિ ત્યાં સુધી આપણી સાંસારિક અને ધાર્મિક બન્ને પ્રકારની ઉન્નતિ થઇ શકવાની નથી; માટે પ્રત્યેક જૈન બંધુઓએ આ બાબત ઉપર લક્ષ દેવાની ખાસ જરૂર છે. જે સભા અને મંડળીઓ જૈન વર્ગમાં હાલમાં હયાતી ધરાવે છે તેઓની પણ ખાસ ફરજ છે કે પોતાના જાતિ બંધુઓમાં કેળવણીનો ફેલાવો થાય તેમ કરવું. કેળવણી ફેલાવવાના સાધન રૂપ શાળાઓ, પાઠશાળાઓ અને પુસ્તકશાળાઓ છે, તે દરેક સ્થળે સ્થાપન કરાવવાં. ગરીબ બંધુઓ જેઓ કેળવણી લેવાને અશક્ત હોય તેઓને પુસ્તક, ભોજન ખર્ચ, કપડાં વગેરેની સહાય પ્રત્યેક સભાજને બને તે પ્રમાણે કરવી, અને અને બીજા શ્રીમંતોને આ કાર્યમાં સહાય આપવા વિનંતિ કરવી. સાંસારિક બાબતોને લગતી કેળવણી એટલે કે તનની અને મનની કેળવણીની સાથેજ ધાર્મિક જ્ઞાનની ઉન્નતિને માટે ધાર્મિક કેળવણીની પણ જરૂર છે. અને તેને માટે પ્રત્યેક જૈન બંધુને પોતાનો શુદ્ધ ધર્મ કયો છે? અને પોતાનું વર્તન કેવું હોવું જોઇએ? જૈન શબ્દનો અર્થ શું થાય છે? જિનેશ્વર ભગવાનની આજ્ઞાઓ કેવી છે? તે પ્રમાણે અક્ષરે અક્ષર અનુસરવાનું કેવી રીતે બની શકે? ઇત્યાદિ બાબતો નાનપણ-થીજ પ્રત્યેક જૈન બંધુઓનાં મનમાં દસાવવી જોઇએ. આને માટે પ્રત્યેક સ્થળે વ્યવહારિક કેળવણીની સાથેજ ધાર્મિક કેળવણીની યોજના થવાની જરૂર છે. વ્યવહારિક કેળવણીને માટે હાલમાં સરકાર તરફથી પ્રત્યેક સ્થળે ગોઠવણ હોય છે, પણ ધાર્મિક કેળવણીને માટે તો આપણે પોતેજ પ્રબંધ કરવાની જરૂર છે. માટે સભા અને મંડળીઓની એ પણ એક મુખ્ય ફરજ છે કે સ્થળે સ્થળે ધાર્મિક જ્ઞાન મળે તેને માટે યોજના કરવી.

વ્યવહારિક અને ધાર્મિક જ્ઞાનનો પ્રચાર કરવો એ ઉપરાંત સભાની કે મંડ-ળીની એક બીજી ફરજ છે કે જ્ઞાતિ કે જનસમુહની અંદર જે અયોગ્ય વિચાર,

વહેમ, નઠારો રીવાજ વગેરે ચાલતા હોય ને જે કેળવણી લેવામાં વિઘ્નરૂપ હોય અને ઉન્નતિની દશા પ્રાપ્ત કરવામાં અંતરાયરૂપ હોય તેને દૂર કરવા. આપણા જૈન વર્ગમાં બાળલગ્ન, કન્યાવિક્રય, મૃતભોજન, લગ્નપ્રસંગના લખલૂટ ખર્ચો વગેરે કેટલાએક કુરીવાજો છે તે સર્વનો ત્યાગ કરવો જોઇએ. માટે સભાજનોએ પોતે તે બાબત દ્રષ્ટાંત રૂપ થઇ અન્ય જનોને તે સમજાવી ત્યાગ કરાવવાની જરૂર છે.

સભા એટલે શું અને સભાનું કર્તવ્ય શું છે તે તથા વર્તમાન સમયને અનુસરી સભાએ કેવો પ્રયત્ન કરવાની જરૂર છે એ વાત કહ્યા પછી સભાના બંધારણ તથા તેના અંગભૂતો વિષે અત્ર કાંઇ કહેવાની જરૂર છે. ઉપર કહ્યા પ્રમાણે સભા સ્થાપન કરવાનો ઉદ્દેશ ઘણો ઉંચો છે એ તો સિદ્ધજ થાય છે. બલ્કે એટલું પણ કહી શકાય કે ખરેખરૂં કહીએ તો સભા સ્થાપન કરવામાં પરમાર્થ ને પરોપકારનોજ મુખ્ય ઉદ્દેશ છે, તો તે સભાના કાર્યવાહક અને અંગભૂતો કેવા હોવા જોઇએ તે સહજ અનુમાન થઇ શકે છે. ટુંકાણમાં કહીએ તો સભાના અંગભૂતો સ્વાર્થ બુદ્ધિ કે પક્ષપાત રહિત જોઇએ; અને નિરંતર બીજાઓનું હિત સાધવાને તેમની વૃત્તિ હોવી જોઇએ. કોઇપણ તરેહની લાલચ કે સ્વાર્થને માટે સભા સ્થાપન કરવી એ સારો ઉદ્દેશ નથી. માત્ર બીજાઓના હિત અને સહાયને માટેજ સભા સ્થાપવી. વળી સભાના અંગભૂતો ઉપર દર્શાવેલા સભાના કર્તવ્ય કરવાને લાયક હોવા જોઇએ. વિદ્વાન, ધર્મશીલ, પરોપકારી, શ્રીમંત, હિંમતવાન, આગ્રહી, ઉત્સાહવાન અને નિપુણ સભાસદોથી સભા સ્થાપન થાય તોજ તે બીજાઓનું ભલું કરી શકે; માટે સભાના અંગભૂત સભાસદોએ ઉપરના ગુણો પ્રાપ્ત કરવા જોઇએ. સભા અને મંડળીઓની વિશેષ એક ફરજ છે કે સતત ઉત્સાહથી જે ઉદ્દેશથી સભા સ્થાપન થઇ હોય તે પાર પાડવા ઉદ્યોગ કરવો જોઇએ. બીજા લોકોના મત જુદા હોઇ તેમના તરફથી નિંદા યા બીજી તરેહની અડચણ તે કાર્યમાં મુકવામાં આવે તો તેથી હિંમત છોડી ન દેતાં તેમની સામે ટક્કર ઝીલી દ્રઢતાથી કાર્ય પાર પાડવું જોઇએ. વળી કોઇ પણ બાબતના વિચારોજ કરીને માત્ર કાળવ્યય ન કરવો. પણ ઉદ્યમ વિના કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી એ ઉદ્દેશ લક્ષમાં રાખી જે વિચાર કે કર્ત્તવ્યનો નિશ્ચય થાય તે પાર પાડવું જોઇએ. આ પ્રમાણે કરવાથી સાંસારિક અને ધાર્મિક હરેક બાબતનાં કાર્યો એક પછી એક પાર પડશે અને આપણી જૈન સમાજની ઉન્નતિ થશે.

સભાઓ બાંધવાના હેતુ તથા તેના ઉદ્દેશ અને કર્તવ્ય તથા સભાના અંગભૂતોની ફરજો વગેરે ઉપર પ્રમાણે જણાવ્યા પછી "શ્રી જૈન ધર્મ પ્રસારક સભા" વિષે અત્ર બે બોલ કહેવા રજા લઉં છું.

આપના તરફથી શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો જ્યુબિલી ઉત્સવ પ્રસંગનો હેવાલ મળ્યો. આ સભા કે જે અમારા સાધર્મી જૈન બંધુઓથી ઉત્પન્ન થયેલી છે અને જેને માટે જ્યુબિલી ઉજવવાના માંગલિક પ્રસંગની તક મળી છે એથી અમોને

અત્યંત હર્ષ ઉત્પન્ન થાય છે, અને આ પ્રસંગને માટે આ સભાને અમે અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ; તથા શ્રી વીર પરમાત્મા પાસે માગીએ છીએ કે એ સભાની પ્રતિદિન અભિવૃદ્ધિ થાઓ. ઉક્ત પ્રસંગને માટે સભાના પ્રસંગમાં ભાગ લેતાં તત્ સંબંધે બે બોલ કહેવા ઉચિત છે. આ સભાની શરૂઆત સં. ૧૯૩૭ ની સાલથી થઈ હતી. એનો ઉદ્દેશ અમારા આ સાથેના લેખમાં બતાવ્યા પ્રમાણે સભાનો ખરેખરો જે હેતુ હોવો જોઇએ તેજ હતો. વિશેષમાં તેના ઉત્સાહી કાર્યવાહકો રા. રા. કુંવરજી આણંદજી તથા અમરચંદ ઘેલાભાઇ જેઓ શરૂઆતથીજ આ સભા સાથે જોડાયા છે તેઓએ ત્યારથી અત્યાર સુધી સભાની ઉન્નતિને માટે જે પ્રયત્ન કર્યો છે તે પ્રશંસનીય છે. આ સભા તરફથી જે જે કાર્ય કરવામાં આવે છે તે સર્વ તેના આ જ્યુબીલી રીપોર્ટમાં વિસ્તાર પૂર્વક દર્શાવ્યાં છે, તે કાર્યો ઘણાંજ અગત્યનાં છે. અને તે માટે તેના નેતાઓને ધન્યવાદ ઘટે છે. સાંપ્રત કાળમાં જૈન વર્ગમાં જુદે જુદે સ્થળે ઘણી સભાઓ વગેરે છે પણ આ સભાની શરૂઆત વખતે તેવી પ્રતિનું કોઇ ખાતું જૈનમાં ન હતું. માટે સભા અગર મંડળી જૈન વર્ગના સુધારાને માટે સ્થાપન કરવાનું પ્રથમ માન આ સભાને ઘટે છે. આ સભા તરફથી "જૈન ધર્મ પ્રકાશ" નામનું માસિક સંવત ૧૯૪૧ ની સાલથી નીકળે છે. જેમાં ઘણા વિદ્વત્તા ભરેલા લેખો આવે છે. જે જૈન વર્ગને અવશ્ય વાંચવા લાયક છે. આજ કાલ ઘણી એક સભાઓ સ્થાપન થાય છે, માસિકો વગેરે શરૂ થાય છે, પણ કાયમ નહિ ચાલતાં થોડી મુદતમાં તે બંધ થાય છે ઘણુ કરી આમ થવાનું કારણ તેના કાર્યવાહકોની ખામી હોય છે. ઉત્સાહી, દ્રઢ, પરોપકારી અને ધર્મશીલ કાર્યના નેતા વિના કોઇ પણ આવું ખાતું નભી શકે નહિ. અમોને આનંદ થાય છે કે આ સભા સર્વ તરેહનાં વિઘ્ન પસાર કરી આજ દિવસ સુધી પોતાનો ઉદ્દેશ પાર પાડી શકી છે અને જ્યુબિલી જેવા ઉત્સવનો પ્રસંગ મેળવવા શક્તિમાન થઇ છે, એ ખરેખર તેના કાર્યવાહકોની બાહોશીજ છે. ખરેખર આ સભાને વિદ્વાન, ધર્મરક્ત અને પરોપકારી કાર્યવાહકો પ્રાપ્ત થયા છે તેથીજ તે આ સ્થિતિએ પહોંચી શકી છે. સભાના નેતાઓમાં મુખ્ય રા. રા. કુંવરજીભાઇ તથા અમરચંદ ભાઇ છે. એમની ઓળખાણ કે પરિચય અમારે જૈન વર્ગને આપવાની જરૂર નથી. બન્ને ગૃહસ્થોનો ગત કોન્ફરન્સના સમયમાં હિંદુસ્તાનના સર્વ પ્રાંતના જૈન વર્ગને સમાગમ થયો હશે. તેમનામાં જે સદ્ગુણો, ધર્મતરફ પ્રીતિ અને અન્ય જૈન વર્ગનું ભલું કરવાની લાગણી છે તેનો સર્વને પરિચય થયો હશે માટે અમોને તે સંબંધી પ્રશંસા કરવાની જરૂર નથી.

ઉક્ત સભા જે માસિક પ્રસિદ્ધ કરે છે તે તથા જૈનધર્મના પ્રાચીન અમૂલ્ય પુસ્તકો પ્રસિદ્ધ કરે છે તે તથા અન્ય ધાર્મિક ખાતાઓમાં સહાય આપે છે તે ખરેખર કિંમતી છે. અને તેને માટે સમસ્ત જૈન કોમ તરફથી માનને પાત્ર છે

છેવટ અમારો લેખ પૂરો કરતા અમો એટલુંજ કહીએ છીએ કે આ સભા હાલમાં જે પ્રમાણમાં ધાર્મિક કાર્યો કરે છે તે કરતાં પણ ઘણાં ઘણા ધાર્મિક કાર્યો

કરે એવી આપણે આશા રાખીશું. આપણા જૈન વર્ગની ઉન્નતિનો આધાર આવી સભાઓ ઉપર રહ્યો છે માટે દિવસે દિવસે આ સભાનો અભ્યુદય થાઓ અને તેના કાર્યવાહકો નિરંતર અધિક અધિક ઉત્સાહથી પોતાનો ઉદ્દેશ પાર પાડવા શક્તિમાન થાઓ. **તથાસ્તુ.**

**શીવજી દેવશી.**

---

## (રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. નો લેખ).

### એક જુની ધાર્મિક સંસ્થા, તેમાં સુધારણા અને વર્તમાન લક્ષ્ય.

આ વિષયને આપણે ત્રણ ભાગમાં વહેંચીશું—પ્રથમ એક જૂની ધાર્મિક સંસ્થા એ આપણી પ્રસ્તુત જૈન ધર્મ પ્રસારક સભાનો પૂર્વ વૃત્તાંત જોઇશું, બીજા ભાગમાં ઉક્ત સભાની વર્તમાન સ્થિતિ અને સુધારણાનો અવકાશ તપાસીશું અને ત્રીજા ભાગમાં ધાર્મિક સંસ્થા અને વર્તમાન લક્ષ્ય વિચારીશું.

૧.

**પૂર્વ વૃત્તાંત**

આપણે જેમ જેમ આગળ જઇએ છીએ, તેમ તેમ આપણામાં ફેરફારો થયાં કરે છે, કંઇ નવું પરિણમે છે. આ સો નવું સન્માર્ગ તરફ છે કે નહિ, તે નવાથી આપણે કેટલા અને કઇ દિશા તરફ વધ્યા છીએ, અને કઇ દિશા ભૂલ્યા છીએ, તે બધું જાણી શું કરવાનું રહે છે તે તરફ દૃષ્ટિપાત કરવો જોઇએ. તેથી પ્રથમ આપણે સભાની તારીખ સંક્ષેપે કાઢી જોઇએ.

"We live in deeds, not years;
In thoughts, not breaths.
In feelings, not in figures on a dial,
We should count life by heart-throbs.
He most lives
Who thinks most, feels the noblest, acts the best.

જીવ્યું કોનું નામ એ ઉપરની પંક્તિઓ ઉત્તમ રીતે દર્શાવે છે. તેનો ભાવાર્થ એ છે કે "આપણી જીંદગીની ખરી કિંમત આપણે અમુક કાળ સુધી જીવ્યા તેથી થતી નથી પરંતુ અમુક કાર્યો કરવાથી થાય છે. આપણે આટલા શ્વાસો લીધા તેથી જીવનનું પરિમાણ ગણાતું નથી, પરંતુ વિચારોથી જીવનનું પ્રમાણ થાય છે. ઘડિયાળના કાંટા જે આંકડા બતાવે છે તેથી નહિ, પણ ભાવનાઓથી એટલે આપણા હૃદયના દરેક ધબકારાઓથી આપણી જીંદગીની ગણત્રી થાય છે. સંક્ષેપે જે વ્યક્તિ

વિશેષતમ વિચારે છે, સૌથી ઉમદા ભાવનાઓ ભાવે છે અને ઉત્તમ કાર્યો કરે છે તેજ વધારેમાં વધારે કાળ સુધી જીવ્યો છે.''

નિશ્ચયતાથી જોતાં ઉપરની હકીકત સત્ય અને વાસ્તવિક છે તેથી પ્રસ્તુત વિષય સંબંધે વિચારો, ભાવનાઓ અને કાર્યોનું દિગ્દર્શન કરવાની જરૂર છે અને તેથીજ સભાની પચીશ વર્ષની જીંદગીની ખરી કિંમત થશે પરંતુ અત્યારે પ્રથમ ગ્રાસે વ્યવહારનયથી કાળ અપેક્ષાએ કહ્યા વગર ચાલે તેમ નથી કે જૈન ધર્મ પ્રસારક સભાએ પોતાના ૨૫ વર્ષ પૂરાં કર્યાં છે. આ ૨૫ વર્ષનું કાળપ્રમાણ આપણને હર્ષ અને ગર્વ ઉપજાવે છે. સંસારી મનુષ્યોના બનેલા ધાર્મિક મંડળ સંબંધે મંડળના દીર્ઘાયુષ્યથી સંસારીને હર્ષ અને ગર્વ થાય અને થવાજ જોઇએ.

એક વ્યક્તિ પોતામાં રહેલ શક્તિ અનુસાર કામ કરી શકે છે. કાર્યનું વિશેષ પરિણામ અને તેની ઉત્તમતા વ્યક્તિગત બલથી—કાયબલ, વચનબલ અને મનોબલથી સાધી શકાય છે, પરંતુ જે કાર્ય અમુક વ્યક્તિ સાધી શકતી નથી તે કાર્ય વ્યક્તિમંડળ કરી શકે છે. તે કાર્યની ઉત્તમતા અને તે કાર્યનું પ્રમાણ વિશેષ રીતે વ્યક્તિનો સમૂહ સિદ્ધ કરી શકે છે કારણકે તેમાં દરેક વ્યક્તિનો ત્રણે બળનો સંગ્રહ થાય છે. વ્યકિતના સમૂહને સભા, મંડળ, સોસાયટી, કંપની એમ કાર્યભેદે નામ અપાય છે. જૈન ધર્મ પ્રસારક સભા વિષે હવે આપણે બોલીએ.

આ સભાનું મૂળ જોઇશું તો સંવત્ ૧૯૩૭ માલૂમ પડશે. અમુક જાતની સભા કરવી એમ મિત્રોનું ધારવું થયું કે જેથી સૌ મિત્રો મળી શકે, વાંચન પઠન થઇ શકે અને અમુક ગ્રંથો તે સભાના નામથી પ્રકાશિત કરી શકાય. આ સંકલ્પને નિશ્ચય રૂપી ગતિ મળવાથી સભાની ઉત્પત્તિનો યોગ થયો.

અમુક સમાજ કે સભા સ્થપાયા પછી કેટલાંક વર્ષે તે સંસ્થાનો ઇતિહાસ તપાસીએ છીએ તો તેનો સંસ્થાપક કોઈ મહાન્ પુરૂષ મળી આવે છે. પછી તે પુરૂષના ઇતિહાસના પાનાં ઉથલાવતાં તેમનો મહાન્ ઉદ્દેશ, તે ઉદ્દેશ પાર પાડવાં અર્થે લીધેલો મહાભારત પરિશ્રમ, તેમણે મોટી મુશ્કેલીઓ સામે ભીડેલી બાથ, તેમા મળેલી ફત્તેહ વગેરે અનેક વાત મળી આવે છે.

આપણી જૈન ધર્મ પ્રસારક મંડળી સ્થપાઇ ત્યારે અગીયાર સભાસદો હતા. તેમાં શા. મૂલચંદ નથુભાઈ પ્રમુખ હતા અને રા. કુંવરજી આણંદજી જે હાલ જૈન કોમમાં અગ્રેસર તરીકે લેખાય છે તે મંત્રી હતા. આ બધા મિત્રોની બનેલી મંડળીનો કોઇ મહાન્ હેતુ ન હતો, છતાં ધીમે ધીમે ચાલતાં જવું એ સૂત્ર આધારે તે બધાનો ઉત્સાહ એટલો બધો હતો કે તે મંડળીનું દીર્ઘાયુષ્ય સૂચવનારા શુભ ચિન્હો પ્રતીત કરાવવાનાં સાધનો દેખાતાં હતાં. ઉત્સાહ એ ઉદ્દેશને સિદ્ધ કરનાર છે.

સંવત્ ૧૯૩૯ માં એવો વિચાર સ્ફૂર્યો કે સભા ધર્મ સંબંધી હોવાથી સભાસદોએ અમુક ચારિત્ર્ય નિયમો પાળવા જોઇએ, તેથી તેવા પાંચ નિયમો દાખલ કર્યા; તેમાંનો પ્રથમનો નિયમ સાત વ્યસનનો ત્યાગ હતો.

કરે એવી આપણે આશા રાખીશું. આપણા જૈન વર્ગની ઉન્નતિનો આધાર આવી સભાઓ ઉપર રહેલ છે માટે દિવસે દિવસે આ સભાનો અભ્યુદય થાઓ અને તેના કાર્યવાહકો નિરંતર અધિક અધિક ઉત્સાહથી પોતાનો ઉદ્દેશ પાર પાડવા શક્તિમાન થાઓ. **તથાસ્તુ.**

**શીવજી દેવશી.**

---

## (રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ બી. એ. નો લેખ).

### એક જુની ધાર્મિક સંસ્થા, તેમાં સુધારણા અને વર્તમાન લક્ષ્ય.

આ વિષયને આપણે ત્રણ ભાગમાં વહેંચીશું—પ્રથમ એક જૂની ધાર્મિક સંસ્થા એ આપણી પ્રસ્તુત જૈન ધર્મ પ્રસારક સભાનો પૂર્વ વૃત્તાંત જોઇશું, બીજા ભાગમાં ઉક્ત સભાની વર્તમાન સ્થિતિ અને સુધારણાનો અવકાશ તપાસીશું અને ત્રીજા ભાગમાં ધાર્મિક સંસ્થા અને વર્તમાન લક્ષ્ય વિચારીશું.

૧.

**પૂર્વ વૃત્તાંત**

આપણે જેમ જેમ આગળ જઇએ છીએ, તેમ તેમ આપણામાં ફેરફારો થયાં કરે છે, કંઇ નવું પરિણમે છે. આ નવું સન્માર્ગ તરફ છે કે નહિ, તે નવાથી આપણે કેટલા અને કઇ દિશા તરફ વધ્યા છીએ, અને કઇ દિશા ભૂલ્યા છીએ, તે બધું જાણી શું કરવાનું રહે છે તે તરફ દૃષ્ટિપાત કરવો જોઇએ. તેથી પ્રથમ આપણે સભાની તારીખ સંક્ષેપે કાઢી જોઇએ.

> "We live in deeds, not years;
> In thoughts, not breaths.
> In feelings, not in figures on a dial,
> We should count life by heart-throbs.
> He most lives
> Who thinks most, feels the noblest, acts the best.

જીવ્યું કોનું નામ એ ઉપરની પંક્તિઓ ઉત્તમ રીતે દર્શાવે છે. તેનો ભાવાર્થ એ છે કે "આપણી જીંદગીની ખરી કિંમત આપણે અમુક કાળ સુધી જીવ્યા તેથી થતી નથી પરંતુ અમુક કાર્યો કરવાથી થાય છે. આપણે આટલા શ્વાસો લીધા તેથી જીવનનું પરિમાણ ગણાતું નથી, પરંતુ વિચારોથી જીવનનું પ્રમાણ થાય છે. ઘડિયાળના કાંટા જે આંકડા બતાવે છે તેથી નહિ, પણ ભાવનાઓથી એટલે આપણા હૃદયના દરેક ધબકારાઓથી આપણી જીંદગીની ગણત્રી થાય છે. સંક્ષેપે જે વ્યક્તિ

વિશેષતમ વિચારે છે, સૌથી ઉમદા ભાવનાઓ ભાવે છે અને ઉત્તમ કાર્યો કરે છે તેજ વધારેમાં વધારે કાળ સુધી જીવ્યો છે.”

નિશ્ચયતાથી જોતાં ઉપરની હકીકત સત્ય અને વાસ્તવિક છે તેથી પ્રસ્તુત વિષય સંબંધે વિચારો, ભાવનાઓ અને કાર્યોનું દિગ્દર્શન કરવાની જરૂર છે અને તેથીજ સભાની પચીશ વર્ષની જીંદગીની ખરી કિંમત થશે પરંતુ અત્યારે પ્રથમ ગ્રાસે વ્યવહારનયથી કાળ અપેક્ષાએ કહ્યા વગર ચાલે તેમ નથી કે જૈન ધર્મ પ્રસારક સભાએ પોતાના ૨૫ વર્ષ પૂરાં કર્યાં છે. આ ૨૫ વર્ષનું કાળપ્રમાણ આપણને હર્ષ અને ગર્વ ઉપજાવે છે. સંસારી મનુષ્યોના બનેલા ધાર્મિક મંડળ સંબંધે મંડળના દીર્ઘાયુષ્યથી સંસારીને હર્ષ અને ગર્વ થાય અને થવાજ જોઇએ.

એક વ્યક્તિ પોતામાં રહેલ શક્તિ અનુસાર કામ કરી શકે છે. કાર્યનું વિશેષ પરિણામ અને તેની ઉત્તમતા વ્યક્તિગત બલથી—કાયબલ, વચનબલ અને મનોબલથી સાધી શકાય છે, પરંતુ જે કાર્ય અમુક વ્યક્તિ સાધી શકતી નથી તે કાર્ય વ્યક્તિમંડળ કરી શકે છે. તે કાર્યની ઉત્તમતા અને તે કાર્યનું પ્રમાણ વિશેષ રીતે વ્યક્તિનો સમૂહ સિદ્ધ કરી શકે છે કારણકે તેમાં દરેક વ્યક્તિના ત્રણે બળનો સંગ્રહ થાય છે. વ્યક્તિના સમૂહને સભા, મંડળ, સોસાયટી, કંપની એમ કાર્યભેદે નામ અપાય છે. જૈન ધર્મ પ્રસારક સભા વિષે હવે આપણે બોલીએ.

આ સભાનું મૂળ જોઇશું તો સંવત્ ૧૯૩૭ માલૂમ પડશે. અમુક જાતની સભા કરવી એમ મિત્રોનું ધારવું થયું કે જેથી સૌ મિત્રો મળી શકે, વાંચન પઠન થઇ શકે અને અમુક ગ્રંથો તે સભાના નામથી પ્રકાશિત કરી શકાય. આ સંકલ્પને નિશ્ચય રૂપી ગતિ મળવાથી સભાની ઉત્પત્તિનો યોગ થયો.

અમુક સમાજ કે સભા સ્થપાયા પછી કેટલાંક વર્ષે તે સંસ્થાનો ઇતિહાસ તપાસીએ છીએ તો તેનો સંસ્થાપક કોઈ મહાન્ પુરૂષ મળી આવે છે. પછી તે પુરૂષના ઇતિહાસના પાનાં ઉથલાવતા તેમનો મહાન્ ઉદ્દેશ, તે ઉદ્દેશ પાર પાડવાં અર્થે લીધેલો મહાભારત પરિશ્રમ, તેમણે મોટી મુશ્કેલીઓ સામે ભીડેલી બાથ, તેમા મળેલી ફત્તેહ વગેરે અનેક વાત મળી આવે છે.

આપણી જૈન ધર્મ પ્રસારક મંડળી સ્થપાઇ ત્યારે અગીયાર સભાસદો હતા. તેમાં શા. મૂલચંદ નથુભાઈ પ્રમુખ હતા અને શા. કુંવરજી આણંદજી જે હાલ જૈન કોમમાં અગ્રેસર તરીકે લેખાય છે તે મંત્રી હતા. આ બધા મિત્રોની બનેલી મંડળીનો કોઇ મહાન્ હેતુ ન હતો, છતાં ધીમે ધીમે ચાલતાં જવું એ સૂત્ર આધારે તે બધાનો ઉત્સાહ એટલો બધો હતો કે તે મંડળીનું દીર્ઘાયુષ્ય સૂચવનારા શુભ ચિન્હો પ્રતીત કરાવવાનાં સાધનો દેખાતા હતાં. ઉત્સાહ એ ઉદ્દેશને સિદ્ધ કરનાર છે.

સંવત્ ૧૯૩૯ માં એવો વિચાર સ્ફૂર્યો કે સભા ધર્મ સંબંધી હોવાથી સભાસદોએ અમુક ચારિત્ર્ય નિયમો પાળવા જોઇએ, તેથી તેવા પાંચ નિયમો દાખલ કર્યા; તેમાંનો પ્રથમનો નિયમ સાત વ્યસનનો ત્યાગ હતો.

**द्यूतं च मांसं च सुरा च वेश्या, पापार्द्धं चोरी परदारसेवा.**

ઉક્ત સાત વ્યસનત્યાગ જૈન સિદ્ધાંતાનુસાર મનુષ્ય વર્તનપર ઉત્તમ અસર કરે છે, મનુષ્યના દુષ્ટ સ્વભાવને લગતા અંકૂરો દૂર કરી, સંયમનો ગુણ પ્રકટ કરી બીજા સદ્‌ગુણોને ખીલવે છે, તેથી મનુષ્ય દિવસે દિવસે પ્રબલતાથી ઉત્તમ અને ઉત્તમ મનુષ્ય બનતો જાય છે. સભાએ પાંચ નિયમો બાંધ્યા તેમાંનો આ પ્રથમ નિયમ એટલો બધો શ્રેષ્ઠ છે કે તેનું સૂચન અહીં કર્યા વગર ચાલે તેમ નથી.

સંવત્ ૧૯૪૦ માં નિબંધો લખી છપાવવાની યોજના થઇ અને તેને અંગે સંવત્ ૧૯૪૧ માં 'જૈનધર્મ પ્રકાશ' એ માસિકનો ઉદ્‌ભવ થયો. સંવત્ ૧૯૪૨ માં સંસ્કૃત પાઠશાળા સ્થાપન કરી અને ત્યાર પછી ધર્મપુસ્તકોનાં ભાષાંતર શાસ્ત્રી પાસે કરાવી છપાવવાની પ્રવૃત્તિ ચાલુ થઇ. આ બધી પ્રવૃત્તિઓ શુદ્ધ માર્ગે હોઈ સારાં ફ્લ હજુ સુધી આપતી રહી છે.

સંવત્ ૧૯૪૮ માં મહારાજ શ્રી વૃદ્ધિચંદ્રજી કે જેમની સમક્ષ આ મંડળીનો ઉદ્‌ભવ થયો હતો તે પ્રેરકતત્વનો પર્યાયરૂપે વિલય થયો છતાં તેમની પ્રેરણા નિશ્ચયરૂપે જાગૃત રહી કાર્ય કરવાને ઉશ્કેરવા સમર્થજ સદૈવ રહી છે.

સંવત્ ૧૯૫૯ માં સભાના બહુ પ્રયાસથી થયેલ પુસ્તકાલયમાં આગ લાગી; તે સભાનુ પ્રધાન અંગ ગયું. છતાં સભાએ નવી સૃષ્ટિ રચી અને નૂતન પુસ્તકાલય ઉભું કર્યું. પ્રયત્ન અને ઉત્સાહ બલવાન છે.

ત્યાર પછી સભાનો ઉત્સાહ વધુ પ્રમાણમાં આમેજ થયો. રા. કુંવરજીભાઇએ પોતાની શક્તિ, સમય અને પ્રેમ અર્પણ કરવાથી દિનપ્રતિદિન સભામાં શુભ પ્રવૃત્તિ ચાલુ રહી. પુસ્તકપ્રકાશન, ભાવનગરની જૈન ડિરેકટરી, ઉજમબાઇ જૈન કન્યાશાળા અને બનારસ પાઠશાળામાં દ્રવ્યસહાય વગેરે ચાલુ થયાં. આ પરથી સિદ્ધ થાય છે કે એક વ્યક્તિ પોતાનું યથાશક્તિ વીર્ય સ્ફુરાવી સન્માર્ગે વ્યય કરે તો કેટલું બધું કરી શકે તેમ છે? અને જો તે વ્યક્તિબલ સાથે અન્ય વ્યક્તિઓનું બલ સારા પ્રમાણમાં સંયુક્ત થાય તો ઘણું સરસ કામ થઇ શકે છે.

૨.

**વર્તમાન સ્થિતિ અને સુધારાનો અવકાશ.**

ઉપરના પૂર્વવૃત્તાંતથી વર્તમાન શું છે તે સમજી શકાય તેમ છે. જૈનધર્મ પ્રકાશ જૂનામાં જૂનું માસિકપત્ર છે. તેણે જૈન ધર્મ સંબંધે ઘણી સારી સેવા બજાવી છે. અનેક વિષયો લખી બોધથી વિધિ વગેરે કેટલેક અંશે જૈનપ્રજાને સમજાવ્યું છે. સાધુ મુનિરાજો તેમાં લેખો આપી લેખ લખવા બહાર પડ્યા છે. પ્રાચીન પુસ્તકો છપાવવામાં સભાએ પ્રવૃત્તિ કરી છે. અસલ પુસ્તકો છપાવવામાં શ્રાવક તથા સાધુઓ તરફથી વિરૂધ્ધતા હતી તે હવે ધીમે ધીમે ઓછી થતી ગઇ છે પરંતુ ઘણી શોચનીય બીના છે કે સૂત્ર સંબંધે તેવી વિરૂદ્ધતા રહી છે. આ સભાએ કેટલાએક ભાવ-

નગરના યુવાન પુરૂષોને ઉત્તેજન આપ્યું છે અને કેલવણીની પીછાન કરી છે. જૂના વિચારના પુરૂષોને મદદ આપવાને સભાના અંગભૂત બનાવ્યા છે અને તેથી પાંજરાપોળ, કન્યાશાળા, બોર્ડિંગ સ્કૂલ જેવાં ખાતાં સારી રીતે વ્યવસ્થિત કર્યા છે અને ભાવનગર સમગ્ર ભારતની જૈન પરિષદ્ બોલાવવા સમર્થ થયું હતું તેનું કારણ જોતાં મૂળ આ સભાજ હાથ આવે છે.

સભાએ જે પુસ્તકો પ્રગટ કર્યા છે તે તરફ નીહાળીએ છીએ તો સામાન્ય જનોને ઉપયોગી લગભગ પચાશક ગ્રંથો અત્યાર સુધી ઉપજાવ્યા છે; અને બીજા દશેક ગ્રંથો ઉચ્ચ વિચારથી પૂર્ણ અને ફીલસુફીના ઉપજાવ્યા છે. આમાંનો એક ગ્રંથ વ્યાકરણ સંબંધે પણ છે. પરંતુ હાલ તો એવું વ્યાકરણ બનાવવાની જરૂર છે કે જેથી આપણી આગમ–શાસ્ત્રભાષા પદ્ધતિસર સમજી શકાય. જ્યાંસુધી ભાષાને વ્યાકરણથી સાંકળવામાં આવી નથી ત્યાંસુધી ભાષા કદી બંધાવાની—સમજાવાની નથી, જ્યાં સુધી ભાષા નહિ સમજાય ત્યાંસુધી શાસ્ત્ર વચનોનો નિર્ધાર કરવાનું અસંભવિત છે અને તેથી જડવાદ, જૈનધર્મપ્રત્યે અશ્રદ્ધા, મિથ્યાત્વ વગેરે જે જે જોખમો ગંભીર રીતે ઉત્પન્ન થયેલાં જોઇએ છીએ તે ચાલુ રહેશે અને તેથી સખત ફટકો ધર્મપર પડવા સંભવ છે.

હવે સભા શું શું કરી શકે તેમ છે તે વિગતવાર જણાવીશું. શું શું થવું જોઇએ ? એ લક્ષ્યની વાત છે. મનુષ્યોનું કે મનુષ્યસમૂહનું લક્ષ્ય ધર્મપ્રસાર સાથે રાષ્ટ્રયભાવના યુક્ત હોવું જોઇએ એમ અત્યારના સંજોગોપરથી સ્પષ્ટ માલૂમ પડે તેમ છે. વ્યવહારીક રીતે સભા નીચલું કાર્ય કરી શકે તેમ છે તે બતાવીએ છીએ અને તે બતાવ્યા પછી વર્તમાન લક્ષ્ય તરફ વિશેષતાથી લક્ષ દોરીશું.

૧—**જૈનધર્મ પ્રકાશ**—નામના માસિકને ઉત્તમ લેખોથી ભરપૂર બનાવવું. તેમાં જૈન સાહિત્યચર્ચા, સાહિત્યકારોનાં જીવન વૃત્તાંતો, સાહિત્યપ્રસારની સૂચના, જૂના ગ્રંથો કયા કયા અને કયાં કયાં જે રીતે મળી શકતા હોય તે દર્શાવવું. વગેરે વગેરે. આની સાથે ધર્મની વિજ્ઞાનશાસ્ત્રાનુસાર ચર્ચા, દ્રવ્યાનુયોગની સ્ફુટતા વગેરે—

૨—**ગ્રંથપ્રકાશન**—આ સંબંધમાં સભાએ જે જે સહાય અહીંના વિદ્વાનો તેમજ મુનિરાજો તેમજ પાશ્ચિમાત્ય વિદ્વાનો પાસેથી મળી શકે તે સ્વીકારી તેનો ઉપયોગ કરવો જોઇએ. બીજા પુસ્તકપ્રસારક વર્ગો છે તેમને તેમના તરફથી પ્રકાશ થતા પુસ્તકોને સંબંધે મદદ કરવી જોઇએ. આમાં પણ સંગૃહિત કાર્ય (Cooperation) ની પૂર્ણ જરૂર છે—જેવી રીતે—જૈનધર્મ પ્રસારક સભા **યોગબિંદુ** (મૂળ તેમજ ટીકા) છપાવનાર છે તો વિનંતિ અમારી એ છે કે પરમશ્રુત પ્રભાવક મંડળ તે ગ્રંથ છપાવનાર છે તો તે વર્ગને શા માટે મૂળ તેમજ ટીકા સાથે સહાય ન કરવી અને તેથી ઉત્તમોત્તમ ગ્રંથ ન બનાવવો?

૩—**નિબંધયોજના**—જૈનજ્ઞાતિ, સંસાર, ધર્મ, સાહિત્ય, ફીલસુફી વગેરે પર મરમ નિબંધો લખવા સારૂ વિદ્વાનોને ઉત્તેજન આપવા પારિતોષિક આપવા અને તે નિબંધો છપાવવા. વિજ્ઞાન-વિદ્યા-આયનસપદ્ધતિ પર ધર્મ સમજાવવાની જરૂર છે; સંસાર સંબંધીના વિકટ પ્રશ્નોનું નિરાકરણ કરવા પકવ વિચારકો (Great thinkers) ની જરૂર છે. તો આ જરૂર ઉપલી યોજનાથી સારે અંશે સધાશે.

૪—**કોન્ફરન્સના કાર્યની વહેંચણી**—કોન્ફરન્સને માથે ઘણાં કાર્યો કરવાનો જુમ્મો રહેલો છે તેમાંથી આપણી ઉક્ત સભા કરી શકે તેવાં ઉપયોગી કામો પોતાને હાથ લેવા. જેમ કે સ્કોલરશીપ ખાતું જીર્ણગ્રંથોદ્ધાર ખાતું વગેરે. જો સભા એક જૈન પ્રાચીન સાહિત્ય તરફજ દષ્ટિ કરે તો માલૂમ પડે તેમ છે કે તે માટે એટલું બધું કાર્ય કરવાનું છે કે કરતાં ખૂટે તેમ નથી. ક્ષેત્ર વિશાલ છે, કાર્ય કલ્યાણકારક છે. કોન્ફરન્સ પાસે ગ્રંથો માટે ફંડ હતું તેનું શું થયું તે કોઇને ખબર નથી. પંડિત હિરાલાલ શું કરી આવ્યા? પ્રોફેસર રવજીભાઇએ શું કર્યું? તેની નહિં ભાળ કે નહિ ખબર. કોન્ફરન્સને સંભાળવાનાં ઘણાં કામ તેથી એક તરફ સારી રીતે નજર ન આપવાનું બની શકે તેમ છે!! જો સભાએ આ કામ લઇ લીધું હત તો કેટલું બધું સંગીન કામ થાત? અને હવે લે તો કેટલું બધું સુદૃઢ કામ થાય તેમ છે?

૫—**જૈન મહાન્ પુસ્તકાલય**—આપણા સમસ્ત શાસ્ત્ર, ગ્રંથ, આગમ વગેરે શું શું છે તેનું એક લીસ્ટ પણ થયું નથી; તેમજ એક એવો ભંડાર કરી શકાયો નથી કે જ્યાંથી શ્રાવક કે સાધુ બધું મેળવી શકે. મુંબઇમાં હમણાં તેવી યોજના મુનિ શ્રીચારિત્રવિજયજીના શુભ પ્રયાસથી થઇ છે, છતાં તે મહાભારત કામ આ સભા તેમજ આવી અન્ય સભાઓની અંતઃકરણપૂર્વક સહાય વગર એકદમ હાર ન પડે તેવું છે. તેથી સભાએ આવું એક જબરદસ્ત પુસ્તકાલય થાય તેવી હીલચાલ કરી પૂરી મદદ આપવી જોઇએ.

૬—**પ્રાચીન ગ્રંથોની જાળવણી**—ઉપરોકત પુસ્તકાલયનું કામ હાર પડે. તે પહેલાં, આ તો પરંપરાથી કરવું જોઇએ કે જે જે ગ્રંથો લખેલાં પ્રાચીન મળી આવે તેનો સંગ્રહ કર્યા કરવો. પછી તેને શુદ્ધ કરાવવાં. આમ સંગ્રહ થયા કરશે, તો મહાન્ પુસ્તકાલય થવાનો વખત વહેલો આવશે. આપણાં ગ્રંથો અન્ય સ્થલે રાખેલાં છે તેને માટે આપણે શરમાવું જોઇએ છીએ. જે વસ્તુ આપણી છે, તે બીજાને હાથે ગઇ છે. અને તે બીજે હાથે પડેલાં પુસ્તકો ઉપયોગમાં લઇ શકાય તેમ છે છતાં તેનો ઉપયોગ આપણાથી થતો નથી. જર્મનીના મ્યુઝીઅમ અને લાયબ્રેરીમાં,

બ્રિટિશ મ્યુઝીયમમાં, ડેકન કૉલેજ લાયબ્રેરીમાં તેમજ રૉયલ એશીઆટીક સોસાઇટીની મુંબઇ અને બંગાલની શાખાની લાયબ્રેરીઓમાં, આપણાં ઘણાં પુસ્તકો છે છતાં તે પુસ્તકો શું શું છે તેની પણ કોઇને ખબર નથી. આ શોચનીય વાતનું મનન કરો અને તે શોક કાર્યથી દૂર કરો આવો સંગ્રહ થવાથી પ્રાચીન જૈન ગુજરાતી સાહિત્યપર પ્રકાશ પડશે અને તેથી ગુજરાતી ભાષાની ઘટન માં આપણે જે મ્હોટામાં મ્હોટો ફાળો આપ્યો છે, તે અન્ય ધર્મીઓ સમજી કબૂલ કરશે.

૭—**મહાન્ પુરૂષજયંતિ**—આપણા ધાર્મિક મહાન્ પુરૂષો જૈન ઇતિહાસમાં થયા હોય તેની જયંતિ તેમના જન્મતિથિ કે મરણતિથિ પ્રસંગે ઉજવવી જોઇએ. આવી જયંતિપ્રસંગે તેમનાં ચરિત્ર, જીવનવૃત્તાંત, વૈરાગ્ય, ઉપદેશ આદિ લખાવવાં જોઇએ. તેવું જીવનવૃત્તાંત ન મળે તો તેમના ગ્રંથોની ચર્ચા, તેમાં રહેલો બોધ, ભાવના, હૃદયજાગૃતિ, વિષયનું સ્પષ્ટિકરણ, ટીકા, વિવેચન આદિ થવું જોઇએ. આથી અનેક લાભો ઉત્પન્ન થશે. ભાષાવિવેકશાસ્ત્ર (Philology) ઘણું નવું સૂઝાડશે. વગેરે અનેક બાબતોપર પ્રકાશ પડશે ઉદાહરણ-મહાવીરજયંતિ લ્યો. તેમનું અદ્‌ભુત ચરિત્ર, આપણને કેટલું બધું શીખવી શકે તેમ છે? તીર્થંકર ગોત્ર કેટલા ભવો અગાઉ બંધાણું? કર્મની નિર્જરા કેવી રીતે કરવાથી ઉત્તરોત્તર ઉત્તમ શ્રેણી પ્રાપ્ત થતી ગઇ? વગેરે જાણવાથી આત્માની જાગૃતિ થશે. વળી હરિભદ્રસૂરિ, હેમચંદ્રાચાર્ય, યશોવિજયજી વગેરેની બોધપ્રદ વાણી, વિચાર અને આચાર, જયંતિ ઉજવવાના પ્રસંગે તેમનાપ્રતિ કેટલો બધો હૃદયભાવ ઉછાળે છે? જયાં હૃદયની ભાવનાઓ ઉછળે છે ત્યાં કર્મની નિર્જરાનું કારણ રહે છે.

૮—**સૂત્રસોસાઇટી**—અન્યદર્શની બંધુઓ 'ગીતા સોસાઇટી' 'ગાથા સોસાઇટી (પારસી)' 'બાઇબલ સોસાઇટી' વગેરે કરી કેવા કેવા વિષયો ચર્ચે છે? તેનું અનુકરણ કયારે થશે? સુસ્ત ન બેસી રહેતા આપણી આસપાસ શું પરિવર્તન ધર્મસુધારા માટે થયાં કરે છે તેનો પૂર્ણ તપાસ કરતા રહેવું જોઇએ. તેમ નહિ થાય તો આપણી 'જયાં છીએ ત્યાંના ત્યાં' એવી દશા થશે આવી સ્થિતિસ્થાપક દશા તે વ્યવહારીક રીતે શાણપણ છે જ નહિ છતાં ડહાપણ ગણીએ તોપણ એક કવિ કહે છે કે 'Better be imprudent moveables than prudent fixtures' ડહાપણથી એક સ્થિતિમાં રહેવા કરતા મૂર્ખાઇથી પણ ગતિમાન થવું તે વધારે સારૂં છે. આ શબ્દોપર વિચાર કરતા જણાશે કે આ સૂત્ર ઘણું શિક્ષણ આપે તેમ છે. આ સૂત્ર પર જેમ જેમ વિચાર કરશું તેમ તેમ તેની યોગ્યતા જણાતી જશે પાશ્ચિમાત્ય ફીલસુફીના વિધવિધ

દર્શનો તેમજ અહીંના વિવિધ દર્શનોની સરખામણીમાં આપણે કેટલા ઉતરતા તથા ચઢીઆતા છીએ તેનું દિગ્દર્શન આ શ્રેણી સૂત્રસોસાઇટી જેવી સંસ્થા કરાવશે મૂળ સૂત્રોમાં આપણા પવિત્રતમ ચરમ તીર્થંકરની વાણી સમાયેલી છે. મૂળ પ્રવાહ જાણ્યા વગર તે પ્રવાહથી ઉત્પન્ન થયેલ–શાખાપ્રવાહો—આપણા પ્રાચીન મુનિઓના ગ્રંથો વિશાલ પ્રકાશ ન પાડી શકે અને તેથી જૈન ફીલસુફીના ઇતિહાસનું તેમજ તેના વિકાસક્રમનું યથાર્થ ભાન નજ થાય.

આપણામાં પહેલાં એવી શુષ્ક શ્રદ્ધા બેસી ગઇ હતી કે પ્રાચીન ગ્રંથો પ્રકાશવાથી આશાતના થાય તેથી છપાવવાજ નહિ, પરંતુ તે શુષ્કતા હમણાં શૂન્ય થઇ છે તે મનની પક્વ દશાનું ચિન્હ સૂચવે છે. થોડી આશાતના માટે અપૂર્વ આત્માની જાગૃતિ કરનાર લાભ ખોઇ શકાયજ નહિ. સમર્થ ઇંગ્લિશ કવિ કીટ્સ પોતાની નોંધપોથીમાં અનુભવપૂર્વક લખે છે કે :—

When the mind is in its infancy a bias is in reality a bias, but when we have acquired more strength a bias become no bias Every department of knowledge we see excellent and calculated towards a great whole ... ... ... .. . An extensive knowledge is needful to thinking people—it takes away the heat and fever; and helps, by widening speculation, to ease the burden of the mystery.

"મન જ્યારે અપક્વ દશામાં હોય છે ત્યારે (કોઇ સંબંધે ખરાબ મત ધરાવવાનો) કદાગ્રહ ખરી રીતે કદાગ્રહ તરીકે અસ્તિત્વ ધરાવે છે, પણ જ્યારે આપણે વધુ બલ (મનોબલ) પ્રાપ્ત કરેલું હોય છે ત્યારે તે કદાગ્રહનો વિનાશ થાય છે, દરેક જ્ઞાનનું ધામ ઉત્તમ અને મહાન્ લક્ષ્ય તરફ પરિવર્તન કરતું જોઇએ છીએ. વિચારવાન્ પુરૂષોને વિશાલ જ્ઞાનની જરૂર છે—કારણ કે તે વિશાલ જ્ઞાનથી વિચારો ઉચ્ચ થાય છે અને તેથી તે કદાગ્રહમાંથી ખરૂં અને ખોટું શું છે તેનો ભેદ કરવામાં પડતો બોજો ઓછો થાય છે અને તેથી (અજ્ઞાનરૂપી) ઉષ્ણતા અને તાપ ચાલ્યાં જાય

આપણા ધર્મની સાથે હરીફાઇ કરતા અન્ય ધર્મોનો ઇતિહાસ જોતાં આપણા ધર્મ સંબંધે ખેદ અતિશય ઉપજે છે. Evolution વિકાસક્રમ એકદમ ક્યારે વધે કે જ્યારે આસપાસના સંજોગોનો (environments) સરસ ઉપયોગ કરી શકીએ તો. સંજોગો ઘણું કરી શકે તેમ છે, માટે તેને આપણા લાભમાં લઇ લેવા જોઇએ. હમણાં સવાલ એ છે કે આપણો ધર્મ બીજા ધર્મોની હરીફાઇમાં ઉભો રહેશે કે કેમ? જો તેમ ન થાય તો અન્ય ધર્મોથી ચઢીયાતો ક્યાંથી થઇ શકે? જો આ ધર્મ ઉભો રહેલો નહિ જણાય તો ધર્મપર મોટો ફટકો પડશે અને તે આપણા દોષને લઇનેજ.

> To be or not to be—that is the question!
> Whether 'tis nobler in the mind to suffer
> The slings and furrows of outrageous fortune;
> Or to take arms against a sea of troubles,
> And by opposing, end them?
>
> HAMLET.

"જીવવું કે ન જીવવું—એ પ્રશ્ન છે. (આપણા ધર્મ માટે) ઉથલાવી પાડનારા નસીબ (કદાગ્રહ)ના પ્રહાર અને બાણ મનમાં ખમી રહેવાં એ વધારે ઉદારતા ભર્યું છે, કે દુઃખના દરિયા સામે બાથ ભીડવી અને દુઃખ સામે થઇ દુઃખનો અંત આણવો તે?"

ઉપલી પંક્તિઓ આપણને દરેક બાબતમાં અપૂર્વ મદદગાર છે. વ્યક્તિની દરેક સ્થિતિમાં, ગૃહસંસારમાં, જાહેર પુરૂષ તરીકે અને તેવા બીજા કોઇ પણ દરજ્જામાં રહી મુશ્કેલી સામે બાથ ભીડી કલ્યાણ સાધવું એજ ઇષ્ટ છે.

ઉપલા ફકરામાં કહેલ પ્રશ્નનું નિરાકરણ કરવા માટે કોઇએ કોઇથી ડરવું ન જોઇએ. સૂત્રપ્રકાશ, એ સત્ય અને જ્વલંત પ્રકાશ છે, અજ્ઞાનતિમિરનો છેદક છે.

પણ હમણાંજ કોન્ફરન્સ તરફથી ૪૫ આગમનું લીસ્ટ તૈયાર થઇ નીકળ્યું છે, પરંતુ તે ૪૫ આગમ ક્યાં પ્રકાશિત થયા છે? સ્થાનકવાસી બંધુઓ જ્યાં સુધી ૪૫ આગમ પ્રસિદ્ધ થશે નહિ ત્યાં સુધી પ્રતિમાની સૂત્રમાં આજ્ઞા છે એટલું પણ સમજી શકશે નહિ, દિગંબરી બંધુઓ તેમની કીંમત જોઇ કે જાણી શકશે નહિ અને તેથી રાષ્ટ્રીય ભાવનાનું લક્ષ્ય કે જેમાં દરેકનું ઐક્ય અને તેની સાથે આપણા ધર્મની ત્રણ મુખ્ય શાખાઓનું ઐક્ય હોવુંજ જોઇએ તે ભૂલાઇ જશે; ધર્મપર યુવકોની ધીમે ધીમે અશ્રદ્ધા થતી જશે. વગેરે.

૯—**શોધખોળ ખાતું**—આવું ખાતું સ્થાપવાથી જૂના જૂના શિલા લેખો, તામ્રપટ્ટો, પ્રતિમાઓ, જૈન સિક્કાઓ, જૂના જૂના ગ્રંથો, લેખો, અઢારમી સદીના યુરોપીય વિદ્વાનોએ આપણા સંબંધમાં કરેલા લેખો વગેરેનો સંગ્રહ થશે અને તેથી આપણાપર થતા આક્ષેપો સમજાશે અને તેનો રદીઓ આપી શકાશે.

**૧૦—પાશ્ચાત્ય વિદ્વાનોને આમંત્રણ અને તેમનો સમાગમ**—આમ થશે તો સાહિત્યપ્રકાશ સંબંધે, આપણી પ્રાકૃત કે માગધી ભાષાને બદ્ધ કરવાને વ્યાકરણ તૈયાર કરી શકાશે.

**૧૧—ટ્રસ્ટ ફંડો**—કેટલાંક ટ્રસ્ટ ફંડો હાથમાં લેવાં. સ્કોલરશીપ, સાહિત્ય-પ્રકાશ, ઇનામફંડ વગેરે લઇ તેમની યથાસ્થિત વ્યવસ્થા કરવાનું પ્રમાણ કરવામાં આવે તો એવા ઘણા જૈનોમાંથી નીકળશે કે જેઓ પોતાનું વિલ—વસિયતનામું કરતી વખતે ટ્રસ્ટફંડ સભાને આપી જશે. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં આવાં આવાં કેટલાંક ફંડો આવેલાં છે.

**૧૨—બીજા વર્ગોને દરેક રીતે બનતી સહાય**—Cooperation 'सहतिः कार्यसाधिका' માટે ઐક્યથી કાર્ય કરવાની યોજના હમેશાં ફલદાયક નીવડી છે. જૈન વાંચનમાળા તૈયાર થતા ઘણો સમય વ્યતીત થયો છે, છતાં કાંઇ ગણી શકાય તેવું ફલ આવ્યું નથી. આનું કારણ કાર્યમાં ઐક્યનો અભાવ છે. વાંચનમાળા બનાવવી તે કંઇ જૈન ધર્મ વિદ્યા પ્રસારક વર્ગનું કામ નથી, તે બધા વર્ગોના વિદ્વાનો ભેગા મળી બીજા અન્ય પંડિત અને વિદ્વાનોને મેળવી તેની યોજના કરી શકાય. આવી વાંચનમાળા થાય તો દરેક જૈન કન્યાશાળા અને જૈનશાળામાં ચલાવવાથી ધર્મ સંબંધે નાનપણથી પ્રીતિ ઉપજાવવાનાં કારણો ઉભા કરી શકાય અને તેથી ભવિષ્યમાં જડવાદની અસરનો ઓછો ભય રહે.

આવી રીતે કરવાથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કરતાં પણ અદ્‌ભૂત કાર્યો આપણે આપણી સભાથી કરી શકીએ તેમ છીએ. આ સંબંધે વિચાર કરતાં ઘણું લખાય તથા કહેવાય તેમ છે, ઘણા ફાયદા સમજાય તેમ છે, પરંતુ આ જેમ આવ્યું તેમ સામાન્ય રીતે લખાઇ જાય છે.

૩.

ધાર્મિક સંસ્થાનો મૂળ ઉદ્દેશ ધર્મપ્રવૃત્તિ કરવી તે છે, તે ધર્મપ્રવૃત્તિ સાથે રાષ્ટ્રભાવના હૃદયમાંથી કોઇ રીતે ભૂલી જવી જોઇતી નથી. રાષ્ટ્રભાવના વગર ઐક્ય, બંધુભાવ, પ્રેમ નથી અને જો તે નથી તો ધર્મપ્રવૃત્તિ નથી. તેથી રાષ્ટ્રભાવના દરેક સંસ્થાનું અંતિમ લક્ષ્ય હોવું જોઇએ. તે લક્ષ્ય સાધવા માટે જે તત્વો જોઇએ તેનું નિરીક્ષણ કર્યા પહેલાં ધર્મપ્રવૃત્તિ કેમ જાગૃત કરવી તે સંક્ષેપે કહીશ.

ધાર્મિક સંસ્થા અને વર્તમાન લક્ષ્ય.

**ધર્મપ્રવૃત્તિ**—ધર્મની પ્રવૃત્તિ ધર્મનું સ્વરૂપ સમજવાથી થાય છે. ધર્મનો ઉદ્યોત અને પ્રસાર ધર્મમાં રહેલા સ્વરૂપમાં હૃદયની સ્વીકાર્યતા લોક સમાજથી થાય છે ત્યારે ઉદ્‌ભવે છે. ધર્મસ્વરૂપનો સ્વીકાર કર્યા પહેલાં ધર્મશ્રદ્ધા હોવી જોઇએ. ધર્મશ્રદ્ધા ઉત્પન્ન કરી તેને સતત પ્રવાહમાં મૂકવી એ ધર્મસંસ્થાનું પ્રથમ કાર્ય કહી

શકાય આ શ્રદ્ધા સતત્ પ્રવાહમાં ચાલુ રહે તે માટે ધર્મજ્ઞાનના સાધનો રજુ કરવા જોઇએ. ધર્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય ત્યારે શ્રદ્ધા દૃઢ અને પ્રખર બને. આ જ્ઞાન માટે જ્ઞાનોપકરણ, પુસ્તકો, પુસ્તકાલય, શ્રાવિક-શ્રાવિકા શાળા, સાધુશાળા આદિ ઉપજાવવા જોઇએ.

જ્ઞાન થયા પછી કર્તવ્યાકર્તવ્યનું, સારાસારનું, હિતાહિતનું ભાન આવેછે અને પછી તે ધર્મજ્ઞાનથી વિચાર બુદ્ધિ, આ દેશમાના જુના જુદા પ્રકારનામહાન્, પ્રશ્નોનું નિરાકરણ કરવા મથે છે. આ પ્રશ્નોમાં કેટલાક શારીરિક, કૌટુંબિક અને સાંસારિક, કેટલાક ધાર્મિક, કેટલાક નૈતિક, કેટલાક માનસિક અને કેટલાક રાજકીય છે. આ બધા પ્રશ્નોનાં નિરાકરણની જરૂર છે. શરીર, કુટુંબ, જ્ઞાતિ અને દેશમાં સુખ વગર ધર્મ પ્રતિ ઇચ્છા ઓછી થાય છે. જ્યાં શરીરને પોષવાનાં સાધન મેળવવાને અતિશય કષ્ટ સહન કરવાં પડે છે અને તે કષ્ટો સહન કર્યા પછી પણ શરીરને તેમજ કુટુંબને પોષાય તેટલું પણ મળતું નથી તો પછી કયાંથી ધર્મની પ્રવૃત્તિ થાય. शरीरमाद्यं खलु धर्मसाधनम्। માટે પહેલા શ્રાવક કે જે સંઘના અન્ય ત્રણે અંગને પોષક છે તેની સાંસારિક સ્થિતિ સુધારવામા બહુ પ્રયત્ન કરવો જોઇએ. જરૂર સૌની છે. રાજકીય પ્રશ્નો એટલા બધા મહત્વના છે કે તેનું નિરાકરણ થયાથીજ બીજા બધા પ્રશ્નો સહજ સમજાઇ જાય તેમ છે. સ્વદેશની ઉન્નતિ સ્વદેશી વસ્તુ વાપરવાના વ્રતથી, બહિષ્કારથી થઇ શકે તેમજ અન્ય સાધનોથી થઇ શકે તેમ છે, તેથીજ દેશની ઉન્નતિ થયે સાંસારિક, ધાર્મિક, માનસિક વગેરે દરેક જાતની ઉન્નતિ થશે. દેશની ઉન્નતિ વગર અન્ય ઉન્નતિની આશા નિરર્થક છે. જરૂર સૌની છે. ધર્મની, કર્મની, સાહિત્યની; પરંતુ તે જરૂરો કયા ક્રમમાં હોવી જોઇએ તે અત્રે જણાવીશું. નીચેનો ક્રમ તે સ્વભાવિક ક્રમ (Natural evolution of wants.) છે.

(૧) પહેલા શરીરને પોષવાના સાધનરૂપ ખોરાક જોઇએ, તેમજ ટાઢ, તડકો અને જંગલી પશુઓથી રક્ષણ થવા માટે ઘર આદિ જોઇએ.

(૨) વલ્કલ અને વસ્ત્રરૂપી પહેરવાના સાધન જોઇએ.

(૩) બુદ્ધિ વિષયક તૃપ્તિ એટલે બુદ્ધિ પ્રદેશને ખીલવવાને સાધનો જોઇએ. જેમકે શાળાઓ, પાઠશાળાઓ, વિશ્વવિદ્યાલયો વિગેરે.

(૪) રસજ્ઞાનની તૃપ્તિ કરવા માટેનાં સાધનોની જરૂર છે. જેવાંકે નાટ્યગૃહો, સંગીતશાળા, ચિત્રગૃહ વગેરે.

(૫) છેલ્લે અધ્યાત્મ વિષયક જરૂરીઆતો પૂરી પાડવી જોઇએ કે જે જીવનના દરેક ખાતાને ઉચ્ચતમ આશય એટલે વિશ્વ બંધુ ભાવરૂપી આદર્શ પૂરો પાડે છે.

આ ઉપરથી માલુમ પડે છે કે હમણાંની જીવનસ્થિતિનું ધોરણ એટલું બધું નિકૃષ્ટ છે કે તે આપણા મનુષ્યપણાની પૂર્ણ જાગ્રતિ કરવામાં સહાયભૂત થઇ શકે તેમ નથી. તેથી જીવનસ્થિતિનું ધોરણ (Standard of life) ઉચ્ચ સ્થિતિએ લઇ

જવું જોઇએ. એટલે આપણા લોકોને સારી રીતે ખોરાક મળવો જોઇએ, તેઓ સારી રીતે વસ્ત્રથી આભુષિત હોવા જોઇએ આપણી પાસે સારી શાળાઓ, કૉલેજો અને યુનિવર્સીટીઓ હોવીજ જોઇએ. આપણી પાસે બધા સાધનોથી ભરપૂર પ્રયોગશાળાઓ, ચિત્રશાળાઓ અને બુદ્ધિ અને સમજ્ઞાનને પોષનાર અન્ય સંસ્થાઓ હોવી જોઇએ આ બધું થયા પછી અધ્યાત્મ વિષયને પોષનાર ધર્મ, આત્મજ્ઞાન, મોક્ષપ્રાપ્તિનાં સાધનોની જરૂર પડશે અને તેથીજ જીંદગીનું મૂળલક્ષ્ય–મોક્ષ સધાશે.

વર્તમાન લક્ષ્ય--આદર્શ શું છે? તે ઘણો બારીક તેમજ ગૂઢ પ્રશ્ન છે કારણ કે આદર્શ હમેશા એવાં હોય છે કે તેની વ્યાખ્યાથી સમજાય તેના કરતા તે એકદમ ગ્રહણ કરી શકાય છે. તોપણ તે આદર્શનું (Ideal) પૃથક્કરણ કરીએ તો આપણે તેવાં અનુમાન પ્રમાણથી ચાર તત્વો જોઇશું. (૧) તર્કશક્તિ (૨) વસ્તુતા (૩) આત્મસ્વરૂપ (૪) સર્વવ્યાપકત્વ. અને વ્યવહારિક દૃષ્ટિથી જોઇશું તો તેમા જે ત્રણ તત્વ જણાય છે તે આ છે (૧) સ્વાતંત્ર્ય, (૨) બંધુત્વ, (૩) ભૂત દયા. ઉપર પ્રમાણે વર્તમાન લક્ષ્યના બે રીતે જે તત્વો કહ્યા તે બધા વિશાલ દૃષ્ટિએ જોતા મનુષ્યના આત્માની પૂર્ણ જાગૃતિ કરી કૌટુંબિક અને સંસારિક વિકાસક્રમમા લઇ જનારા છે સંક્ષેપે પરમાત્માનો આપણા આત્મામા સતત્ પ્રવાહમા વિકાસ કરવાનો છે

અનુમાન પ્રમાણથી ચાર તત્વો —

૧—**તર્કશક્તિ**=બહારની સઘળી જણાતી સત્તા ઉપર મનુષ્યના તર્કનું નિરંકુશ સર્વોપરીપણું મનુષ્ય જ્યારે સઘળા સવાલોનો નિર્ણય પોતાના તર્કથી કરે છે ત્યારે હંમેશા પુરતા પુરાવા મળે છે અને જ્યારે તે શકિતને સંતોષ આપનાર પુરાવા મળે છે ત્યારેજ અમૂક વસ્તુની સચ્ચાઇ કબૂલ થાય છે.

વર્તમાન લક્ષ્ય મેળવવામા આપણે આ શકિતનો ઉપયોગ કરવો જોઇએ તર્કશકિત કે જેના સર્વોપરીપણાની કોઇ નાપાડી શકે તેમ નથી તે કોઇ મનુષ્યની એકલી તર્કશક્તિ નથી, પરંતુ તેની સાથે શાસ્ત્ર અને તીર્થંકરો કે ત્રૈકાલ પુરૂષોના નયયુક્તિ અનુસાર કહેલ વાણીની તર્કશક્તિ પણ છે

આ બને તર્કશક્તિઓ કે જે આપણા પ્રાચીન મુનિ અને આચાર્યો માધ્યસ્થ વૃત્તિથી સમજાવે છે તેનાથી કામ લેવાય તો કુદરત, સમાજ, સંસાર, અને વિશ્વના સવાલો ગમે તેટલા ગુંચવાડાભર્યા હોય તોપણ તેના નિકાલ થઇ શકે તેમ છે એટલે સંક્ષેપે તર્કશક્તિમાં સત્શાસ્ત્રો, પ્રમાણભૂત ગુરૂ અને વ્યક્તિ ગત અનુભવ (તર્કશક્તિ) એ ત્રિપુટીનું એકીકરણ છે.

૨—**વાસ્તવિકતા**—મનુષ્ય હાલના જમાનામાં સાયન્સથી પરીક્ષા કરે છે, અને જો સાયન્સથી અમુક કાર્ય સિદ્ધ થઇ શકતું હોય તોજ તે કાર્ય ની વાસ્તવિકતા મનાય છે. આથી એક વાત આપણાં શાસ્ત્રોમાં ગમે તેવી પવિત્ર, ભાવનામય કે કલ્પનામય હોય પરંતુ હાલના અપૂર્ણ સાયન્સથી સિદ્ધ થતી ન હોય તો તેના સામે મનુષ્ય અચુક વિરૂદ્ધતા દર્શાવશે. દાખલા તરીકે અપ્કાય, વાયુકાય જેવા જીવો છે અને પાષાણ, ધાતુ આદિમા પૃથ્વી કાય જીવ છે એમ કોઇ માનતું નહિ, પરંતુ જ્યારે ડૉકટર બોઝે શોધ કરી સાયન્સથી સિદ્ધ કરી બતાવ્યું ત્યારે સર્વને પ્રતીતિ થઇ છે.

૩—**આત્મભાવ**—આ આપણા પ્રાચીન કાળની ઉંચામાં ઉંચી ફિલસુફીનું પરિણામ છે. દરેક જગત્ કે પૃથ્વીની ગાંતમાં આત્માનું સ્વરૂપ રહેલું છે, આત્મા વગરની કોઇ ચીજ નથી. આમ આપણી જૈન ફિલોસોફી પોકારી પોકારી કહે છે.

૪—**સર્વ વ્યાપકત્વ**—સર્વ સ્થળે વ્યાપી રહેલો ભાવ. આ ભાવ ઉપલા ત્રણે તત્વોમાં ગર્ભિત છે.

વ્યાવહારિક તત્વો—

૧ **સ્વાતંત્ર્ય**—દરેક મનુષ્યનો મ્હોટામાં મ્હોટો હક્ક એ છે કે પોતાના સ્વાર્થ માટે પોતે કરવું અને તેમાં બીજી કોઇ વ્યક્તિએ તેમજ વ્યક્તિ સમુદાયે વચ્ચમાં આડું આવવું ન જોઇએ; (તેમજ તેણે પણ બીજામાં આડું ન આવવું જોઇએ) એને સ્વતંત્રતા કહે છે. સ્વતંત્રતા વ્યક્તિની પ્રતિષ્ઠા સાચવે છે અને તે એક વ્યક્તિ તરીકે. આથી વ્યક્તિગત સ્વાર્થ સિદ્ધ થાય છે. પરંતુ આ સ્વાર્થ બીજાનો સ્વાર્થ સાધ્યા વગર સધાય તેમ નથી કારણ કે પોતે અને તે બીજાઓ એક મ્હોટા મંડળના સમાજના ભાગ છે તેથી પોતાને બીજા સાથે સંબંધમાં આવ્યા વગર છૂટકો નથી, તેથી સ્વતંત્રતા મળી તેથી પોતાના સ્વાર્થ સીદ્ધિ માટે પણ કાંઇ પૂરૂં નથી પરંતુ તેની સાથે ભ્રાતૃભાવ હોવોજ જોઇએ.

૨—**ભ્રાતૃભાવ**—બંધુ તરીકેનો સંબંધ છે, તે સંબંધથી દરેક મનુષ્ય ને બંધુ તરીકે અને સ્ત્રીને ભગીની તરીકે માની તેમનાં કલ્યાણ કરવાની જોખમદારી રહેલી છે. આ સૌ સ્ત્રી તથા મનુષ્યો, તેઓની સામાન્ય સમાજ—જ્ઞાતિ, અમુક સંસારિક સંસ્થા કે રાષ્ટ્રના ભાગ છે. આ સૌ સમાજો—જ્ઞાતિ, દેશ, એ તેનાથી મ્હોટી સંસ્થાના—સકલ મનુષ્ય સમાજના ભાગ છે, તેથી ભ્રાતૃભાવ સમગ્ર મનુષ્ય સમાજના કલ્યાણમાં સહાયકારી થવો જોઇએ.

૩—ભૂતદયા—હરેક મનુષ્યના કલ્યાણ તરફ આપણે જવું જોઇએ, કારણકે સ્વાર્થ ભ્રાતૃભાવથી સધાય છે, ભ્રાતૃભાવને આત્મકલ્યાણથી મનુષ્યદયાપર જવાય છે, મનુષ્યદયાપરથી સર્વ ભૂતદયાપર જવાય છે. ભૂતદયા થઇ એટલે સૌ સધાઇ ગયું.

આવી રીતે ક્રમપૂર્વક કંઇક ચર્ચ્યું છે તે સૌ જૈન ધર્મમાં વિખ્યાત છે. ઉપલાં ત્રણ વ્યવહારિક તત્વો, જેથી ધર્મ બંધાયેલ છે તેથી તે તત્વોપર પૂર્ણ દ્રષ્ટિ રાખી લક્ષ્ય ક્રમપૂર્વક સાધવું—

गुरवयतु सुखभूमिः कामिनं कामिनीव
सुतमिवजननी मां शुद्धशीला भूनक्तु।
कुलमिव गुणभूषा कन्यका संपुनीता
जिनपतिपदपद्म प्रेक्षिणी दृष्टिलक्ष्मीः॥

કલ્યાણજી કેશવજીના બંગલામાં, માટુંગા, શ્રાવણ શુદિ પૂર્ણિમા, તા૦ ૧૧-૮-૧૯૦૮.

મોહનલાલ દલીચંદ દેશાઇ. બી. એ.



## ધાર્મિક સભાઓ અને હેમનાં મુખ્ય કર્તવ્ય.

શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના 'આનન્દોત્સવ' પ્રસંગે વંચાયેલા વૃત્તાન્તની એક નકલ તથા તે સભાએ પસંદ કરેલા વિષયોમાંથી અથવા તો બીજા કોઇ વિષય ઉપર લેખ લખી મોકલવાની આમંત્રણ પત્રિકા એ બન્નેની પહોચ હું ઉપકાર સહિત સ્વીકારૂં છુ, તેમજ ઉપયોગી કાર્યો હસ્તગત કરવા માટે તે સભાને અભિનંદન આપવાને આ તકનો લાભ લઉં છું.

પ્રથમ તો મ્હારે એ સૂચના કરવાની છે કે 'સાક્ષર' અને ખાસ કરીને 'સાક્ષરવર્ય' એ અતિમાનપ્રદ શબ્દો સ્થાને યોજાય ત્યારેજ હેમની શોભા તથા સાર્થકતા છે, બાકી હેમનો ઉપયોગ મ્હારા જેવાના સંબન્ધમા કરવામા આવે છે ત્યારે મ્હને તો "સઠને ગાગડે ગાધાં"ની ઘરગથ્થુ પણ અર્થપૂર્ણ કહેવત યાદ આવે છે.

બીજુ મ્હારે એ લખવાનું છે કે વિદ્યાભ્યાસના કર્તવ્યમાંથી પરવાર્યા પછી મ્હને જે થોડી ઘણી નવરાશ મળે છે હેમા વિનામંકોચે જેટલું કામ કરી શકાય હેના કરતાં વધારે લેખન કાર્ય મ્હારે માથે ઝઝુમે છે, અને માથે લીધેલું કાર્ય પ્રથમ કરવું એ મ્હારૂં કર્તવ્ય છે. એટલે "ધાર્મિક સભાઓ અને હેમના મુખ્ય કર્તવ્યો"



બાબુસાહેબ રાય બુધસિંહજી બહાદુર,

અજીમગંજ

શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના પેટ્રન

એ વિષય ઉપર જે છુટા છવાયા વિચાર મ્હને અત્યારે આવે છે તે લખી નાંખી આપના પ્રતિ મે કલું છું. જો તે પ્રકટ કરવા યોગ્ય લાગે તો પ્રકટ કરશો, નહિ તો બની શકે તેમ હોય તો આ નકલ મ્હારા તરફ પાછી મોકલવા કૃપા કરશો. જો મ્હારા વિચારો પ્રકટ કરાવવાના નિર્ણય ઉપર આપ આવો તો તે આમને આમ પત્રના રૂપમાંજ છપાવવા કૃપા કરશો, કારણ કે એક સુવ્યવસ્થિત લેખને માટે જેટલો વિચાર તથા તૈયારી કરવાનો શ્રમ લેવો જોઇએ તેટલો શ્રમ લેવાનું મ્હારાથી હાલમાં અનેક કાર્યવ્યવસાયને લીધે બની શકે તેમ નથી. પત્રના રૂપમાં છુટાછવાયા વિચાર દર્શાવનારની જોખમદારી સવિસ્તર લેખ લખનારની જોખમદારી કરતાં ઓછી છે એમ મ્હને લાગવાથી આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી છે, અને "ન મામા કરતાં કહેણો મામો સારો" એમ ધારીને આ પત્રરૂપ સ્વીકાર્યું છે. હવે હું પ્રસ્તુત વિષય સંબન્ધી લખું છું.

જો બહુ ઉંડા ન જઇએ તો ધાર્મિક સભાઓના બે મુખ્ય પ્રકાર જણાય છે: (૧) એક તો એવા પ્રકારની સભાઓ કે જેમનો ઉદ્દેશ સર્વ પ્રચલિત ધર્મસંપ્રદાયોમાંથી માત્ર સારગ્રહણ કરવાનો હોય છે; (૨) બીજી એવા પ્રકારની સભાઓ કે જેમનો ઉદ્દેશ કોઇ અમુક ધર્મ સંપ્રદાયના આચારવિચારનો પ્રસાર કરવો એવો હોય છે. પરસ્પર અનુકૂળ થાય તેવાં જુદી જુદી જાતનાં લુગડાંના કડકા એકઠા શીવી કાઠીઆવાડી સ્ત્રીઓ ચંદરવા બનાવે છે તેવું કાંઇક કાર્ય પ્રથમ પ્રકારની ધર્મ સભાઓ કરે છે. ત્હેમની પદ્ધતિ અંગ્રેજીમાં Ecclecticism કહેવાય છે, ને આપણે ત્હેને "સારગ્રાહીવાદ" કહીએ તો ચાલે. થીઆસૅાફિકલ સોસાઇટી કેટલેક અંશે આવા પ્રકારની સભા હોય એમ લાગે છે. બીજા પ્રકારની ધર્મ સભાઓની પદ્ધતિ જુદા પ્રકારની હોય છે. તેઓનો આશય એવો હોય છે કે અમુક મહાત્મા યા મહાત્માઓએ સ્થાપેલા અને પોષિતવર્ધિત કરેલા ધર્મ સંપ્રદાયના આચાર-વિચારોનો પ્રસાર કરવો. જૈન ધર્મ પ્રસારક સભા આ બીજા પ્રકારની સભા હોય એમ જણાય છે. ઉપરના બે પ્રકારના ધર્મ સભાઓમાથી કયી સારી ને કયી નરસી તે નિર્ણય કરવાનું અત્ર અસંગત છે. અહિંઆં તો એટલું કહી સંતોષ માનીશું કે બન્ને પ્રકારની સભાઓ જરૂરની છે, અને પોતપોતાની મર્યાદામાં રહી પોતાનું કર્તવ્ય કર્યે જાય તો બન્નેયે લાભકારક નીવડે એવો સંભવ છે. ઉપરનું શીર્ષક જોતાં આ લેખમા આ બન્ને પ્રકારની ધર્મ સભાઓનાં કર્તવ્યો વિષે લખાવું જોઇએ, પરન્તુ અવકાશ ન્યૂન હોવાથી અને જૈન ધર્મ પ્રસારક સભા બીજા પ્રકારની ધર્મ સભા હોવાથી અત્ર માત્ર બીજા પ્રકારના ધર્મ સભાઓના મુખ્ય કર્તવ્યો વિષે લખવું ઉચિત ધાર્યું છે.

બીજા પ્રકારની ધર્મ સભાઓના પણ ઉપવિભાગ પડી શકે તેમ છે; કારણ કે દુનિઆમાં કેટલાક મહાધર્મે (Great Religions) છે. તેમજ તે મહાધર્મોના ઉપધર્મો પણ છે. હિન્દુ ધર્મ, ઇસ્લામ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, બુદ્ધ ધર્મ વગેરે મહાધર્મો

કહેવાય અને ત્હેમના જે અનેક કાંટાઓ છે તે ઉપધર્મો કહેવાય. હવે ધર્મ સભાઓનો ઉદ્દેશ મહાધર્મની સેવા કરવાનો પણ હોઇ શકે તેમજ અમુક વિશિષ્ટ ઉપધર્મની સેવા કરવાનો પણ હોઇ શકે. આ ભેદને લીધે બીજા પ્રકારના ધર્મ સભાઓના બે ઉપવિભાગ પાડી શકાય. સાધારણ રીતે એમ બને છે કે મહાધર્મની સેવાને માટે સ્થપાયેલી સંસ્થાને 'મહાપરિષદ્', 'મહામંડલ', કે એવું કાંઇક નામ અપાય છે, અને તે સંસ્થા સર્વગ્રાહી હોય છે. તે મહાધર્મના ઉપધર્મોની પાછી જુદી જુદી ધર્મ સભાઓ હોય છે અને વળી ત્હેમની પાછી જુદે જુદે સ્થાને શાખાઓ હોય છે. આ જુદી જુદી ધર્મ સભાઓનાં કર્તવ્યોના બે ભાગ પડી શકે: એક ભાગ સામાન્ય કર્તવ્યોનો અને બીજો ભાગ દેશકાલાનુસાર વિશિષ્ટ કર્તવ્યનો. સંક્ષેપમાં, ઉપર બતાવ્યા પ્રમાણે બીજા પ્રકારની ધર્મ સભાઓના પણ અનેક વિભાગ હોઇ શકે, અને તે અનેક ધર્મ સભાઓનાં કર્તવ્યોનો એક ભાગ પોતપોતાની સ્થિતિ પ્રમાણે વિશિષ્ટ હોય એ સ્વાભાવિક છે. એ વિશિષ્ટ કર્તવ્યો સંબન્ધી બોલવા જઇએ તો એક તો બહુ વિસ્તાર થઇ જાય તેમ જુદી જુદી ધર્મ સભાઓની સ્થિતિનું યથાર્થ જ્ઞાન ન હોવાથી તે કર્તવ્યનિર્દેશ અપૂર્ણ તથા અનુપયોગી નીવડે. તેટલા માટે અત્રે તો ધર્મ સભાનાં સામાન્ય કર્તવ્ય સંબન્ધી બોલવું ઉચિત ધાર્યું છે—પછી તે ધર્મ સભા મહાપરિષદ્‌ના રૂપમા હો યા ત્હેની શાખાના રૂપમાં હો. આમ કરવામાં એક પ્રકારની અસ્પષ્ટતા તથા અનિશ્ચિતાર્થતાનો ભાસ થશે પરન્તુ તે મ્હને તો અનિવાર્ય લાગે છે. વિગતોમા ઉંડા ઉતરવાનો અત્ર અવકાશ નથી, અને સંક્ષિપ્ત તથા સામાન્ય રૂપમાં લખવા જતાં ઉપરની અડચણ તો નડવાની જ; એટલે પછી "જેનો ઉપાય નહિ તે મૂકે. મ્હોએ મહી લેવુ" એ સૂત્રનો સ્વીકાર કરી, જેટલું બને તેટલું લખી સંતોષ માનીશું.

પુનઃ ધ્યાન ખેંચવું દુરસ્ત ધારૂં છું કે નીચેના શબ્દો બીજા પ્રકારની ધર્મ સભાઓના સામાન્ય કર્તવ્યોના સંબન્ધમાજ લખાયા છે મ્હારા ધારવા પ્રમાણે **દરેક ધર્મ સભાનો સામાન્ય ઉદ્દેશ પોતાના યોગક્ષેમનાં સાધનો યોજવાનો હોવો જોઇએ.** "યોગક્ષેમ" એટલે શું? 'યોગ" એટલે નવીન સારા અંશોની પ્રાપ્તિ, અને "ક્ષેમ" એટલે પ્રાચીન સારા અંશોનું રક્ષણ. ધનસંગ્રહના સંબન્ધમાં ઉપાર્જન અને રક્ષણ, કમાવુ અને બચાવવું. એ શબ્દોનો જે અર્થ થાય છે તેવો કાંઇક અર્થ 'યોગ" તથા "ક્ષેમ"નો થાય છ આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ રીતે ફલિત થાય છે તે એ છે કે એક બાજુએ દેશકાલના કાંઇ પણ દરકાર ન કરતાં જૂનાને વળગી રહેવું, એ જેટલું અસ્વાભાવિક તથા હાનિકારક છે તેટલુંજ અસ્વાભાવિક તથા હાનિકારક એ છે કે સ્થાપિત ક્રમનો ફેરફાર કરી જે કાંઇ નવું દેખે તે પરિસ્થિતિનો વિચાર કર્યા વિના એકદમ દાખલ કરી દેવું. સંસ્થાઓને ઉન્નત કરવાનો સત્ય અને સુગમ માર્ગ એ છે કે ત્હેમની પ્રકૃતિ ત્હેમનુ વ્યક્તિત્વ, ત્હેમની વિશેષતા, ત્હેમની સ્થિતિ વગેરે ધ્યાનમા લઇ, ત્હેમને અનુકૂળ થાય તે

પ્રમાણે દેશકાલાનુસાર આવશ્યક શુદ્ધિ વૃદ્ધિ—સુધારા વધારા—કરવાનું કામ આદરવું,— નહિ કે જે કાંઇ નવું લાગ્યું હેને એકદમ ગમે તેમ કરીને દાખલ કરી દેવાનો નુકશાનકારક પ્રયત્ન કરવો. અવિચારી રૂઢિરક્ષણ જેટલું નિન્દ્ય છે તે કરતાં નવીન પ્રિયતાનો વાયુ કોઇ રીતે ઓછો નિન્દ્ય નથી. એક બાજુએથી જેમ અમુક રૂઢિ જૂની છે માટે જ તે સારી હોવી જોઇએ એમ પણ કાંઇ નથી. શુદ્ધિ વૃદ્ધિ—સુધારા વધારા-નું નિર્ણયાક ધોરણ લોકકલ્યાણ હોવું જોઇએ. જે કાંઇ જનસમાજને લાભકારક હોય તે રૂઢિ સ્વીકાર્ય ગણાવી જોઇએ અને જે કાંઇ જનસમાજને હાનિ કારક હોય તે રૂઢિ ત્યાજ્ય ગણાવી જોઇએ. જો કે જેમ બને તેમ ઓછો વિરોધ તથા પ્રતિબન્ધો નડે તેવી કાર્યપદ્ધતિ ( line of least resistence) અંગીકૃત કરવાનું ડહાપણ વ્યવહારમાં તો દષ્ટિબહાર ન જ રહેવું જોઇએ. ઉપરના સામાન્ય ધોરણનો સ્વીકાર કરવા છતાં પણ પ્રસંગ વિશેષોમાં મતભેદ પડવાનોજ, લાભકારક શું અને હાનિકારક શું હેનો નિર્ણય કરવામાં મતાન્તર થવાનુંજ— અને તેમ ન થાય તેવું હોત તો પછી જે અનેક મહાધર્મો તથા ઉપધર્મો પ્રવર્તે છે હેમનું અસ્તિત્વ શા માટે હોત? किं बहुना? સંક્ષેપમા એટલુંજ કે ધર્મસંપ્રદાયના વિદ્વાન અગ્રણીઓને શુદ્ધહૃદયથી અનેકદેશીય વિચાર કરતાં બહુમતે જે સિદ્ધાન્તો તથા રૂઢિઓ, જે વિચારો તથા આચારો લાભકારક જણાય હેનો સ્વીકાર કરવો અને જે હાનિકારક જણાય હેનો ત્યાગ કરવો. એમાં બીજું થઇ શું શકે?-કારણ કે મનુષ્યત્વને અપૂર્ણતા વરેલી છે, અને છુટા છેડાનો કે પુનર્લગ્નનો કાયદો ત્યાં કામ લાગે તેમ નથી એટલે પછી આપણે મનુષ્યોએ તો જેટલું આપણાથી બની શકે તેટલું કરી સંતોષ માનવાનો રહે છે વગરભૂલે સર્વ વાતે સંપૂર્ણ કામ કરવાનો હક્ક તો પરમેશ્વરે પોતાની પાસેજ રાખ્યો લાગે છે, એટલે કવિશ્રી કાલિદાસે કહ્યું છે તેમ सतां हि संदेहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः–સંદિગ્ધ સ્થાને **સત્પુરુષના** અન્તઃકરણની પ્રવૃત્તિઓ પ્રમાણરૂપજ છે—એ સૂત્ર પ્રમાણે વર્તવાનુંજ પ્રાપ્ત થાય છે. અસ્તુ.

દરેક ધર્મ સંપ્રદાયનું અંતિમ પ્રાપ્ય લોક કલ્યાણ હોવું જોઇએ, તેમજ પોતાના ધર્મ સંપ્રદાયની સેવા કરવાને સ્થપાયેલી ધર્મ સભાઓનો ઉદ્દેશ તે ધર્મ સંપ્રદાયનાં યોગક્ષેમનાં સાધનો યોજવાં એ હોવો જોઇએ એમ આપણે ઉપર કહી ગયા. હવે યોગક્ષેમનાં સાધન તે કયા અને કેવા પ્રકારનાં છે તે જોવા પ્રયાસ કરીએ, પાશ્ચાત્ય દેશોની રાજનીતિના બે વિભાગ પડાય છેઃ એક Domestic અથવા Home policy અર્થાત પોતાના દેશનાં કાર્યોની આંતર્વ્યવસ્થા કરવાની પદ્ધતિ, અને બીજી Foreign policy--અર્થાત પરદેશની સાથે કેવા પ્રકારનું વર્તન રાખવું હેની પદ્ધતિ. ધર્મ સંપ્રદાયની કાર્ય પદ્ધતિના પણ આવા બે પ્રકાર કરી શકાય, અને ગુજરાતીમાં તે પ્રકારોને "આતર્નીતિ" અને "બાહ્યનીતિ" એવી સંજ્ઞાઓ આપીએ તો ચાલે. "આંતર્નીતિ" નો અર્થ એ કે પોતાના ધર્મ સપ્રદાયનાં કાર્યની વ્યવસ્થા કરવાની પદ્ધતિ, અને "બાહ્યનીતિ" નો અર્થ એ કે પરધર્મો પ્રતિ તથા પરધર્મીઓ પ્રતિ

કેવા પ્રકારનું વર્તન રાખવું ત્હેની પદ્ધતી કલ્પના કાળમાં "બાહ્યનીતિ" કેવી હોવી જોઇએ તે વિષે સંક્ષેપમાં એટલુંજ કહેવું બસ છે કે દરેક ધર્મસંપ્રદાયમાં એવા વિદ્વાનો હોવા જોઇએ કે જેમણે પરધર્મોનો નિષ્પક્ષપાતથી અભ્યાસ કર્યો હોય, આથી સ્વધર્મ તથા પરધર્મના શુભાશુભ અંશોની તુલના થઇ શકશે તેમજ તે તુલનાને પરિણામે પરધર્મના કયા કયા અંશો અંગીકાર કરવા જેવા છે તે પ્રતીત થશે. પરધર્મના સિદ્ધાન્તોમાંથી કે આચારોમાંથી લાભકર અંશોને પોતાના ધર્મમાં ઓતપ્રોત કરી દેવા એ સ્વધર્મની સમૃદ્ધિનોજ માર્ગ છે. એમ કરવામાં પાપ માનવું એ દૃષ્ટિસંકોચ દર્શાવે છે. આ ઉપરાન્ત પરધર્મ પ્રતિ તથા પરધર્મીઓ પ્રતિ દ્વેષ દૃષ્ટિથી જ ન જોતાં ત્હેમના પ્રતિ સદ્ભાવની દૃષ્ટિથી જોવું જોઇએ. મતભેદને લીધે સંબન્ધને કડવો બનાવી દેવો એ મતાન્ધતા છે. જ્ઞાનનો કોઇ અમરપટો લખાવી લાવ્યું નથી કે જ્ઞાનનો કોઇને ત્યાં ઇજારો નથી. તો પછી પરમ કલ્યાણનો આ એકજ માર્ગ છે, અને અન્ય માર્ગે જનારા પરધર્મીઓ નરકે જાય છે એમ દુરાગ્રહ કરવો એ મ્હને તો ધર્મરૂપ નથી લાગતું પરન્તુ અધર્મરૂપજ લાગે છે. પોતાના શુદ્ધહૃદયથી યથાશક્તિ વિચાર કરતાં જે સિદ્ધાન્તો તથા આચારો બરાબર લાગતા હોય ત્હેમનો સ્વીકાર કરવો અને અન્યને તેમ કરવાની છુટ આપવી, આનો અર્થ એમ નહિ કે તત્ત્વનિર્ણયને માટે જુદા જુદા ધર્મવાળાઓએ વાદવિવાદ ન કરવા કે ચર્ચા ન કરવી. કહેવાનું માત્ર એટલુંજ કે સત્યાન્વેષણને માટે શાન્તિથી વાદ કરવા એ તો પરમ કર્ત્તવ્ય છે. પરન્તુ દ્વેષથી કે વિજયવાસનાથી તકરાર કરવી અથવા તો પરધર્મીઓને પજવવા એ તો ધર્માન્ધતાજ કહેવાય. મ્હારી શક્તિ તથા મતિ પ્રમાણે વિચાર કરતા ઉપર કહેલી વર્તનપદ્ધતિ (attitude) મ્હને તો ન્યાય્ય તથા ધર્મ્ય લાગે છે; અન્ય રીતે માનવાને અન્ય સ્વતંત્ર છે.

હવે "આંતર્નીતિ" અર્થાત્ સ્વધર્મ તથા સ્વધર્મીઓ પ્રતિની કર્યપદ્ધતિ વિષે લખું છું. દરેક ધર્મ સંપ્રદાયના મુખ્ય બે વિભાગ પાડી શકાય: એક સિદ્ધાન્ત ભાગ (Doctrine-portion) અને બીજો આચાર ભાગ (Discipline-portion). દરેક ધર્મ સંપ્રદાય અમુક સિદ્ધાન્તો ઉપર રચાયો હોય છે, અને તે સિદ્ધાન્તોને અનુસરીને અમુક આચારોનું તે ધર્મસંપ્રદાયનાં ધર્મ પુસ્તકો વિધાન કરે છે. હવે, ધર્મ સભાઓનું મુખ્ય કર્તવ્ય એ છે કે પોતાના સંપ્રદાયનાં પુસ્તકોમાં જે સિદ્ધાન્તો પ્રતિપાદિત કરાયા હોય તે પ્રાપ્ત કરવાનાં સાધનો તે ધર્મ સંપ્રદાયના વિદ્વાનોને પૂરાં પાડવાની ગોઠવણ કરવી. ધર્મોપદેશ દેનાર વર્ગની સેવા કરવી એ આપણા શિષ્ટાચારમાં પુણ્યકર્મ લેખાય છે ત્હેનું રહસ્યજ આ છે—બાકી હવે તો "સાપ ગયાને શરેડા રહ્યા" જેવું છે. બ્રાહ્મણો, ગોરજીઓ, પાદરીઓ, મુલ્લાંઓ વગેરેની મહત્તા તથા પૂજ્યતાનો મુખ્ય આધાર ત્હેમની અગત્યની લોકસેવા ઉપરજ રહેલા છે—નહિ કે અમુક જાતની જ્ઞાતિમાં જન્મ ઉપર કે અમુક જાતના બાહ્ય વેશ ઉપર. સંક્ષેપમાં, પોતાના ધર્મ સંપ્રદાયના ગ્રન્થોના પ્રારમ્ભથી માંડીને અદ્યપિપર્યન્ત

શા શા સિદ્ધાન્તો કયાં કયા રૂપમા પ્રતિપાદિત કરાયા છે, અને સ્વધર્મીઓમાં જુદે જુદે કાળે અને જુદે જુદે સ્થાને કયાકયા આચારો પ્રચલિત હતા અને હાલમાં છે એ બ ઘનોનું નિષ્પક્ષપાતની જ્ઞાન મેળવવું એ કોઇ પણ ધર્મસંપ્રદાયના વિદ્વ નોનું પ્રથમ કર્તવ્ય છે.પોતાના ધર્મગ્રંથોમાં જે કાંઈ લખાયું હોય તે તેવા ને તેવા રૂપમાં જાણવું અને તેવાને તેવા રૂપમાં પ્રકટ કરવું એ સત્યનિષ્ઠ ધર્મસેવકનું પ્રથમ કાર્ય છે. આવા નિષ્પક્ષપાતી, સત્યનિષ્ઠ વિદ્વાનોને શોધી કાઢવા, તેવા વિદ્વાનો તૈયાર કરી શકાય તેવી વ્યવસ્થાઓ કરવી તેમજ ત્હેમનું કાર્ય બરાબર રીતે થાય તેવાં સાધનોની અનુકૂળતા કરી આપવી એ ધર્મ સભાઓનું કર્તવ્ય છે. જ્યાં સુધી 'ધર્મગુરુઓ' વિદ્વાન નથી, જ્યાં સુધી કેટલીક ક્રિયાઓ કરવી કે કેટલોક બાહ્યવેષ રાખવો એજ ધર્મગુરુએ ને માટે બસ ગણાય છે, જ્યાં સુધી ધર્મગુરુઓ ઉદરંભર અને સ્વાર્થ સેવકોજ રહેશે ત્યાં સુધી તે ધર્મમાં માનનારા જનસમાજના હિતના પ્રયત્નો ફાંફાંજ છે—પછી ભલે મ્હોટી મ્હોટી સભાઓ સ્થાપો કે પરિષદો ભરો. જ્યાં અજ્ઞાન અને તજ્જન્ય સ્વાર્થ ધર્મગુરુઓમાં વ્યાપી રહેલ છે ત્યાં સામાન્ય જનોની ઉન્નતિની આશા કેવલ વ્યર્થ છે. જે વૃક્ષનું મૂળ વિષથી ભરેલું હોય ત્હેની શાખાઓમાં તથા પત્રોમાં અમૃત ક્યાંથી હોય? જ્યારે સમાજવૃક્ષનાં મૂળ રૂપ ધર્મગુરુઓમાં અવિદ્યા તથા અનીતિએ વાસ કરેલો હોય ત્યારે તે સમાજવૃક્ષનાં શાખાપત્ર રૂપ સ્ત્રીપુરુષોમાં વિદ્યા તથા નીતિ ક્યાંથી હોય? માટે ડિંડિમઘોષથી કહેવું જોઇએ કે **"મૂળને શુદ્ધ કરો, મૂળને શુદ્ધ કરો, મૂળને શુદ્ધ કરો."**

ઉપર પ્રમાણે વિદ્વાનોએ પ્રાપ્ત કરેલા જ્ઞાનને પુસ્તકો દ્વારા, લેખો દ્વારા, ચોપાનીયાં દ્વારા, કથાવ્યાખ્યાનો દ્વારા, અથવા જે કાંઇ યોગ્ય લાગે તે સાધનો દ્વારા બની શકે તેટલો પ્રસાર થાય તેવી વ્યવસ્થા કરવી એ ધર્મ સભાઓનું બીજું કર્તવ્ય છે. આ પ્રસારકાર્યને માટે લેખકો, ધર્મોપદેશકો વગેરે નિયોજવાનું કાર્ય તેમજ તેવા લેખકો, ધર્મોપદેશકો વગેરે તૈયાર કરવાનું કાર્ય પણ ધર્મ સભાઓને શિરે છે, ખાસ કરીને એટલા માટે કે હાલની સામાન્ય શાળાઓ તથા મહાશાળાઓમાં ધર્મશિક્ષણ પદ્ધતિસર અપાતું નથી, સંક્ષેપમા પોતાના ધર્મ સંપ્રદાયના સિદ્ધાન્તો તથા આચારોના યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિ તથા ત્હેનો પ્રસાર એ વિદ્વાનોનું કર્તવ્ય છે અને તેમ કરવાની ત્હેમને બને તેટલી અનુકૂળતા કરી આપવી એ ધર્મ સભાઓનું કર્તવ્ય છે.

આ ઉપરાન્ત પોતાના ધર્મસંપ્રદાયને પ્રારંભથી માંડી અદ્યાપિ પર્યન્તનો **બને તેટલો વિશ્વાસપાત્ર** ઇતિહાસ લખાવવો એ ધર્મ સભાઓનું તૃતીય કાર્ય છે. આથી પોતાના ધર્મસંપ્રદાયના પ્રવાહની ગતિદિશાનું જ્ઞાન થશે અને તે ધર્મના વ્યક્તિત્વનું તથા ત્હેની પ્રકૃતિનું જ્ઞાન પ્રાપ્ત થશે. આવું જ્ઞાન શુદ્ધિવૃદ્ધિ કરવામાં ઘણુંજ અગત્યનું થઇ પડશે.

પરન્તુ આટલેથી સંતોષ માની બેસી રહેવાનું નથી. આ તો એકરીતે માત્ર ભૂતકાળ પ્રતિનું કર્તવ્ય થયું વર્તમાનકાળ તથા ભવિષ્યકાળ પ્રતિનાં કર્તવ્યો તો હજી બાકી રહ્યાં. પોતના ધર્મસંપ્રદાયને મૃતપ્રાય ન રાખતાં હ્હેને ચેતનમય બનાવવા ઇચ્છનાર ધર્મનિષ્ઠોએ તે સંપ્રદાયના સિદ્ધાન્તોમાં તથા આચારોમાં દેશકાલાનુસાર સુધારો વધારો કરવો જરૂરનો છે. કયા કયા સુધારા વધારા કરવા યોગ્ય છે ત્હેનો નિર્ણય કરવાનું કામ દરેક ધર્મસંપ્રદાયના ધર્મનિષ્ઠ વિદ્વાન અગ્રણીઓને શિરે છે. આ શુદ્ધિવૃદ્ધિના કાર્યને માટે ભૂતકાળમાં માન્ય ગણાયેલા સિદ્ધાન્તો તથા આચારોના નિર્દેશ (Statement)ની એક પક્ષે જેટલી જરૂર છે તેટલીજ બીજે પક્ષે હાલના કાળમાં ત્હેમની ઉપયોગિતાની તુલના કરવાની જરૂર છે આ કાર્ય કરવાનું મુખ્ય સાધન ધર્મપરિષદો છે, જેમાં ધર્મનિષ્ઠ વિદ્વાનો પરસ્પર ચર્ચા કરીને જે શુદ્ધિવૃદ્ધિ સ્વીકારવા યોગ્ય લાગે ત્હેનો નિર્ણય કરે. આવી પરિષદો ભરવા કરવાની વ્યવસ્થા કરવાનું કાર્ય તેમજ ત્હેમના નિર્ણયોનો પ્રસાર કરવાની વ્યવસ્થા કરવાનું કાર્ય ધર્મ સભાઓને શિરે છે. જે ધર્મસંપ્રદાયો દેશકાલાનુસાર શુદ્ધિવૃદ્ધિનો સ્વીકાર કરી નવું ચેતન પ્રાપ્ત કરવાની ના પાડે છે તે ધર્મસંપ્રદાયો મૃતપ્રાય સ્થિતિમાં પોતાના જીવનનો ક્ષય કરે છે. સૃષ્ટિક્રમની વિરુદ્ધ જનાર વ્યક્તિ વા સમાજ પોતાને શિરે આત્મઘાતનું પાતક વ્હોરે છે એમાં લેશ પણ સંદેહ નથી.

આ પ્રમાણે ધર્મસભાઓનાં સામાન્ય કર્તવ્યોનો નિર્દેશ અત્ર કર્યો છે. વિશિષ્ટ કર્તવ્યોનો નિર્દેશ કરવા જતાં વિસ્તાર પણ ઘણો થઇ જાય તેમજ તેવાં કર્તવ્યોનો નિર્ણય દરેક ધર્મસભાએ પોતાની શક્તિસ્થિતિ પ્રમાણે બહુમતે કરી લેવો જોઇએ એમ લાગવાથી આટલું લખી સંતોષ માનું છું. ધર્મસભાઓનાં કર્તવ્ય જોખમદારીભર્યાં તથા દુર્ઘટ છે અને તે કર્તવ્યોની સંપૂર્ણ સિદ્ધિને માટે નિઃસીમ ઉદ્યોગ, પુષ્કળ ધન તથા વિશાળ અન્યોન્યાશ્રયની અત્યંત અપેક્ષા છે, તથાપિ જેટલું થાય તેટલું કરવા મથનાર ઉત્સાહી પણ ધન્યવાદનેજ પાત્ર છે!

આ લેખ સમાપ્ત કરતાં પૂર્વે એક બે બાબતો ઉપર આપણી એતદ્દેશીય ધર્મસંસ્થાઓનું ખાસ લક્ષ ખેંચું છું. પ્રથમ તો એ કે આપણા દેશની સ્થિતિ અત્યંત બારીક છે, અને તેથી ભોગવિલાસમાં અથવા ઉત્સવોમાં ધનની ખુવારી કરવી એ ધર્મસંસ્થાઓના નાયકોને શોભતું નથી. જે ગાઢ અજ્ઞાનનો અન્ધકાર આપણા દેશમાં વ્યાપી રહ્યો છે ત્હેને પોતાનાથી બને તેટલો દૂર કરી ત્હેને સ્થાને વિદ્યાનો પ્રકાશ પ્રસારવો એના જેવું બીજું ધર્મકાર્ય ભાગ્યેજ હોઇ શકે. ધર્મના બાહ્યરૂપોની આપણે બહુ સેવા કરી; હવે જરા અન્તરના હાર્દ પ્રતિ દૃષ્ટિ થાય તો ઠીક. જ્ઞાન એ ધર્મનો આત્મા છે. જ્યાં જ્ઞાન નથી ત્યાં ધર્મ નથી. જ્યાં અજ્ઞાન પ્રવર્તે છે ત્યાં ધર્મોદ્ધારના પ્રયત્નો ફાંફાંજ છે. માટે આ દેશની ધર્મસંસ્થાઓના અગ્રણીઓને મ્હારી નમ્ર તથાપિ પ્રબળ પ્રાર્થના એ છે કે આપણા લોકોમાં જે ગાઢ અજ્ઞાન વ્યાપી રહ્યું છે, અને ત્હેને લીધે જે અનેક વ્હેમોના તથા દુરાચારોના પોપડા આપણાં ધર્મસંસ્થાકો

ઉપર બાઝી ગયા છે તે સર્વ દૂર કરો ને આપણા મૃતપ્રાય ધર્મોમા નવીન ચેતન તથા ઉત્સાહ સ્ફુરાવો

બીજુ એ કે ખ્રીસ્તી ધર્મગુરુઓ દૂર દેશોથી અત્ર આવી, કેટલુ બધુ આત્માર્પણ કરી પોતાના ધર્મની પ્રશસનીય સેવા બજાવે છે તેમ આપણા લોકોએ કરવા જેવુ છે "શારીરિક રોગો માટે દૈહિક ઉપચાર અને આધ્યાત્મિક રોગો માટે ધાર્મિક ઉપચાર" એ સૂત્રને અનુસરી તેઓએ અનેક ઔષધાલયો તથા શાળાઓ વગેરે ઉપયોગી સસ્થાઓ સ્થાપી છે આ ઉપરાન્ત ગરીબાગરબાઓ, અનાશ્રિતો, લૂલાં લગડાઓ, અનાથ બાળકો વગેરેને માટે અનેક આશ્રમો સ્થાપવામા પણ તેઓ પુષ્કળ ધન ખર્ચે છે તો ભાઈઓ! તમ્હે હવે કયા સુધી ઘોરશો? જાગો, જાગો અને જુની સસ્થાઓમા નવીન જીવન રેડી તેમને ચેતનમય બનાવો

ત્રીજુ એ કે નિવૃત્તિ અને માયાના સિદ્ધાન્તોના સત્યસ્વરૂપનો સાક્ષાત્કાર કરતા ત્હેમને શીખવો અને કર્મમાર્ગના ઉપયોગી પાઠ ત્હેમને ભણાવો ઠોકી ઠોકીને ત્હેમને કહો કે નિવૃત્તિનો ઢોંગ કરી આલસ્ય અને પ્રમાદને ન સેવો પરન્તુ કર્તવ્ય કર્મમા પ્રોવાઓ ત્હેમને સમજાવો કે જીવનનો સદુપયોગ તો ત્યારે કર્યો કહેવાય કે જ્યારે લોકોપયોગી સત્કાર્યોના જાજ્વલ્યમાન જ્યોતિથી તે જીવન પ્રકાશી રહે—નહિ કે જ્યારે નિવૃત્તિ અને નૈષ્કર્મ્યને નામે સુસ્તાઇ અને જડતાના અન્ધકારથી તે છવાઇ રહે અસ્તુ

અન્તમા, સર્વ ધર્મોના મૂળરૂપ પરમાત્મા પ્રતિ એટલીજ પ્રાર્થના છે કે 'यतो धर्मस्ततो जयः' એ દિવ્ય લેખ પોતાની વિજયપતાકા ઉપર સુવર્ણાક્ષરે લખી, ત્હેના રહસ્યનો સ્વયમેવ સાક્ષાત્કાર કરી, અન્ય દેશોને ત્હેનુ રહસ્ય ભણાવવાની ધર્મયાત્રાએ નિકસરવા જેટલી સમર્થતા આ આર્ય દેશને પ્રાપ્ત થાઓ! તથાસ્તુ!!!

મ્હારા વિચાર દર્શાવવાની તક આપવા માટે હુ પુનઃ "જૈન ધર્મ પ્રસારક સભા"નો ઉપકાર મનુ છુ અને ત્હેના શુભાશયોની ત્વરિત સિદ્ધિ ઇચ્છુ છું. એજ વિજ્ઞપ્તિ

તા૦ ૨૯-૧-૧૯૦૮ }
મુબાઇ ગિરગામ }

ચન્દ્રશકર નર્મદાશકર પડયા, B. A.

---

## (રા. રા. અમૃતલાલ સુદરજી પઢીયારનો લેખ.)

## ધાર્મિક સભાઓનુ વિશેષ કર્તવ્ય શું છે?

### જૈન બધુઓની જાગૃતિ.

આપણા દેશમા બીજા બધા ધર્મવાળાઓ કરતા જૈન ધર્મવાળા ભાઈઓ પોતાના ધર્મ માટે ખાસ વધારે ઉમાહ ધરાવે છે, અને પોતાના ઉત્સાહ પ્રમાણે

કામો કરી બતાવે છે એ અહુજ ખુશીની વાત છે. જ્યાં જોઈએ ત્યાં જૈન ધર્મનીજ વાતો, જ્યાં જોઈએ ત્યાં જૈન ધર્મના કૉનફરન્સો, જ્યાં જોઈએ ત્યાં જૈન પાઠશાળાઓ, ઘણે ઠેકાણે ધાર્મીકશાળાઓ, ઘણે ઠેકાણે જૈન બાઈઓને ઉદ્યોગમાં લગાડવાની તજવીજો ઘણે ઠેકાણે જૈન સાધુઓના ચાલુ ઉપદેશો, વારંવાર થતા જૈન ધર્મના તહેવારના મ્હોટા ઉત્સવો તથા વરઘોડાઓ, ઠેકાણે ઠેકાણે થતા જૈન વક્તાઓનાં ભાષણો, ઠેકાણે ઠેકાણે ચાલતી જૈન ધર્મ પ્રસારક સભાઓ અને જૈન શ્રીમંત બંધુએ તરફથી વારંવાર થતી મોટી ઉદારતાઓ, એ બધું જોઈને કોને આનંદ ન થાય? જરૂર સૌ ભલા માણસોને આનંદ થાયજ, એમાં કાંઈ નવાઈ નથી. એટલુંજ નહિ પણ એ આનંદની અસર દેશના બીજા ધર્મવાળા લોકોમાં પણ ફેલાય છે અને તેઓમાં પણ જૈન ધર્મવાળા ભાઈઓનાં સારા કામો જોઈને એવાં કામો કરવાની જાગૃતિ આવતી જાય છે. એવી ધીરે ધીરે દેશનું ભવિષ્ય સુધરે છે અને પ્રજાની આબાદી થાય છે.

આ લેખ લખવા તક મળી છે એ માટે મારે ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાનો ઉપકાર માનવાનો છે. કારણ કે એ સભાની જ્યુબીલીના આનંદોત્સવ નિમિત્તે વધામણાના એક અંક બહાર પાડી તે ભેટ આપવાનો વિચાર થતાં તે સભાના સેક્રેટરી સાહેબ રા. રા. અમરચંદ ઘેલાભાઈએ જુદા જુદા વિદ્વાનો પાસેથી પોતપોતાના વિચારો માગ્યા. તે બાબતમાં એક પત્ર મને મળતાં તે ઉપરથી આ લેખ લખવાની ઇચ્છા થઈ છે. એવા અવસર ઉપર કે ધાર્મિક સભાઓનું વિશેષ કર્તવ્ય શું છે, એ વાત કેટલાક ભલા માણસોના જાણવામાં આવે તો સારૂં, તે ઉપરથી આ લેખ લખવાની ઇચ્છા થઈ છે. હવે હું એ મૂળ મુદ્દા ઉપર આવું છું.

### ધર્મ એટલે શું?

ધર્મ એટલે મનુષ્યમાં જે મનુષ્યપણું રહેલું છે તે, ધર્મ એટલે જીંદગી સુધારવાના ઉપાય, ધર્મ એટલે નિર્વાણની ચાવી, ધર્મ એટલે જીંદગીમાં મીઠાસ લાવવાનું રસાયણ, ધર્મ એટલે અનેક ભવના દુઃખમાંથી છુટવાનો માર્ગ, ધર્મ એટલે અનંતકાળનાં સુખ મેળવવાનો ઉપાય, ધર્મ એટલે સદ્ગુણોનો સમુદ્ર, ધર્મ એટલે માણસ જાતની સલામતી, ધર્મ એટલે મનુષ્યમાં રહેલી ઉત્તમ ભાવનાઓને ખીલવવાનું સાધન, ધર્મ એટલે પુરૂષાર્થ, ધર્મ એટલે જીંદગીમાં અમૃત ભરવાનો ઉપાય, ધર્મ એટલે અમરપણું મેળવવાની ચાવી, ધર્મ એટલે અંતરના દરવાજા ઉઘાડવાની કળા, ધર્મ એટલે મહાત્માઓના આશીર્વાદ, ધર્મ એટલે ઉન્નતિનો માર્ગ, ધર્મ એટલે બધી જાતની ભલાઈ, ધર્મ એટલે જીવનું અમલ સ્વરૂપ અને ધર્મ એટલે જીવ અને ઈશ્વરને જોડનારી કડી. ધર્મ આવો બળવાન છે, ધર્મ આવો ઉત્તમ છે, ધર્મ આવો સૂક્ષ્મ છે, ધર્મ આવાં રહસ્યોથી ભરેલો છે, ધર્મ આવા ઉંડાણવાળો છે, ધર્મ આવો મહાન્ છે અને ધર્મ આવો ચમત્કારીક છે; માટે ધર્મ ઉપર ધ્યાન આપવું એ દરેક

માણસની પહેલાંમાં પહેલી અને મુખ્યમાં મુખ્ય ફરજ છે. અને આવા ઉત્તમ ધર્મની વૃદ્ધિ કરવા માટે જે ધાર્મિક સભાઓ હોય તેઓનું વિશેષ કર્તવ્ય શું છે? એ જાણવાની બહુજ જરૂર છે. કારણ કે જો એ કર્તવ્યની ખબર પડે તો સહેલાઈથી એ રસ્તે જઈ શકાય છે.

## ધાર્મિક સભાઓને મદદ કરવાની જરૂર.

માટે હવે એ વાત જાણવી જોઈએ કે, આવા ઉત્તમ ધર્મની વૃદ્ધિ કરવા માટે જે સભાઓ સ્થાપન થાય તે સભાઓને બહુમાન આપવું જોઇએ, અને તેના લાગતા વળગતા આગેવાનોની મદદમાં રહેવું જોઇએ. કારણ કે આ જગતમાં પ્રપંચના સાધનો તો ઘણાંએ છે. જેમકે મોજશોખ કરવાની કલબો, રમવાના જીમખાનાઓ, નાટકકંપનીઓ, સરકસની કંપનીઓ, રાજદ્વારી ચર્ચા ચલાવનારી મંડળીઓ, અને કજીઆ લડવાની કોરટો, વિગેરે ઘણું જાતની સભાઓ, મંડળીઓ ને કંપનીઓ ઠેકાણે ઠેકાણે છે, પણ ધર્મની સભાઓ તો જે કોમનો ઉદય થવાનો હોય, અને જે મનુષ્યનો ભાગ્યશાળી હોય, ત્યાંજ હોય છે. માટે બધા દેશમાં ને બધા કાળમાં ધર્મની સભાઓને ખાસ વિશેષ માન મળે છે કારણ કે બીજી બધી સભાઓ જીવને બંધનમાં નાખનારી છે, પણ ધર્મની સભા જીવને મુક્તિનો માર્ગ બતાવનારી છે માટે ધર્મની સભાઓને ખાસ માન આપવું જોઇએ, અને હમેશાં તેની મદદમાં રહેવું જોઇએ. કારણ કે એકલે હાથે કાંઈ તાળી પડતી નથી, અને ઘણા જણની મદદ વિના કાંઇ મોટા કામો થઇ શકતા નથી એટલુંજ નહીં પણ શુભ કામમાં મદદ કરવી એ દરેક માણસની ફરજ છે, અને તેમા પણ ધર્મની સભાઓની મદદમાં રહેવું એ તો બહુજ મોટી વાત છે. કારણ કે ધર્મનું મૂળ ધર્મની સભાઓ છે. માટે જો એ મૂળને પાણી પવાય તો તેમાંથી શુભ ચરિત્ર, વિદ્યા, હુન્નર, કળા, ઉદ્યોગ, જ્ઞાન સુખ અને જીંદગીની સાર્થકતા વિગેરે ઘણાએ ડાળ, પાખડા તથા ફળફુલો ઉત્પન્ન થઇ શકશે. માટે સૌ ભાઇ બ્હેનોએ પોતાથી બની શકે તે પ્રમાણે ધર્મની સભાઓનો લાભ લેવો જોઇએ, અને તેને યથાશક્તિ મદદ કરવી જોઇએ.

## સત્ય જ્ઞાન ને શુદ્ધ ચરિત્ર.

હવે ધાર્મિક સભાઓનું વિશેષ કર્તવ્ય શું છે? એ બાબત ઉપર વિચાર કરતાં મને એમ લાગે છે કે લોકોમાં જ્ઞાન ફેલાવવાના ઉપાયો કરવા તથા આપણા બંધુઓ પોતાનું ચરિત્ર શુદ્ધ રાખી શકે એવી સગવડ તેઓને કરી આપવી એ ધાર્મિક સભાઓનું મુખ્ય કર્તવ્ય છે. કારણ કે સત્ય જ્ઞાનમાં અને શુદ્ધ ચરિત્રમાં બધી બાબતો આવી જાય છે. માટે આ બે બાબતો ઉપર ખાસ ભાર મૂકને તથા એ બે બાબતોને પોતાની દૃષ્ટિ આગળ રાખીને આગળ વધવું એ ધાર્મિક સભાઓનું મુખ્ય કામ છે. કારણ કે ધર્મનો ફેલાવો કરવો એ ધાર્મિક સભાઓનું પહેલું કામ છે અને

ખરેખરી લાગણીથી, બહુજ મજબુતીથી અને કાંઇક પોતાના બળ ઉપર મુસ્તાક રહીને પોતાનો પુરતો લાગવગ વાપરે ત્યારે તેની અસર બહુ દૂર સુધી પોહોંચી શકે છે, અને ત્યારે ધર્મની કેળવણીની બાબતમાં કાંઇક મનમાનતું કામ થઇ શકે છે. માટે પ્રથમ તો ધાર્મિક મંડળોજ બહુ ઘાડા પાયા ઉપર સ્થાપન થવાં જોઇએ. જ્યાંસુધી એ મંડળો પોતેજ ઢીલાં પોચાં રહે અને નમાલી સ્થિતિમાં પડયાં રહે ત્યાં સુધી એવાં મંડળોથી કાંઇ શુક્કરવાર થઇ શકતો નથી. પણ જ્યારે એ મંડળોમાં શ્રીમંતો જોડાય, વિદ્વાનો જોડાય, ભકતો જોડાય, સત્તાવાળાઓ જોડાય, વ્યાપારીઓ જોડાય, સ્ત્રીઓ જોડાય, અને બીજા સૌ લોકો એ મંડળમાં પોતપોતાની શક્તિ પ્રમાણે ભાગ લેય ત્યારેજ એવાં મંડળો આગળ વધી શકે છે, અને પછી મોટાં કામો કરી શકે છે. પણ જ્યાંસુધી ધાર્મિક મંડળ પોતેજ મરવાની દશામાં જીવતાં હોય ત્યાંસુધી એવાં મુડદાલ મંડળોથી કાંઇ આવાં મોટાં કામો થઇ શકતાં નથી. માટે ધાર્મિક મંડળોને બહુજ સારા પાયા ઉપર મુકવાં એ ધાર્મિક સભાના અંગભૂતોની મુખ્ય ફરજ છે.

### ધર્મનું શિક્ષણ આપવાની જુદી સ્કુલો ખોલવી જોઇએ.

ધાર્મિક કેળવણી ફેલાવવાની બાબતમાં સૌથી વધારે સારો ઉપાય તો એજ છે કે, દરેક ધર્મના ધાર્મિક મંડળોએ પોતપોતાના ધર્મની જુદી સ્કુલો, જુદી કોલેજો અને પોતપોતાની સ્વતંત્ર પ્રજાકીય યુનીવર્સીટીઓ સ્થાપવી જોઇએ. જ્યા સુધી આપણા બાળકો પારકા વિચારની ચોપડીઓ ભણે અને આપણા ધર્મની ઝીણી ઝીણી ઉંડીઉંડી ખુબીઓ સમજે નહિ ત્યા સુધી આપણા બાળકો કદી પણ પૂરેપૂરા ધાર્મિક થઈ શકે નહિ. માટે જે મંડળોથી બની શકે તેણે જેમ બને તેમ પોતાના ધર્મનું સારામાં સારી રીતે સ્વતંત્રપણે શિક્ષણ આપી શકાય એવા ઉપાયો મુખ્યતાથી કરવા જોઇએ.

### સસ્તી કીંમતે ધર્મનાં પુસ્તકો ફેલાવવાં જોઇએ.

ધાર્મિક સભાઓનું બીજું મુખ્ય કર્તવ્ય એ છે કે પોતાની કોમમાં, પોતાના બંધુઓમાં, પોતાના દેશમા, અને બની શકે તો પારકા દેશોમાં પણ જેમ બને તેમ ઓછામાં ઓછી કીંમતે પોતાના ધર્મના પુસ્તકોનો ફેલાવો કરવો જોઇએ. કારણ કે આજના વખતમા ધર્મ ફેલાવવામા પુસ્તકો પણ બહુ સારૂં કામ કરી શકે છે. આપણે જોઇએ છીએ કે યુરોપીઅનોએ પોતાના ધર્મપુસ્તક બાઇબલનું દુનિયાની દરેક ભાષામાં ભાષાંતર કરાવેલું છે, અને એક રૂપીઆનું પુસ્તક એક આનામાં તથા ચાર આનાનું પુસ્તક એક પૈસામાં આપે છે; અને દુનીઆના ગમે તેવા અજાણ્યા મુલકોમાં તથા જે ભાષા બહુ થોડા લોકોમા બોલાતી હોય તેવી ભાષામાં પણ બાઇબલના ભાષાન્તરો કરાવેલાં છે ને એવા મુલકોમાં પણ બાઇબલો મળી શકે છે. આવાં પુરૂષાર્થ અને આવી ઉદારતાને લીધેજ હાલના વખતમાં દુનીયામાં

એ અગ્નિમાંથી પ્રકટાવેલા દીવા છે. જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે. જ્ઞાન તે અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે. જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે, અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે. આમ હોવાથી મને એમ લાગે છે કે સારાં પુસ્તકોનો ફેલાવો કરવો એ સૌથી મોટામાં મોટું પુણ્યનું કામ છે, એ સૌથી ઉત્તમમાં ઉત્તમ ધર્મ છે, એ સૌથી મોટામાં મોટી સેવા છે, અને બીજા ઘણી જાતના રસ્તાઓ કરતાં એ સૌથી સાચામાં સાચો રસ્તો છે. માટે હું તો સૌ ભાઇઓને એજ વિનંતિ કરૂં છું કે જેમ બને તેમ સારાંમાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાય તેમ કરો.

## ધર્મના ઉપદેશકો રાખવા જોઇએ.

જેમ ધર્મનાં પુસ્તકોનો ફેલાવો કરવો એ ધાર્મિક સભાઓનું કામ છે, તેમજ દેશ પરદેશમાં પોતાના ધર્મની ખૂબી સમજાવનારા ઉપદેશકો મોકલવા એ પણ ધર્મ સભાઓનુંજ મુખ્ય કામ છે. કારણ કે સારા ઉપદેશકોથી પણ ધર્મને બહુ મોટો ટેકો મળી જાય છે. એ માટે મરહુમ માનવંત ઉપદેશક મી. વીરચંદ ગાંધી તથા સુપ્રસિદ્ધ વક્તા પંડિત ફતેહચંદ કપુરચંદ લાલન વિગેરે બંધુઓએ પોતાના ઉપદેશથી અમેરિકા વિગેરે પારકા મુલકોમાં પણ કેટલી બધી સારી અસર કરેલી છે એ કાંઇ જૈનભાઇઓથી અજાણ્યું નથી. માટે ઉત્તમ વક્તાઓને ધર્મનો ફેલાવો કરવા સારૂ દેશમાં તથા પરદેશમાં મોકલવાની સગવડો કરી આપવી એ ધાર્મિક સભાઓનું ખાસ કર્તવ્ય છે. આ બાબત ઉપર બહુ લંબાણથી કહી શકાય પણ એક ટુંકા લેખમાં બધી બાબતો ઉપર પૂરતું વિવેચન થઇ શકે નહિ. એ માટે તો ખાસ જુદાં મોટાં પુસ્તકો લખાવાં જોઇએ, કારણ કે એ બાબતો બહુજ અગત્યની છે. આ લેખમાં તો માત્ર મોટી મોટી બાબતોની સામાન્ય સૂચનાઓજ આપવામાં આવે છે

## ધર્મમાં ચાલતા ગોટાળા દૂર કરવા જોઇએ.

આ સિવાય ધાર્મિક સભાઓએ જે સૌથી અગત્યનું ને બહુજ મોટું કામ કરવાનું છે તે એજ છે કે આપણા ધર્મમાં પછવાડેથી ઘણી જાતના ગોટાળા દાખલ થઇ ગયા છે, ઘણા સૂત્રોના અર્થો બદલાઇ ગયા છે, ઘણી ક્રિયાઓના હેતુઓ બદલાઇ ગયા છે, ધર્મને નામે ઘણી જાતના લફરાંઓ ઘુસી ગયાં છે, અને આપણા ઘણા લોકો ધર્મનું અસલ સ્વરૂપ સમજતા નથી પણ ચાલતા આવેલા રીવાજોનેજ ધર્મ સમજ્યા કરે છે. આ બધી બાબતોમાંથી લોકોને સમજાવવું અને આવી પોલમાંથી પોતાના ધર્મબંધુઓને છોડાવવા એ ધાર્મિક સભાઓનું ખાસ કર્તવ્ય છે. કારણ કે જ્યાં સુધી ધર્મની ઉપર અજ્ઞાનનો પડદો રહેશે, જ્યાં સુધી આપણા ધર્મની સાથે મિથ્યાચાર મળેલો રહેશે, જ્યાં સુધી સ્વાર્થી માણસો પોતાની મરજી પડે તેમ આપણા ધર્મોના અર્થો કરશે, જ્યા સુધી આપણા બંધુઓ તત્ત્વ સમજ્યા વિના બહારની ક્રિયા-

એનેજ ધર્મ સમજ્યા કરશે, જ્યાં સુધી જુના રીવાજોમાંજ ધર્મ મનાયા કરશે, અને જ્યાં સુધી ધર્મમાં થઇ ગએલા ગોટાળાઓ દૂર કરવા જાહેર હિંમતથી કોમના આગેવાનો બહાર પડશે નહિ, ત્યાં સુધી આપણો ધર્મ આપણને જોઇએ તેવું બળ આપી શકશે નહીં, ત્યાંસુધી આપણો ધર્મ આપણામાં નવું જીવન લાવી શકશે નહીં, ત્યાં સુધી આપણો ધર્મ આપણને જેવા જોઇએ તેવા શુદ્ધ ચારિત્રવાળા બનાવી શકશે નહીં, અને ત્યાં સુધી આપણો ધર્મ ગમે તેવો સારો હોય તો પણ તે આપણને તારી શકશે નહીં. કારણ કે તરવાર મજેની હોય પણ તેની ઉપર બહુ કાટ ચડી ગયો હોય તો તે શું કામ કરી શકે? વાસણ મજેનું હોય પણ તેની ઉપર મેલના લેપડાઓ ચોંટી બેઠા હોય તો તે સાફ કર્યા વિના તેમાં નાંખેલી વસ્તુ કેમ સારી રહી શકે? અને પુસ્તક મજેનું હોય પણ તેમાંથી વચમાં વચમાંથી ઘણાં પાનાંઓ ફાટી ગયાં હોય તો એનો બધો સાર કેમ સમજી શકાય? તેમજ આપણો ધર્મ બહુજ સારો છે પણ તેમાં ઘણી જાતની પોલમપોલ ઘુસી ગઇ છે. માટે જ્યાં સુધી એ પોલો ધર્મ દૂર કરીએ નહિ ત્યાં સુધી એ ધર્મ આપણને જેવું જોઇએ તેવું પોતાનું અસલ તત્ત્વ આપી શકે નહિ. માટે ધર્મમા થઇ ગએલી રીવાજોની સેળભેળ દૂર કરવી અને તેને તેના અસલ સ્વરૂપમાં સમજાવવો એ દરેક ડાહ્યા માણસોનું મુખ્ય કામ છે. પણ આ બાબત બહુ વાંધા ભરેલી છે, કારણ કે સેંકડો વરસોથી જે રીત રીવાજો અને જે આચારવિચારો ચાલ્યા આવતા હોય તેની સામે થવું એ કાંઇ સહેલું કામ નથી. માટે એવાં ગભીર કામોમાં કોઇ એકલો માણસ સહેલાઇથી ફતેહ મેળવી શકે નહીં; પણ ધાર્મિક સભાઓ જો એવાં કામોમાં ધ્યાન આપે તો તે ઘણી જાતના ગોટાળાઓ જરૂર દૂર કરી શકે એટલુંજ નહિ પણ ધાર્મિક સભાઓએ એમ કરવુંજ જોઇએ ત્યારેજ એ સભાઓની સાર્થકતા થાય છે. કારણ કે ધર્મને તેના અસલ શુદ્ધ સ્વરૂપમાં બતાવવો અને પળાવવો એજ ધાર્મિક સભાઓનું મુખ્ય કામ છે. માટે ધર્મને નામે ચાલતા ગોટાળાઓ દૂર કરવાનું કામ ધાર્મિક સભાઓએ કરવું જોઇએ, એ તેઓનું ખાસ કર્તવ્ય છે.

### વખત જતાં દુનિયાના બધા ધર્મોમાં કાંઇક સેળભેળ થાય છે.

યાદ રાખજો કે આપણા ધર્મમાંજ ભેળભેળ થયેલી છે અને બીજા ધર્મો સારા છે એમ સમજવાનું નથી; પણ દુનિયાના દરેક ધર્મોમાં વખત જતાં પાછળથી ગોટાળાઓ દાખલ થાય છે. કારણ કે જુદા જુદા મહાત્માઓ જુદી જુદી બાબતો ઉપર ભાર મૂકીને ચાલે છે. એ સિવાય ધર્મમાં ફેરફાર થવાનું બીજું કારણ એ છે કે જેમ જેમ દેશ કાળ બદલાતા જાય તેમ તેમ વખતને અનુસરતા રીતરીવાજો થતા જાય છે, અને એમ થાય તેમાં કાંઇ નવાઇ પણ નથી. કારણ કે જે વખતે આપણો પોતાનો ધર્મ પાળનાર રાજાઓ હોય તે વખતે જેવો રૂપમાં અને જેટલો ધર્મ પળાતો હોય તેટલો ધર્મ પરધર્મી રાજાઓના રાજ્યમાં પાળી શકાય નહિ તેમજ સતયુગમાં જેવો ધર્મ પળાય તેવો ધર્મ કળિયુગમાં પળી શકે નહિ માટે

જેમ જેમ દેશ કાળ બદલાય તેમ તેમ ધર્મમાં કાંઇક કાંઇક ફેરફાર થયા કરે છે; અને એમ ફેરફાર થતે થતે જ્યારે સેંકડો અને હજારો વર્ષ થઇ જાય ત્યારે ધર્મનાં અસલ તત્ત્વ દબાઇ જાય છે, અને એને બદલે ઘણી જાતના સાંસારિક બહારના રીવાજો, વિવેકો તથા રૂઢીઓમાંજ ધર્મ મનાયા કરે છે; અને માણસોનો સ્વભાવ એવો છે કે, પોતાને જે ટેવો પડી ગઇ હોય, જે ચીલા પડી ગયા હોય અને જેમ બાપદાદાઓ કરતા આવ્યા હોય તે છોડીને નવું કરવું ગમતું નથી. તેથી તેઓ સત્યને જલદીથી પકડી શકતા નથી. આમ હોવાથી દુનિયાના દરેક ધર્મોમાં ઘણી જાતની પોલમપોલ ચાલી જાય છે. માટે એ પોલમપોલને દૂર કરવાના ઉપાય ધાર્મિક સભાઓએ કરવા જોઇએ. કારણ કે ધર્મમાં ચાલતી પોલમપોલ મટાડવાના ઉપાયો કરવા એ કાંઇ એક માણસનું કામ નથી પણ વગવાળી ધાર્મિક સભાઓનું કામ છે. કારણ કે કોઇપણ એક માણસના મત કરતાં ધાર્મિક સભાઓના મતને લોકો વધારે માન આપે છે. માટે પોતાના ધર્મમાં સુધારા કરવા અને ધર્મને તેના અસલ સ્વરૂપમાં સમજાવવો એ દરેક ધાર્મિક સભાઓનું મુખ્ય કામ છે અને વિશેષ કર્તવ્ય છે.

### ધર્મોનાં મંદિરો તથા તીર્થોમાં લોકોની સગવડો સાચવવાના ઉપાયો કરવા જોઇએ.

આ સિવાય ધાર્મિક સભાઓનું ચોથું મુખ્ય કામ એ છે કે પોતાની કોમવાળા તથા પોતાના ધર્મવાળા ભાઇબ્હેનો પોતાનો ધર્મ રૂડી રીતે પાળી શકે એવી સ્થિતિમાં તેઓને મૂકવાની કોશીશ કરવી જોઇએ. કારણ જ્યાંસુધી લોકોને કેટલીક જાતની અનુકૂળતાઓ ન હોય ત્યાંસુધી લોકો જેવો જોઇએ તેવો સારી રીતે ધર્મ પાળી શકતા નથી. માટે મંદિરોમા તથા તીર્થોમાં પોતાના ધર્મવાળા બંધુઓની પુરતી સગવડતા સચવાય એવી જાતના ઉપાયો ધાર્મિક સભાઓએ કરવા જોઇએ. મંદિરોમાં સ્ત્રીપુરૂષોની લાજમર્યાદા જળવાય તેમ કરવું તથા ન્હાવું ધોવું વિગેરે પવિત્રતા રાખવાનાં સાધનો પુરાં પાડવાં અને પાઠપૂજા કરવાનાં સાધનો પુરાં પાડવાં અથવા એ બાબતો ઉપર દેખરેખ રાખવી અને તેમાં સુધારા કરવાની એ ખાતાના લાગતા વળગતાઓને સૂચના કરવી એ ધાર્મિક સભાઓનું કામ છે. તેમજ જાત્રાઓનાં સ્થળોમાં કયાંક રસ્તાઓની અડચણો હોય, કયાંક રાજ્યના કર ભરવાની અડચણો હોય, કયાંક ઉતરવાની અડચણો હોય, કયાંક ખોરાકની જણુસો મેળવવાની અડચણો હોય, કયાંક વાસણકુસણ મેળવવાની અડચણો હોય, કયાંક મંદિરમાં પૂજારી વિગેરેનો જુલમ હોય, અને કયાંક ધર્મના નિયમો બરાબર ન પળાતા હોય તેથી લોકોને કાંઇ અડચણો થતી હોય તો એ બધી તથા આવી બીજી ઘણી બાબતો ઉપર દેખરેખ રાખવી અને તક મળે ત્યારે તેમાં સુધારા કરવા તૈયાર રહેવું એ ધાર્મિક સભાઓનું વિશેષ કર્તવ્ય છે.

## પોતાના ધર્મવાળા ગરીબ માણસોની સ્થિતિ સુધારવાના ઉપાયો કરવા જોઇએ.

આ સિવાય એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે લોકો જ્યારે બહુજ ગરીબ થઇ જાય અને ગુજરાનનાં સાધનો લોકોની પાસે ન હોય ત્યારે તેઓને ધર્મ પાળવાનું સુઝતું નથી, પણ એ વખતે ગરીબાઇને લીધે તેઓને ઘણી જાતના ગુન્હાઓ કરવા પડે છે. માટે પોતાનો કોઇપણ બંધુ બહુ દુઃખી સ્થિતિમાં તથા ધંધા રોજગાર વિનાની સ્થિતિમાં ન રહી જાય તેની પણ ધાર્મિક સભાઓએ સંભાળ રાખવી જોઇએ, અને પોતાથી બની શકે તે પ્રમાણે પોતાના ધર્મબંધુઓને હુન્નરકળા શીખવવાનાં ખાતાંઓ ખોલાવવાની તજવીજ કરવી જોઇએ. કારણ કે યાદ રાખજો કે ભુખે પેટે કાંઇ ધર્મ પળાતો નથી, અને દરિદ્રી અવસ્થામાં જ્ઞાન કાંઇ કામ આવતું નથી. એ માટે સુદામાજીની વહુએ કહેલું છે કે,

એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષી રાયજીરે,
લાવો બાળક માગે અન્ન; લાગું પાયજીરે,

આ વાત ક્યારે બની છે કે જ્યારે રોટલાના ટુકડા વિના ભુખને લીધે સુદામાનાં છોકરાંઓ ઘરમાં રોતાં હતાં ત્યારે સુદામાની વહુએ સુદામાજીને કહ્યું કે હવે આનું શું કરવું? એ વખતે સુદામાજી ધર્મની ફીલસુફી ચલાવવા મંડયા, ત્યારે બાઇડીએ કહ્યું કે એ જ્ઞાન આ ટાણે કામ ન આવે, હમણાં તો છોકરાઓને ખાવાનું જોઇએ. તેમજ યાદ રાખજો કે, જ્યાં સુધી આપણા બંધુઓ દરિદ્ર સ્થિતિમાં રહે ત્યાં સુધી આપણા ધર્મનું જ્ઞાન તેઓને કામ લાગતું નથી. માટે આપણા બંધુઓની વ્યવહારિક સ્થિતિ સુધરે એવી જાતના ખાતાંઓ સ્થાપન કરવાં તથા તેને ટેકો દેવો એ પણ ધાર્મિક સભાઓનું મુખ્ય કામ છે. જેમ ગરીબો પોતાની ગરીબાઇને લીધેજ કેટલીક જાતના ધર્મો પાળી શકતા નથી તેમજ શ્રીમંતો પોતાની શ્રીમંતાઇના મોજશોખને લીધે તથા માયાના આવરણોને લીધે પણ પૂરેપૂરો ધર્મ પાળી શકતા નથી. માટે જેમ પોતાના ધર્મવાળા ગરીબ ભાઇબ્હેનોને મદદ કરવી એ ધાર્મિક સભાઓનું કામ છે તેમજ પોતાના શ્રીમંત બંધુઓ પાસેથી પોતાનો લાગવગ વાપરીને તેઓના પૈસા ધર્મનાં કામોમાં ખર્ચાવવા, અને તેઓને પાપના રસ્તામાં જતાં બચાવવા એ પણ ધાર્મિક સભાઓનું વિશેષ કામ છે. કારણ કે જ્યાં સુધી શ્રીમંતો પાસેથી ભાર હલકો થાય નહિ એટલે કે પરમાર્થનાં કામોમાં પોતાની રાજીખુશીથી પોતાની શક્તિના પ્રમાણમાં છુટથી પૈસા ખર્ચી શકે નહિ ત્યાં સુધી તેઓ ધર્મના રસ્તામાં જેટલા જોઇએ તેટલા આગળ વધી શકતા નથી, માટે ધાર્મિક સભાઓ એ ધર્મનો સોદો કરાવનાર દલાલો છે, અને શ્રીમંતો એ બહુ ભારથી નીચે બેસી ગએલું છાબડું છે, અને ગરીબો તે બહુ હલકાપણાને લીધે ઉપર ચઢી ગએલું છાબડું છે. માટે જેમાં ભાર વધારે હોય તેમાંથી કાઢી લઇને બીજા હલકા છાબ

ડામાં નાંખવો અને બંને છાબડાંઓને તેઓનાજ કલ્યાણ સારૂ સરખાં રાખવાં એ ધાર્મિક સભાઓનું કામ છે. ટુંકામાં એજ કે જેમ બને તેમ પોતાના ધર્મનો વધારો થાય અને પોતાના ધર્મબંધુઓ વધારેમાં વધારે સુખી થાય એવા ઉપાયો કરવા એ ધાર્મિક સભાઓનું વિશેષ કર્તવ્ય છે. આ બાબત ઉપર હજી બીજું ઘણું એ લખી શકાય પણ બીજા ઘણા બંધુઓને આ બાબતો ઉપર વિવેચન કરવાનું છે, માટે હું આટલેથીજ સમાપ્ત કરૂં છું; અને મને આ લેખ લખવા તક આપી માટે ફરીથી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાના લાગતાવળગતાઓનો માન પૂર્વક ઉપકાર માનું છું, અને દિન પ્રતિદિન આવાં વધારે સારાં કામો એ સભા તરફથી થાય એમ હું પ્રાર્થના કરૂં છું.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર ચોરવાડકર.

ૐ શાંતિ શાંતિ શાંતિ:

---

ૐ

## અહીંસા અને એ વિષેની એક ગેરસમજ.

**कर्मणा मनसा वाचा सर्वभूतेषु सर्वदा।**
**अक्लेशजननं प्रोक्तमहिंसात्वेन योगिभिः॥**

કર્મથી મનથી વાણીથી સર્વ પ્રાણીને સર્વ કાળે (કોઇ પણ પ્રાણીને કોઇ પણ કાળે) ક્લેશ ન થાય એવી રીતે વર્તવું એને યોગીઓ અહિંસા કહે છે.

જૈન ધર્મ પ્રકાશના આનંદોત્સવ નિમિત્તે વધારાનો જે એક અંક બહાર પાડવાનો છે તે માટે એક લેખ લખી મોકલવા શ્રી જૈન ધર્મપ્રસારક સભાના સેક્રેટરી સાહેબ તરફથી મ્હને ફરમાશ થઇ તે મ્હને મોટું માન મળ્યું સમજું છું, અને તે ખાતે તેમનો ઉપકાર માનું છું.

શ્રી જૈન ધર્મપ્રસારક સભાને કામ કરતા આજે ૨૭ વર્ષ થયાં છે, તેમ તેમના તરફથી નીકળતા શ્રી જૈન ધર્મપ્રકાશનું પણ આ ચોવીશમું વર્ષ ચાલે છે. જૈન લોકો પોતાની કોન્ફરન્સો તડાકામાર ભરવા લાગ્યા છે, અને કૉન્ફરન્સ નામની ભરી બેસી ન રહેતાં આવા શુભ પ્રયાસોનાં ફળ પણ પ્રત્યક્ષ લાવવા પ્રયાસ જારી રાખે છે અને તેનાં યોગ્ય ફળ પ્રત્યક્ષ પણ થવા લાગ્યા છે. જે મંડળની પ્રવૃત્તિની સ્થિતિ ઉપર પ્રમાણેની છે તેમને સભાઓથી થતા લાભ વિગેરે સામાન્ય બાબતો ઉપર કંઇ ખાસ કહેવા સાંભળવાપણું રહેતું હોય એમ મ્હને જણાતું નથી; તેમ તમામ બાબતો

ઉપર કહેવા જતાં લંબાણુ પણ બહુ થાય તેથી જે બાબત ઉપર ખાસ ભાર દેવો મ્હને અગત્યનો જણાય છે તેજ બાબત અહીં સંક્ષેપમાં ચર્ચવામાં આવેલ છે.

હિંસાનો સાધારણુ અર્થ કોઇ પણ પ્રાણીનો પ્રાણુ લેવો અગર પ્રાણુ નીકળી જાય તેમ કરવું એવો સમજાતો જણાય છે, અને તેથી તેમ કરતાં અટકવાથી अहिंसा परमो धर्मः પળાય છે એવી માન્યતા ઉત્પન્ન થાય છે, પરંતુ આ માન્યતા ભૂલ ભરેલી છે.

ઘણી ફરજો ગણાવી તે માંહેની એક તરીકેજ જ્યાં અહિંસાને ગણાવવામાં આવી હોય ત્યાં આવો સાંકડો અર્થ વખતે સંભવે, પણ જ્યાં સર્વ ધર્મ (ફરજના) મૂળ તરીકે તથા તે એકજ ધર્મ પાળવાથી બીજા એની મેળે પળાશે એવી અગત્ય આપીને अहिंसा परमो धर्मः કહેવામાં આવે ત્યાં તેનો અર્થ એવોજ થવો જોઇએ કે જેથી તે સર્વ ધર્મનું મૂળ હોય, તથા તે એકજ પાળવાથી બીજા તમામ ધર્મો એની મેળેજ પળાય. ઉપરાંત, જેથી કરીને મરણ વ્હેલું થાય તેનો સમાવેશ મારી નાંખવામાં થવો જોઇએ, તેમ જેથી કરીને મરણ પડેલાંની સ્થિતિ એટલે જીવન ઓછું કિંમતી થાય તેનો પણ સમાવેશ તેમાં થવો જોઇએ. એટલે પરિણામે જે કંઇ કરવાથી કોઇપણ પ્રાણીને કોઇપણ પ્રકારનો (યોગ્ય કારણુ વિના—આટલો ઉમેરો જરૂરનો છે અને તે બાબત પાછળથી) કલેશ થાય તેનો પણ હિંસામાં સમાવેશ થાય છે. કારણુ જેટલું દુઃખ કોઇપણ પ્રાણીને દેવામાં આવે, તેટલે દરજ્જે તેનું જીવન ઓછું કિંમતી કરવાથી તેટલે દરજ્જે તેનું જીવન લઇ લેવામાં આવે છે. તેમ બીજી રીતે જોતાં કલેશથી જીવન ખરેખર અને કાળના માપથી પણ ઓછું થાય છે, એવી માન્યતા પણ છે જે હસી કાઢવા જેવી નથી; એટલુંજ નહિ પરંતુ શ્વાસોશ્વાસના પ્રમાણુ વિગેરે કારણોથી શાસ્ત્રીય છે એમ કહેવું જોઇએ.

દાખલા તરીકે જ્યાં યોગ્ય કારણુ સિવાયના પરદારનિરીક્ષણુને પાપ ગણાવ્યું હોય અને એવા પાપના લીસ્ટમાં ચોરી પણ ગણાવવામાં આવી હોય ત્યાં ચોરીનો અર્થ હાલ જે સામાન્ય રીતે થાય છે તેજ કરવો જોઇએ પરંતુ જ્યાં ચોરીને મહા પાપ કહી તે સર્વ પાપનું મૂળ છે તથા તેમાં સર્વ પાપનો સમાવેશ થાય છે એવી કોઇ પ્રમાણુભૂત શાસ્ત્ર આજ્ઞા કરતું હોય ત્યાં ઉપરના પરદાર નિરીક્ષણુને પણ ચોરીમાં ગણવું જોઇએ, અને કોઇ પણ સ્ત્રી તરફ તેના ધણીની રજા સિવાય, યોગ્ય કારણુ સિવાય, તાકીને જોવું તે ચોરી છે એમ સરલતાથી બતાવી શકાય તેવું છે.

આવા દાખલાથી, અહિંસાને જ્યારે પરમ ધર્મ ગણવામાં આવે તથા સર્વ ધર્મનું મૂળ ગણવામાં આવે ત્યારે તેનો અર્થ પણ ઉપર બતાવ્યા પ્રમાણે બહોળો થવો જોઇએ, એમ સ્પષ્ટ થશે.

અહિંસાનો અર્થ ઉપર પ્રમાણે છે ત્યારે કીડી મંકોડી જેવાં કીટ પતંગ તરફ ખાસ દયા બતાવવામાં આવે તેની સાથેજ જો પોતાના જાતભાઇઓ અગર સામા-

ન્ય મનુષ્યવર્ગ સાથેના વ્યવહારમાં અત્યંત નિષ્ઠુરતા બતાવવામાં આવે છે તો આપોઆપ સવાલ ઉઠે છે કે તેવો કોઇ પણ મનુષ્ય કીટપતંગ તરફની પોતાની દયા બતાવવામાં ઢોંગ તો કરતો નથી અગર પોતાને છેતરતો તો નથી? આ કીટ પતંગો કાંઇ બોલતાં કે રોતાં આપણે જોતા નથી તેમ પગ તળે આવતાં કે બીજા સામાન્ય વ્યવહારને અંગે મરી જાય, ત્યારે તેને કાંઇ ખાસ લાંબો વખત વ્યાધિ થતો હોય એમ પણ જોવામાં આવતું નથી, છતાં તેના ઉપર કોઇ માણસ તરફથી દયા બતાવવામાં આવે, પરંતુ કોઇ માણસ અત્યંત પીડાતો હોય કે દુઃખિત થતો હોય અને તેથી બરાડા પાડતો હોય તે તરફ ઉપેક્ષા કરવામાં આવે એટલુંજ નહિ પરંતુ તેને રીબાવી મારવા જેવું ઉપરનાજ માણસ તરફથી કરવામાં આવે ત્યારે કીટપતંગ તરફની દયા એક ઢોંગજ હોય, એમજ મનાય; અને તેમાં પણ જ્યારે તે માણસ **જૈન** હોય છે ત્યારે તે હાંસીપાત્ર થવા ઉપરાંત કેટલાએક પુરૂં ન સમજનારની નજરમાં પોતાના ધર્મને તથા તે ઉપરના મહાન્ સૂત્રને પણ હલકા પાડવા જેવું કરે છે.

अहिंसा परमो धर्मः એ સૂત્રને ધર્મનું જીવન ગણવાનું ફક્ત જૈન ધર્મમાંજ ફરમાન છે એમ નથી, પણ તમામ ધર્મમાં તે અગ્રપદ ભોગવે છે. એટલે સહુ કોઇ જેઓ પોતપોતાના ધર્મ બરાબર પાળવા માગતા હોય તેમણે સામાન્ય અર્થમા જીવદયા રાખવા ઉપરાંત કોઇ પણ પ્રાણીને કયારે પણ દુઃખ થાય એવું વિચારવું, બોલવું કે કાંઇ કરવું જોઇએ નહિં, અને જેટલે દરજ્જે તેવું કાંઇ કરવામાં આવે તેટલે દરજ્જે ઉપરના સૂત્રનો ભંગ કરવામાં આવે છે એમ સહુએ માનવું જોઇએ. આથી જણાશે કે કોઇને ગાળ દેવાથી કે જે મશ્કરી ચેષ્ટાથી દુઃખ લાગે તેવી ચેષ્ટાથી પણ સદા સર્વથા દૂર રહ્યા સિવાય ઉપરના મહાન્ સૂત્ર પ્રમાણે વર્તવામાં આવે છે એમ કહી શકાય નહીં.

બીજી મુદ્દાની બાબત એ છે કે આપણે પોતે પ્રત્યક્ષ હિંસા ન કરીએ અગર ન કરાવીએ, પરંતુ જો આપણા માટેના કોઇપણ કાર્યમાં હિંસા થતી હોય તો તેને માટે પણ આપણે જવાબદાર છીએ એમ સ્પષ્ટ સમજવું જોઇએ હાથીદાંતના ચુડા પહેરનારી કોઇપણ સ્ત્રી હજારો હાથીઓને પ્રત્યક્ષ રીબાવી રીબાવીને મારી નાંખતી નથી તેમ મારી નાખવાનું કહેતી પણ નથી તેમ તેવો ચુડો કરાવનાર પણ તેવું કાંઇ કરતો નથી, છતાં તે લઇ આપનાર તથા પહેરનાર તેમજ તે વેચનાર તથા બનાવનાર સહુ પોતપોતાનાં કાર્ય વિગેરેના પ્રમાણમાં ઉપરની હિંસાને માટે જવાબદાર થાય છે એ સ્પષ્ટજ છે. કારણ તેવા ચુડા લઇ આપનારની કે પહેરનારની સંખ્યા ઓછી થાય અગર બનાવવાની કે પહેરવાની ના પાડવામાં આવે તે એવી રીતે કે તેને પરિણામે તેવા ચુડા મળી શકે નહીં તો જેટલા ચુડા ઓછા ખપે તેના પ્રમાણમાં હાથીદાંતનો ઉઠાવ ઘટવાથી તેના પ્રમાણમા ઓછા હાથીઓ મારવામાં

આવશે. આવાં અનેક દૃષ્ટાંતો દઇ શકાય ને તેથી સાબીત કરી શકાય કે આપણે હિંસા પ્રત્યક્ષ નથી કરતાં છતાં બીજા પાસે કરાવીએ છીએ.

આજ બાબત જરા વધારે બારીકીથી જોતાં—જે ખાંડ સાકર ગાય બળદ વિગેરે જનાવરોનાં લોહીથી સાફ કરવામાં આવે છે તે ખાંડ સાકર અગર તેની કોઇ પણ તૈયાર બનાવટ વાપરનારાઓ (આભડછેટનો મહત્વનો સવાલ ઘડીભર દૂર રાખતાં પણ) તેવાં જનાવરને મરાવવાના પાપમાં કાંઇક હિસ્સેદાર થાય છે. જો ખાંડ સાફ કરવામાં વપરાતું લોહી તે કામમાં ન લેવાય તો તેટલે દરજ્જે કસાઇઓને ઓછી પેદાશ થાય, અને તેથી મારેલા જનાવરમાંથી મળતી બીજી ચીજો તેટલે દરજ્જે વધારે મોંઘી થાય, અને તે વધારે મોંઘી થતાં તેનો ખપ ઘટે અને તે ખપ પુરતા જનાવરો કમકમાટી ઉપજે તેવી રીતે કપાઇ મરતાં બચે.

જે સાબુ મીણબત્તી તથા એનેમલ્ડ વાસણો વિગેરેમાં ચરબી વિગેરે આવે છે તે વસ્તુઓ જેઓ વાપરે છે તેઓ પણ ઉપર બતાવ્યા પ્રમાણે તે વસ્તુમાં વપરાતી ચીજને લઇને મૂળ પાપના ભાગીદાર બને છે.

કોઇપણ મીલમાં બનેલાં કપડાં પહેરવાં કરતાં ઉપરનું મહાન સૂત્ર સર્વ પ્રકારે પાળવાવાળાએ હાથથી ચાલતી શાળ ઉપર બનાવેલ કપડાં વાપરવાં જોઇએ. મીલોમા મ્હોટાં મ્હોટાં બોઇલરો લગભગ રાત્રિદિવસ સળગતાં રહે છે અને તેની ગરમીથી કરોડો જીવ હમેશાં મરણ પામે છે. કોઇ એમ કહે કે ત્યારે તો પાણીમાં પણ જીવડાં છે માટે તે પીવું નહિ? તેનો જવાબ એટલોજ બસ થશે કે પ્રથમ તો તે જીવડાં આપણા પેટમાં ગયાથી તમામ મરી જાય છે કે કેમ, તથા કદાપિ મરી જતાં હોય તો પણ જે વિના ચલાવી ન શકાય: [1] પરમેશ્વરે પાણી વિના નજ ચાલે એવાં આપણા શરીર કર્યાં, પાણીમાં જીવડાં કર્યાં, અને પાણી વિના હાથે મરી જવું એ આત્મઘાત ગણાય એમ ઠગવ્યું, તેમજ પ્રભુએ આપેલા દેહથી બને તેટલાં સુકર્મ કરવાની ફરજ ઠરાવી, અને તે સુકર્મ પાણી વિના અસંભવિત કર્યાં, આવા પાણી વિના ચલાવવા જતાં આત્મઘાત કરવો તે એક વાત છે અને જે નિર્દોષ ચીજો, ભલે જાડી પાતળી કે મોંઘી મોંઘી અવશ્ય મળી શકે તેમ હોય, તેમ જો પુરી થાય તેમ ન હોય તો તુરત પુરી પાડી શકાય તેમ હોય, તેવી ચીજો ન વાપરતા ફક્ત શોખને ખાતર પાપ લાગે એવી ચીજો વાપરવી એ જુદીજ વાત છે અને તેમ કરવામા પાપના ભાગીયા થવાયજ.

આ સંબંધમાં એટલું પણ કહેવું જોઇએ કે જૈન લોકો ઘણીજ પૈસાદાર કોમ છે, મીલના ઉદ્યોગમાં જૈનોનો મ્હોટો ભાગ હશે, તેથી જો ઉપર પ્રમાણે કરવામાં આવે તો તે (મીલનો) ઉદ્યોગ બંધ થતાં હજારો માણસો રોજી વગરના થ

---

[1] આ વિચારોને માટે લેખક જવાબદાર છે, અર્થાત્ આ વિચાર લેખકે સ્વતંત્ર લખેલ હોવાથી જેમના તેમ પ્રગટ કરેલા છે.

પડશે એવી ધાસ્તી રાખવાની નથી કારણ આપણા દેશમા હાથથી વણાય અને પર મુલકમા હાથથી વણાય એના કાપડામા આપણા દેશમા બનાવેલ અવશ્ય, ગમે તે સ્થિતિમા ઘણાજ સોઘા પડશે અને તેથી તેનોજ ખપ જાગશે અને પરિણામે જે લાખો માણસો બેરોજગાર થઇ પડતા ભૂખમરો સેવે છે તેઓને આ ઉદ્યોગ હાથ આવતા લાખો માટે કોઇ દિવસ બધ ન પડે એવી રોજી જાગશે, અને ભૂખે મરતાને રોજી આપી સુખી કરી જીવતા રાખવા એ अहिंसा परमो धम એ સૂત્રનુ એક ઘણાજ મુદ્દાનુ અગ છે મીલમા કામ કરનારાઓની તદુરસ્તી તથા નીતિ ઉપર પણ ઘણી વાર બહુ માઠી અસર થાય છે, જ્યારે શાળથી સહુ પોતપોતાને ઘેર કામ કરે અગર કારખાનામા કરે તો પણ તેમ થવાનો સભવ ઓછો રહે છે.

આ ઉપરથી જણાશે કે જે બનાવવામા અવશ્ય પાપ છે તેવા કપડા કે હરકોઇ ચીજ ખુશીથી વાપરનાર, તે વેચાતી લઇ આપનાર, તે વેચનાર, તેની એજન્સી રાખનાર, તે બનાવનાર, તે બનાવવા માટે પૈસા ધીરનાર, આવા કાર્ય માટે મકાન ભાડે આપનાર, વિગેરે તમામ થોડે અગર વધારે ભાગે તે પાપના ભાગીદાર થાય છે.

હિદુસ્થાનમા ઉપરની ચીજોનો વેપાર ઓછામા ઓછા ૭૫ ટકા જૈનોના હાથમા છે જો તેઓજ તમામ એકમત થઇ જે ચીજો બનાવવામા હિસા થાય છે એવી ચીજોનો વેપાર નજ કરવો એવો આગ્રહ રાખે તો ખરીદદારોને પરાણે પણ નિર્દોષ ચીજો લેવી પડશે, અને તેમા જ્યારે આવી નિર્દોષ ચીજો ભલે ઓછી શોભા વાળી પણ વિશેષ ટકાઉ તથા ઘાયુ કામ કરનારી તથા સસ્તી મળશે ત્યારે તો તમામ લોકો તેવીજ ચીજો અને તે પણ ખુશીથી ખરીદશે તથા વાપરશે જે લોકો નિર્દોષ ચીજો વાપરવા ખુશી હોય પણ નજીકના વેપારીઓ તેવી ચીજો ન રાખતા હોય અને તેથી અણછુટકે પાપવાળી ચીજો તેમને લેવી પડે તો તેના પાપમા તે વેપારીઓ પણ હિસ્સેદાર શા સારુ ન થાય? ખગ કરીને જનારે તે તરફ તેમનુ ખાસ લક્ષ ખેચ્યુ હોય ત્યારે માલ સબધની વાત એક તરફ રાખીએ તો પણ પરદેશી કાપડ તો વપરાશમા લેવુ જ જોઇએ નહિ તે કાપડ બનાવવાની કેટલીએક ક્રિયાઓમા ઘણાજ મલીન પદાર્થો જે કે જીવહિસાની ક્રિયાને અગે મેળવવામા આવે છે તેવા પદાર્થો વાપરવામા આવે છે પરદેશી કેશર વિગેરે ઘણી ચીજોમા હિસા કરી મેળવેલી ચીજોનો ઉપયોગ કરવામા આવે છે, અને એવી ચીજો વાપરનારા, વેચનારા વિગેરે પણ ઉપર જણાવ્યા પ્રમાણે તે હિસાના ભાગીદાર થાય છે.

ઉપર બતાવ્યા પ્રમાણેની અપવિત્ર ચીજો ન વાપરવાથી अहिंसा परमो धम એ સૂત્રનુ વિશેષ સારી રીતે તથા સીધી રીતે પાલન કરી શકાય છે એટલુજ નહિ પરતુ આડકતરી રીતે પણ તે સૂત્રનુ તેથી વિશેષ પાલન થાય છે એમ કહેવાય છે કે લાખો માણસો આપણા દેશમા એવી દશા ભોગવે છે કે તેમને એક વખત પણ પેટપૂર ખોરાક મળી શકતો નથી જે લોકોના હાથમા આ ભૂખ-

મરો ટાળવાનું પરમેશ્વરે સાધન આપ્યું હોય તે સાધનનો ઉપયોગ ન કરનારાઓ આ ભૂખમરા માટે અમુક અંશે જવાબદાર ગણાય. તમામ હિન્દીઓ, તેમા જૈન લોકો ખાસ કરીને, જો સહુ મહુધી બનતું કરે તો અવશ્ય આ ભૂખમરો ટાળી શકાય તેમ છે અને તે આ રીતે—

એવી ગણત્રી કરવામાં આવેલ છે, કે હાલમાં હિન્દ લગભગ ૬૧ કરોડ રૂપીયાના પરદેશી માલનો ઉઠાવ એક વર્ષે કરે છે. કોઇ પણ પ્રકારે દર વર્ષ જતા આ ૬૧ કરોડ રૂપીયા આપણે ફક્ત એકજ વર્ષ માટે હિન્દ બહાર જતા અટકાવી શકીએ અને તે ટકા ૫ લેખે વ્યાજુ મેલીએ તો તેનું વાર્ષિક વ્યાજ રૂ. ૩,૦૫,૦૦,૦૦૦ ત્રણુ કરોડ ને પાંચ લાખ થાય, તેનો ઉપયોગ કારીગરો રોકવામા થાય અને સરાસરી આઠ આના રોજના દરેકને આપીએ તો યાવત્ ચંદ્રદિવાકર આપણે ૧,૬૯,૪૪૪ માણસોને રોજી આપી શકીએ, અને દુકાળીયા નભાવવા માડીએ તો બે આનાના રોજ લેખે ૬,૭૭,૭૭૬ દુકાળીયાંઓ ફકત વ્યાજની રકમમાથી યાવત્ ચંદ્ર દિવાકરો નિભાવી શકીએ.

પાચ ટકાને વ્યાજે મેલવાનુ એક તરફ રાખીએ અને ને રૂપીયા મુદ્દલે મુદ્દલ ઉપરના કામમાં વાપરીએ તો એક વર્ષની રકમમાંથી ૩૩ ૮૮ ૮૮૦ કારીગરોને એક વર્ષ માટે કામ આપી શકાય. અગર ૧,૩૫,૫૫,૫૨૦ એક કરોડ પાત્રીશલાખ પ ચાવન હજાર પાંચસો વીશ દુકાળીયાઓને એક વર્ષ માટે નભાવી શકાએ. જો વર્ષો વર્ષ આ રકમ વધતી જાય એટલે દેશમાંજ વેપારઉદ્યોગ માટે દેશનાજ માલ માટે ખર્ચવામા આવે તો ધંધા કારીગરીને કેટલુ ઉત્તેજન મળે તથા કેટલા લોકોને ઘેર બેઠા રોજી મળે?

બીજી રીતે જોતાં જે ૬૧ કરોડ રૂપીયાનો માલ લેતા તે રકમ આપણે પરદેશ મોકલીએ છીએ તે જો દેશમાજ રહે તો તે અહીંના કારીગર મજુર વિગેરેમા વહેચાય, તે રકમના દાણા લઇએ તો આ ભૂખે મરતાં માણસોને માટે એવા દાણા કેટલા થાય તે તપાસીએ

જાર બાજરીનો સાધારણ ભાવ સવા રૂપીએ મણ ગણીએ, દર ગાડામા સોળ મણ દાણો ભરીએ અને તેવા ગાડામા ઉપર પ્રમાણે જારબાજરો ભરીને તે ગાડાને લાઇનબંધ ગોઠવીએ, તે એવી રીતે કે એક ગાડાના ઠાઠામાં પાછળના ગાડાના બળદોના મ્હોં આવે એવી ખીચોખીચ લાઇન ગોઠવીએ તો ૬૧ કરોડ રૂપીયાના જારબાજરાના ગાડાંની ઉપર પ્રમાણેની લાઇન ૯૫૨૯૯ માઇલ સુધીની થાય અને પૃથ્વીનો પરિઘ આશરે ૨૫૦૦૦ માઇલનો ગણતાં સમુદ્ર સુદ્ધા પૃથ્વીને ચારવાર આટો લઇ જાય એવડી હાર થાય આ લાઇન એક છેડેથી બીજે છેડે રેલ્વેમા બેસી જોવા જઇએ, અને આપણી સાધારણ રેલ્વેના ત્રીજા કલાસમાં બેસી રાત દિવસ તે ગાડી ચાલીજ જાય એમ મુસાફરી કરીએ તો આ હારને એક છેડેથી બીજે છેડે જતાં રૂા. ૧૫૦૦ આશરે ભાડાના બેસે તથા આશરે સાડા દશ માસ સુધી રાત દિવસ મુસાફરી કરવી પડે.

આ તો આપણે એક વર્ષ જેટલો પૈસો પરદેશ મોકલીએ છીએ તેની વાત થઈ. આ પ્રમાણે વર્ષો વર્ષનું ગણી લઇએ તો કેટલા માણસને આપણે ઉપરના દાણામાંથી (મુદ્દે રોજી આપવાથી) નભાવી શકીએ તે જોવાનું છે.

મુદ્દો એ છે કે જીવદયાની ખરી લાગણી ધરાવનાર એવો કયો શખ્સ (પુરૂષ કે સ્ત્રી) કલ્પી શકાય કે જે ઉપરનો હિસાબ જોયા પછી હજારો માણસો પોતાને દોષે ભુખે મરે છે તેને તેમ થતાં અટકાવવા માટે સ્વદેશીજ વસ્તુ વાપરવાના નિશ્ચય ઉપર નહીં આવે અગર તે નિશ્ચય સોગન પૂર્વક રીતે નહિ પાળે ?

૬૧ કરોડ રૂપીયાની ચીજો એવી નહિ આવતી હોય કે જેમાં હિંસાના ભાગીદાર થવાપણું આવે, પરંતુ આશરે ૩૦–૩૨ કરોડનું કપડ, આશરે ૭ કરોડની ખાંડ, એમ જુદી જુદી ચીજો લઇ ગણવા માંડશું તો પણ ઘણીજ મ્હોટી રકમની ચીજો એવી નીકળશે કે જેની બનાવટ વિગેરેમાં ઘણીજ હિંસા થતી હોય.

ધંધા વિના, દાણા વિના, હજારો, લાખો આપણા ભાઈઓ ભૂખે મરતા હોય અને હિંસાવાળી પરદેશી ચીજો ન વાપરવાથી કે ન વેચવાથી આપણે તે અટકાવી શકીએ તેમ હઈએ, છતાં જો તે ન અટકાવતાં મોજશોખ ખાતર જોયાજ કરીએ તો ભૂખમરાથી થતો તેમનો નાશ (હિંસા) થવા દેવામાં આપણે ભાગીદાર ઠરીએ છીએ. આવા પાપ અનેક પ્રકારે ખુશીથી વ્હોરે, પણ અમુક જીવજંતુ તરફ દયાવાન્ ગણાવા સારૂ કાળજી રાખે તેને આપણે अहिंसा परमो धर्म એના અનુયાયી ગણી શકાશું ? અગર તેને જૈન—શ્રી જિનેશ્વરના મતાનુયાયી કહી શકીશું ? જવાબ સ્પષ્ટ રીતે નાકારમાંજ આવશે.

પોતાના જાતભાઇઓને વ્યવહારના પ્રસંગે પીડે, તેમને હેરાન કરે, દુઃખ આપે વિગેરે કરે તેવા લોકો જ્યારે મ કોડ વીણતા જણાય છે, ત્યારે જૈન ન હોય તેવા લોકો તો અવશ્ય તેમની હાસીજ કરે છે, અને જે ધર્મના ઘણા અનુયાયીઓ ઢોંગી હોઇ હાસીપાત્ર હોય છે તે ધર્મને પોતાને કાળ જતા અણસમજુ લોકો યોગ્ય પ્રકારનો ન માને એ દેખીતુંજ છે. માટે તમામ જૈન ભાઇઓને મારી ખાસ તથા નમ્ર વિનંતિ છે કે તેઓ ઉપરની બાબત ઉપર પૂરતું લક્ષ આપી તેમાથી જેટલો ભાગ ગ્રહણ કરવા જેવો લાગે તેનું ગ્રહણ કરી તેનો તાબડતોબ અમલ કરશે. તેમાં તેમનું, પોતાનું તથા આખા દેશનું હિત રહેલું છે, અને તેમ થશે તોજ પોતાનો ધર્મ પણ બરાબર પાળ્યો ગણાશે.

જે ચીજો બનાવવામા હિંસા થતી હોય તે ચીજ વેચવા કે વાપરવાથી પણ પાપના ભાગીદાર થવાય છે, એ વાત બીજાઓને જરા તાણીતૂસીને બંધ બેસારીએ છીએ એમ વખતે જણાય; પરંતુ જૈન લોકોને તો તે સ્વાભાવિકજ લાગવી જોઇએ, કારણ તેઓ તો ત્યા સુધી આગળ વધેલા છે કે જેમાં પોતાનો કોઇ પણ પ્રકારે સંબંધ બેસારી ન શકાય તેવા પ્રસંગમા પણ બનતી મદદ કરવામાં આવે

તોજ 'અહિંસાધર્મ' પાળ્યો ગણાય એમ તેઓ માને છે એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તન પણ કરે છે. દાખલા તરીકે, મંકોડા વિગેરે સંખ્યાબંધ જીવો જ્યારે તદ્દન જાહેર રસ્તા ઉપર નીકળી પડ્યા હોય ત્યારે કોઇ બીજાના પગતળે આવતાં તે કચડાઇ જશે અગર વરસાદ આવવાથી ધુઈ જશે અગર તણાઇ મરી જશે એવી ધાસ્તીથી તેને વીણી લઇ સલામતીવાળી જગોએ મુકાવવામાં આવે છે. અહિંસા ધર્મ–"દયા ધર્મ"ને આટલે ઉંચે શિખરે પહોંચી ગએલાઓને ઉપરની બાબત તદ્દન સ્પષ્ટ તથા ખરીજ જણાશે.

આ સંબંધમાં હજુ ઘણું કહી શકાય તેવું છે તો પણ ઘણા લેખો આવશે અને ઘણા વિદ્વત્તાભરેલા આવશે તેથી સ્થળસંકોચના ભયથી આટલેથીજ વિષય પૂરો કરવો પડે છે.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે કોઇ પણ પ્રાણીને ક્લેશ થાય એવું કોઇ પણ કાળે કોઇએ કરવું જોઇએ નહિ, તેમાં એક મ્હોટો અપવાદ છે જે સહુ જાણે છે. તે એ છે કે જેને ક્લેશ ઉપજાવવામાં આવે તેને પોતાને સુધારવા માટે અગર બીજે કારણે તેનાજ હિતને માટે તે ક્લેશ હોય તો તો જે કરવું પડે તે કરવુંજ જોઇએ. બાળક અગ્નિમાં કુદકો મારવા જાય તો તેને શેવરાવીને પણ રોકવું જોઇએ. ગુમડું થયું હોય તો તે ચીરવું જોઇયે, પગ સડી જતો હોય તો તે કાપવો જોઇએ, બીજી વાર પોતે ગુન્હો ન કરે તથા બીજાને પણ શિક્ષણ મળે તેટલા માટે ગુન્હેગારોને જરૂરના પ્રમાણમાં સજા કરવી જોઇએ વિગેરે વિગેરે. अहिंसा परमो धर्मः એ ધર્મના સૂત્રનું પુરેપુરૂં પાલન કરવું હોય તો ઉપરના કાર્યમાં થતી હિંસા પણ કરવી જોઇએ. કારણ તેટલા કચવાટથી હજારો કે લાખોગણો કચવાટ ભોગવવાનો સંભવ દૂર થાય છે; અને જો તે વખતે ખોટી દયા રાખવામા આવે છે તો પાછળથી તેમને કે બીજાઓને ભોગવવું પડે છે. તે દુઃખના આપણે ખરાં મૂળ હોવાથી આપણે પાપના ભાગીદાર બનીએ છીએ. તેમ તેઓ બીજાં જે જે કુકર્મ કરે તેના પણ ભાગીદાર થઇએ છીએ.

પાપનાં તમામ મૂળને હણવાં જોઇએ, અને તેમ કરતાં તે મૂળ જેમનામાં હોય તે માણસોને પણ જરૂર જોઇતું દુઃખ દેવું જોઇએ. अहिंसा परमो धर्मः એ સૂત્ર જેમનું ખાસ છે એવા જૈનો સવારના પ્રહરમાં ઇશ્વર ભજન કરતાં શરૂઆતમાંજ ॐ नमो अरिहंताणम् એમ વંદના કરે છે. અરિ એટલે કામ ક્રોધ વિગેરે શત્રુ તેને તો મારવાજ અને જેટલે દરજ્જે જે માણસ વધારે કુતેહમંદીથી તેમને મારી શકે તેટલે દરજ્જે તે તેટલો વધારે શ્રેષ્ઠ. મતલબ તેમા હિંસા નામથી બ્હીવાનુ નથી; અને ખરૂં જોતાં તે હિંસા કહેવાવી જોઇએ પણ નહિ. अहिंसा परमो धर्म એને શ્રી ભગવાને કહેલા બીજા શબ્દોમાં મૂકીએ તો आत्मवत् सर्वभूतेषु य. पश्यति स पश्यति ॥ જેવી રીતે પોતા તરફ જુએ (વર્તે) તેવીજ રીતે પ્રાણી માત્ર તરફ જે જુએ છે (વર્તે છે) તેજ જુએ છે (દેખે છે), જાણે છે, બીજા બધા આંધળા એટલે મૂર્ખજ સમજવા.

ખ્રિસ્તી ધર્મસૂત્ર Do unto others as you would be done by (બીજાઓ તારા પ્રત્યે જેવી રીતે વર્તે તેવી રીતે તું બીજા પ્રત્યે વર્ત.) એ સૂત્ર પણ એમ બોધ કરે છે.

આ સૂત્રોનું રહસ્ય તથા તે કેવી રીતે હુમેશના તમામ કાર્યમાં લાગુ પડે તે હરકોઇથી સહજજ સમજાય તેમ છે.

આ સૂત્રોથી अहिंसा परमो धर्म: એનો ઉપર જે અર્થ કરવામાં આવેલ છે તેને અનુમોદન મળે છે. ઉપરનાં સૂત્ર પાળનારે અમુક કીટપતંગ સંબંધે કે ફળ ફુલ તોડવાના અગર લીલોત્રી ખાવા ન ખાવાના સંબંધમાંજ તે સૂત્ર પાળીને ન અટકતાં રાત્રિ દિવસના પોતાના તમામ વ્યવહારોમાં, મશ્કરીથી માંડીને તમામ ચેષ્ટાઓમાં, પોતાનાં મન વચન તેમજ કર્મથી કોઇનું દિલ જરા પણ કયારે પણ દુખાય એવું અગર કોઇપણ પ્રાણીને જરાપણ દુઃખ થાય એવું નજ કરવું જોઇએ એ સ્પષ્ટ છે, અને તેમ બરાબર થાય તેટલા માટે જ્યાંથી જ્યાથી તેવું દુઃખ ઓછું કરી શકાય ત્યાં ત્યાં પોતાની શક્તિ પ્રમાણે તે દુઃખ ઓછું કરવા સર્વ પ્રકારે પ્રયત્નશીલ રહેવું જોઇએ એ પણ સ્પષ્ટ છે, અને પરિણામે અમુક બાબત સંબંધે બોલતાં ખોટા મોજશોખ જતા કરવાથી જો લાખોને રોજી મળતા તેઓ સુખી થતા હોય અગર જીવતા (ખરૂં જીવન ગાળતા) રહે એમ કરી શકાય તેવું હોય તો અવશ્ય તેમ કરવુંજ જોઇએ आत्मपरिणामहिंसनम् हिंसा. આત્માએ પોતાનું ખરૂં કર્તવ્ય કરતા જે પરિણામ લાવવું જોઇએ તેની હિંસા કરવી તેનું નામ હિંસા. આવી પણ હિંસાની વ્યાખ્યા વિદ્વાન પુરૂષોએ આપેલી છે.

કોઇપણ પ્રકારનુ કાંઇપણ દુઃખ કોઇને પણ કયારે ન દેવું એટલું કરવાની સાથે પોતપોતાની શક્તિ પ્રમાણે દરેક આત્માએ સત્કર્મ કરવાં જોઇએ. આ યથ શક્તિ સત્કર્મ એ આત્માના ખરા કર્તવ્યનું પરિણામ છે અને તેમા જેટલે દરજ્જે ન્યૂનતા રહેવા દેવામાં આવે છે તેટલે દરજ્જે હિંસા થતા अहिंसा परमो धर्म . એ સૂત્રનો ભંગ થાય છે.

અહિંસાનો ઘણી વખત સાંકડો અર્થ કરવામાં આવે છે તે યોગ્ય નથી, ખરો અર્થ શો છે તથા કેટલા બહોળા વિસ્તારનો છે તે જાણીને તે અર્થ પ્રમાણે સહુએ અને ખાસ કરીને 'અહિંસા એજ પરમધર્મ' એમ જૈનધર્મમા ક્ષણે ક્ષણે નગારાની દાંડીએ પોકરાય છે ને શ્રી જૈન ધર્મના અનુયાયીઓએ તો અવશ્ય અહિંસા ધર્મ પાળવો જોઇએ. આટલુ જો હું સ્પષ્ટ કરી શકયો હોઉં અને તેને પરિણામે એક એક પણ વ્યક્તિને અહિંસા ધર્મનો ખરો અર્થ સમજાતા તેના વર્તનમાં તેનો અમલ થવા પ્રયાસ થશે તો તેટલાથી પણ આ મ્હારો લેખ સફલ થયો માનીશ

અવકાશને અભાવે આ લેખ આખો વાંચી, જોઇએ તેવા સંબદ્ધ રૂપમાં તેને મૂકવા પ્રયાસ કરી શકયો નથી; છતા ફરમાશ અનુસાર લેખ તો મોકલું છું તો તે

માટે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના મેમ્બર સાહેબો તથા વાચકવર્ગ ક્ષમા કરશે એવો તેઓ સાહેબનો ભરોસો છે.

તમામ ધર્મોમાં અહિંસા ધર્મને ઘણુંજ અગત્યનું પદ આપવામાં આવે છે, તેથી સહુ કોઇએ તે પ્રમાણે અહિંસા ધર્મ બરાબર પાળવો જોઇએ એ આવશ્યક હોવાથી અહિંસાનો અર્થ યોગ્ય રીતે સમજવો જોઇએ એ પણ એટલુંજ આવશ્યક ઠરે છે, અને તેનો હાલ જે અર્થ સામાન્ય રીતે કરવામાં આવતો જણાય છે તે મ્હને સાંકડો જણાયાથી ખરો અર્થ કેવો કરવો જોઇએ તે બતાવવા અહીં પ્રયાસ કરેલ છે. આમ કરતાં ધાર્યા કરતાં વિસ્તાર વધારે થયો છે તે માટે વાચકવર્ગ ક્ષમા કરશે એવો ભરોસો છે.

શંકરપ્રસાદ નવલશંકર ધોલકીયા, બી એ, એલ. એલ. બી.

---

## (રા. રા. રણજીતરામ વાવાભાઇ તરફથી આવેલો લેખ.)

ત્રુટક છૂટક.

જૈન ધર્મ પ્રસારક સભા જેવી સંસ્થાનું કર્તવ્ય શું હોવું જોઇએ? જૈન ધર્મ અને ત્હેના અનુયાયીઓ સબંધી જેટલા વિવિધ દૃષ્ટિબિંદુઓથી વિવેચન કરી શકાય તેટલી રીતે ઉક્ત પ્રશ્નનો ઉત્તર આપી શકાય.

આ મહાભારત કામ કરવાં જોઇતાં જ્ઞાન અને શક્તિ આ લેખકમાં નથી એટલે યથામતિ યથાશક્તિ છૂટી છવાઇ સૂચના ઓજ કરી તે વિરમશે.

જૈન ધર્મ પ્રદીપ્ત રાખવો, ત્હેના સિદ્ધાંતો સાધુઓ અને શ્રાવકો યથાર્થ સમજી જીવનમાં વણી લે એવો પ્રદીપ્ત રાખવો એ આવી સંસ્થાનું મુખ્ય કર્તવ્ય. ધર્મને પ્રદીપ્ત રાખવા જૂના આગમો પ્રગટ કરવા અને જમાનાને અનુકૂળ નવા ગ્રંથો રચાવવા.

જૈન ભંડારોમાં સાધુઓના અવિરત પરિશ્રમે અને અનુપમ શારદાસેવનથી થયલો વિશાળ ગ્રંથસંગ્રહ મોજુદ છે. ડા૦ પીટરસન કે ડા૦ ભાંડારકરની પદ્ધતિ અનુસાર એ ભંડારોની ફેરિસ્ત તૈયાર કરાવી છપાવવી. કાશીવિદ્યાસુધાનિધિ, ચોખમ્બા સંસ્કૃત ગ્રંથાવલિ, આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિ, Bibliotheca Indica, Howard Oriental Series, Pali Text Society Publications, Oriental Translation Fund Publications આદિ યોજનાઓ જેવી અનેક ગ્રંથપ્રસિદ્ધ માટે યોજના ઉભી કરી જૈન ગ્રંથો છપાવવા અને મુખ્ય મુખ્ય ગ્રંથોના ગુજરાતી, અંગ્રેજી કે જર્મનમાં ભાષાંતર પ્રગટ કરવા.

ચાઇલ્ડર્સના પાલી કોષ કે રોથ ને બોથલિંકના સંસ્કૃત કોષ જેવો વિસ્તીર્ણ જૈન સાહિત્ય અને ધર્મને લગતો કોષ પ્રગટ કરવો. આ કોષમાં સંસ્કૃત તેમજ પ્રાકૃત બન્ને ભાષાના શબ્દોનો સમાવેશ કરવો.

ડા૦ પિશેલના સુવિખ્યાત પ્રાકૃત વ્યાકરણનું ગુજરાતીમાં ભાષાંતર કરાવવું અથવા તેનો સરળ સંક્ષેપ પ્રસિદ્ધ કરવો.

બને તો ખ્રિસ્તીઓની Biblical Encyclopædia જેવી ગ્રંથમાળા જૈન મત, જૈન ક્રિયા, જૈન દર્શન, જૈન ઇતિહાસ, જૈન સાહિત્ય, જૈન મંદિરો આદિ પરત્વે પ્રસિદ્ધ કરવી. જૈન દર્શન અને જૈન સાહિત્ય વિષે તો અવશ્ય ગ્રંથો છપાવવા.

ગ્રંથો છપાવવાથી જૈન મતાનુયાયીઓમાં તે ગ્રંથો વાંચવાની ઉત્કંઠા થશે. પ્રાચીન ગૌરવાન્વિત શાસનગ્રંથો તેમની શ્રદ્ધા દૃઢ કરશે અને અજ્ઞાનથી કદાચ જૈન મત દૂષિત થયલો લાગશે તો જ્ઞાનના પ્રકાશથી તે દૂષણો તેઓ દૂર કરવા મથશે. પરધર્મીઓ પણ આ ગ્રંથો વાંચી જૈનમતના સનાતન સત્યો સ્વીકારશે અને હોપકીન્સ જેવા પાસે ઉપેક્ષા પામવાને બદલે જૈનધર્મ જગતમાં સન્માન પામશે.

પાશ્ચાત્ય પ્રજા સાથેના સંબંધ પછી આપણી વિચારશ્રેણિ બદલાઇ છે; યુરોપમાં પ્રાપ્ત થયલાં સત્યોની નજરે આપણાં પરંપરાગત સત્યો તપાસવાની આપણને ફરજ પડી છે. આવા વખતમાં જૈનધર્મના સિદ્ધાંતો હાલની વૃત્તિને સંતોષે એવા રૂપમાં પ્રગટ થવાની અગત્ય જૈન ભાઇઓ સ્વીકારશેજ. અગત્ય અને પાશ્ચાત્ય વિચારણાના મુકાબલાથી કેટલાક સિદ્ધાંતોને સમર્થન મળશે અને શ્રાવકોની ધર્મભાવના જ્વલંત રહેશે.

સરકાર તરફથી પ્રાચીન મંદિરો, સ્તૂપો, વિહારો, લેણિઓ, તામ્રશાસન, શિલાલેખ આદિ સંબંધે રીપોર્ટો, સચિત્ર ગ્રંથો પ્રસિદ્ધ થાય છે તેવા ગ્રંથો જૈન પ્રતિમાઓ, મંદિરો, તીર્થો, વગેરે વિષે છપાય તો અનેકધા લાભ થવાનો સંભવ છે. ધર્મનું પ્રાચીન ગૌરવ જોઇ આજના શ્રાવકો વિશેષ ધાર્મિક થશે, પ્રતિમા વિધાનનું સૌંદર્ય અને તેજ નવી ઘડાતી પ્રતિમાઓમા વિધાયકો લાવી શકશે, અને જીર્ણોદ્ધાર કરવાની શાસ્ત્રોક્ત ફરજ અદા કરવાનું સુલભ થશે.

ગ્રંથભંડારો સંબંધી રીપોર્ટ પ્રગટ કરવાની જેટલી જરૂર છે તેટલીજ જરૂર મંદિરો, વિહારો અને તીર્થો સંબંધી રીપોર્ટ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવાની છે.

હિંદુસ્તાનના લોકોએ ઇતિહાસ લખ્યો નથી એવી કડવી ફરિયાદ યુરોપીયનો તરફથી વારંવાર થાય છે. પણ આ ફરિયાદ જૈન ભાઇઓને લાગુ પડતી નથી. તેમણે ચરિત્રો અને ઇતિહાસ લખી હિંદુસ્તાનના, મુખ્યત્વે ગુજરાતના ઇતિહાસના અનેક પ્રકરણો લખવા આપણને સમર્થ કર્યા છે. ઇતિહાસ મનુષ્યનું આત્મગૌરવ વધારે છે, આત્મશ્રદ્ધા ઉત્તેજે છે અને સ્વદેશાભિમાન પોષે છે. ગ્રંથ, શિલાલેખ અને

માટે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના મેમ્બર સાહેબો તથા વાચકવર્ગ ક્ષમા કરશે એવો તેઓ સાહેબનો ભરોસો છે.

તમામ ધર્મોમાં અહિંસ ધર્મને ઘણું જ અગત્યનું પદ આપવામાં આવે છે, તેથી સહુ કોઇએ તે પ્રમાણે અહિંસા ધર્મ બરાબર પાળવો જોઇએ એ આવશ્યક હોવાથી અહિંસાનો અર્થ યોગ્ય રીતે સમજવો જોઇએ એ પણ એટલુંજ આવશ્યક ઠરે છે, અને તેનો હાલ જે અર્થ સામાન્ય રીતે કરવામાં આવતો જણાય છે તે મ્હને માંકડો જણાયાથી ખરો અર્થ કેવો કરવો જોઇએ તે બતાવવા અહીં પ્રયાસ કરેલ છે. આમ કરતા ધર્યા કરતા વિસ્તાર વધારે થયો છે તે માટે વાચકવર્ગ ક્ષમા કરશે એવો ભરોસો છે

ગંકરપ્રસાદ નવલશંકર ધોલકીયા, બી એ, એલ. એલ બી

---

## (રા. રા. રણજીતરામ વાવાભાઇ તરફથી આવેલો લેખ.)

### ટુંક છૂટક.

જૈન ધર્મ પ્રસારક સભા જેવી સંસ્થાનું કર્તવ્ય શું હોવું જોઇએ? જૈન ધર્મ અને ત્હેના અનુયાયીઓ સંબંધી જેટલા વિવિધ દૃષ્ટિબિંદુઓથી વિવેચન કરી શકાય તેટલી રીતે ઉક્ત પ્રશ્નના ઉત્તર આપી શકાય.

આ મહાભાગ્ય કામ કરવા જોઇતાં જ્ઞાન અને શક્તિ આ લેખકમાં નથી એટલે યથામતિ યથશક્તિ છૂટી છવાઇ સૂચન એજ કરી તે વિરમશે.

જૈન ધર્મ પ્રદીપ્ત રાખવો ત્હેના સિદ્ધાન્તો સાધુઓ અને શ્રાવકો યથાર્થ સમજી જીવનમા વણી લે એવો પ્રદીપ્ત રાખવો એ આવી સંસ્થાનું મુખ્ય કર્તવ્ય. ધર્મને પ્રદીપ્ત રાખવા જૂના આગમો પ્રગટ કરવા અને જમાનાને અનુકૂળ નવા ગ્રંથો રચાવવા

જૈન ભંડારોમા સાધુઓના અવિરત પરિશ્રમે અને અનુપમ શારદાસેવનથી થયલો વિશાળ ગ્રંથસંગ્રહ મોજુદ છે ડા૦ પીટર્સન કે ડા૦ ભાંડારકરની પદ્ધતિ અનુસાર એ ભંડારોની ફેરિસ્ત તૈયાર કરાવી છપાવવી કાશીવિદ્યાસુધાનિધિ, ચોખમ્બા સંસ્કૃત ગ્રંથાવલિ, આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિ, Bibliotheca Indica, Howard Oriental Series, Pali Text Society Publications, Oriental Translation Fund Publications આદિ યોજનાઓ જેવી અનેક ગ્રંથપ્રસિદ્ધ માટે યોજના ઉભી કરી જૈન ગ્રંથો છપાવવા અને મુખ્ય મુખ્ય ગ્રંથોના ગુજરાતી, અંગ્રેજી કે જર્મનમા ભાષાંતર પ્રગટ કરવા.

આ ભૂતકાળ જેવોજ વર્તમાન અને ભવિષ્યકાળ પણ સમર્થ, ગૌરવાન્વિત, ઉત્સાહપ્રદ અને જ્યોતિર્મય થાય એવી તીવ્ર વાંછના જૈન ભાઈઓને થવી જોઇએ અને તે વાંછના સિધ્ધ થાય માટે ભગિરથ પ્રયત્નો તેમના તરફથી થવા જોઇએ.

પોતાના પ્રાચીન ધર્મ અને આજના જમાનાને અનુકુળ કેળવણી દરેકે દરેક જૈનને મળે એવો સંઘ તરફથી બંદોબસ્ત થવો જોઇએ. બૌધ્ધોના વિહારોમાં સાધુઓ દરેક ઉપાસકને શિક્ષણ આપતા અને આપે છે તેથી બ્રહ્મદેશ જેવી બૌધ્ધ ભૂમિમાં ભાગ્યેજ કોઇ અભણ મળી આવશે. જૈન સાધુઓની પણ આવીજ ફરજ હશે. આ રીતે જ્ઞાનનો ફેલાવો કરવાનું સુલભ પગલું જૈન સંઘ લેશે તો ધારેલો અર્થ સત્વર સિધ્ધ થશે. ધર્મનું શિક્ષણ સાધુઓ આપશે, સાથે સાથે સાયન્સનું શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા થઇ શકશે.

કીમીઓ અને વૈદકના અભ્યાસમાં જૈનના યતિઓ (ગોરજીઓ) રત રહે છે એ જાણીતી વાત છે. તે રસાયણ કે પદાર્થવિજ્ઞાન (Chemistry or Physics) ની પ્રયોગશાળાઓ પોતાના અપાસરામાં સ્થાપી પોતાના નવરાશના વખતમાં પ્રયોગો કરી પોતાના શિષ્યોને તેનું શિક્ષણ આપે તો વિજ્ઞાનમાં જૈન કોમ ઘણીજ આગળ વધે એટલુંજ નહી પણ અંગ્રેજ વગેરે પશ્ચિમ પ્રજાઓ સાથે હરિફાઇમાં પણ ફતેહમંદ થયા વિના નહી રહે.

આ ઉપરાંત સંઘ તરફથી વેપારી કેળવણી આપવાની અને આજે દુનિયાનો વેપાર કેવી રીતે ચાલે છે તેની માહિતી આપવાની જ્યાં જ્યાં જૈન વસ્તી હોય ત્યાં ત્યાં શાળાઓ કહાડવામાં આવે અથવા ફરતા શિક્ષકો નીમવામાં આવે તો થોડાજ વખતમાં જૈન કોમ પોતાના પ્રિય રોજગાર વેપારને માટે સમર્થ રીતે સાધનસંપન્ન થશે.

સાયન્સની કેળવણી લેવા વિષે અહીં વિસ્તારથી લખવાની જરૂર નથી. ભાવનગરમાં મળેલી જૈન પરિષદ્‌ના પ્રમુખે જૈન સિધ્ધાંતોના સમર્થનમાં સાયન્સની કુમક મેળવી હતી તેના ઉપરથીજ સાયન્સ શીખવું કેટલું અગત્યનું છે તે સમજાશે.

એક પાંખે પક્ષી ઉડી શકતું નથી તેમ સ્ત્રીઓ અભણ હોય તો પુરૂષોથી કાંઇ થઇ શકતું નથી એ સત્ય સમજી સ્ત્રીશિક્ષણ માટે જૈનસંઘ તરફથી સ્થળે સ્થળે ઘણા સ્તુત્ય પ્રયાસો થયા છે. આ વ્યવસ્થા મુજબ ફક્ત ધાર્મિક શિક્ષણ અપાય છે. મારી નમ્ર સૂચના એ છે કે સાથે સાથે સાયન્સનું પણ શિક્ષણ આપવું. માતાના દુધની સાથે જ્યારે સાયન્સનું જૈનબાળકો પાન કરશે ત્યારે જૈનોની જાહોજલાલી ઓરજ દીપી નીકળશે.

કેળવણીનો સર્વત્ર પ્રચાર થવાથી ધર્મને જ્યાં જ્યાં દૂષણો લાગ્યાં હશે તે દૂર કરવામાં આવશે. અંધશ્રદ્ધાને બદલે સિધ્ધાંતો યથાર્થ સમજવાથી હૃદય અને મન

સંતુષ્ટ થઈ પોતાના વ્યાપારમા અભિવૃદ્ધિ કરશે સાધુઓની નવનાડ પણ આયત્નના પ્રયોગો સમજવામા ઉપયોગી થવાથી સઘને તથા દેશને અને જ્ઞાતિને અગણિત લાભ થશે

સાધુઓએ સંસ્કૃત પ્રાકૃતનો અભ્યાસ કર્યો એટલુજ નહી પણ ઇંગ્રેજી અને જર્મનનો પણ ખાસ કરીને અભ્યાસ કરવો એ બાબત ખાસ ધ્યાનમા લેવા જેવી છે

કેળવણીને પ્રતાપે અજ્ઞાનાવસ્થામા ધર્મવિરુદ્ધ જે જે આચારો સંઘની જીવનચર્યામા પ્રવેશ પામ્યા હશે તે ટાળવા પ્રયત્નો થશે જૈન વિધિ પ્રમાણે લગ્ન હાલમાજ થવા માંડ્યા છે પ્રથમ જૈનોમા લગ્ન બ્રાહ્મણોની વિધિ પ્રમાણે થતા હતા, પણ જૈનશાસનથી તે વિધિ વિરુદ્ધ હોવાથી જૈનવિધિ અનુસાર લગ્ન કરવાની પ્રથા શરૂ થઈ છે આવા આવા સુધારા થાય એ અભિનંદનીય છે એથીજ સંઘની શક્તિ વધશે અને ધર્મભાવના જાગતી રહેશે પણ યાદ રાખવુ કે આવા સુધારા કરતા બ્રાહ્મણો કે બીજી કોમો સાથે તકરારનો વિરોધ નહિ થાય તેમ પણ તેઓ પણ જેવાજ ભારતવર્ષના સંતાન છે એ સત્યને સહુ સ્વીકારે જ્યારે મે સમજ્યું કે એ વાત વીસરશો નહી હિંદુસ્તાનનુ પ્રજાજીવન ખંડિત ન થાય એ નિરંતર લક્ષમા રાખજો

વેપારી જૈનોએ પોતાના ધર્મ અને વેપાર ઉપરાંત નજર જ ન નાખવી એ એમના જેવી પ્રતિભાશાળી કોમને માટે યોગ્ય નથી વેપાર અને રાજકીય બાબતોને નિકટ સંબંધ છે જૈનોએ પોતાથી બને તેટલો રાજ્યકીય વિષયોમા રસ લેવો એટલુજ નહીં પણ ભાગ સહુ લેવો નાહકની ચર્ચા થી નહી પણ પોતના હક્ક અને ફરજનુ યથાર્થ સ્વરૂપ સમજી તે જાળવવુ અને દેશના અભ્યુદય માટે રાજ્યકર્તા સાથે પ્રસંગાનુસાર મળીને અથવા હેમની ભલ લાગે તો સરકારને તે વાતને કહીને મથવુ સમેતશિખર માટે જેટલા આકાશ પાતાળ જૈનોએ ઉથલાવ્યા છે તેનાથી ઓછી ચળવળ—સંયોજના હિંદી વેપારને નડતી હરકતો દૂર કરવા કરી છે? પ્રતિરોધક કાયદાઓ રદ કરાવવા, ઉત્તેજક કાયદાઓ ઘડાવવા સંઘ કોઈ વખત મળ્યો હતો? જૂના મહાજનોને બદલે નવી ઢબની વેપારી ચેમ્બરો સ્થાપવા, માલ લઈ જવા લાવવા રેલ્વે, સ્ટીમર વગેરેની સગવડો ઉભી કરવા જૈનોએ પ્રયત્ન કીધુ છે? નવા જમાનાને રૂચતી પ્રજાશાસન (Democracy) ની ભાવના સંઘમા રોપવા જૈનો તરફથી પ્રયાસો થયા છે?

જેમ જૈનોના અણુએ અણુમા ધર્મ સ્ફુરી રહ્યો છે તેમ સ્વદેશાભિમાન સ્ફુરી રહે તો જૈનસંઘ ભારતવર્ષને અભ્યુદયને માર્ગ ચલાવવામા જબરી મદદ કરી શકશે

જૈન મંદિરોમા સરસ્વતીની મૂર્તિ હોય છે તેની સાથે દેશમૈયાની મૂર્તિ સ્થપાય અને ધર્મના સ્તોત્રોની સાથે દેશભક્તિ ગવાય તથા પાપોમા દેશદ્રોહની ગણ

ના. શ્રી ૯૪ જૈન [illegible] જીવન નવુ વર્ષ [illegible]

વૃદ્ધા વૃદ્ધા ગામોમાં સ્થપાયલી સભાઓનું ખાસ કર્તવ્ય જૈનસંઘમાં ચાલતા સાંસારિક અનર્થો દૂર કરવા પરત્વે પણ હોવું જોઇએ. કન્યાવિક્રય, બાળવિવાહ, અનેક પત્નીવિવાહ, કજોડાં વગેરે સમૂળગા નાબૂદ થવાં જોઈએ. સંઘમાં કેળવણી ફેલાવી, વ્યક્તિની ભાવના ઉન્નત કરી તે અનર્થો હતા ન હતા કરવા. જ્યાં લગી સંસાર સુધરશે નહીં ત્યાં લગી ધર્મની જ્યોત પણ પૂર્ણ રીતે પ્રકાશમાન થશે નહીં.

જૈનોના ધાર્મિક જીવન ઉપર જેટલું ધ્યાન અપાય છે તેટલુંજ તેમનું શરીરદ્રવ્ય હૃષ્ટપુષ્ટ થાય તે માટે અપાવું જોઇએ. અખાડા, કસરતશાળા, વિનોદાલયો આદિ સ્થાપી આ હેતુ સાધવો એ સંઘનું અગત્યનું કર્તવ્ય છે.

બ્રાહ્મણોના દેખાદેખી જૈનોમાં જ્ઞાતિસંસ્થા દાખલ થઇ છે તો જેમ બ્રાહ્મણ લગ્નવિધિને બદલે જૈન લગ્નવિધિ અંગીકાર કરવામાં આવે છે તેમ જ્ઞાતિસંસ્થા પણ કહાડી નાંખવા સંઘ તરફથી પ્રયાસો થશે એવી આશા છે. આવી રીતે ઐક્ય પામેલો જૈન સંઘ હિંદુસ્તાનનું ઉજ્જ્વળ ભવિષ્ય સત્વર આણવામાં સહાયભૂત થશે.

ધર્મની ભાવના પ્રદીપ્ત કરી, સાંસારિક અનર્થો દૂર કરી, ઐહિક સુખનાં સાધનો પ્રાપ્ત કરી, રાજ્યકીય પ્રવૃત્તિમાં સામીલ થઇ, જૈનોએ પોતાની કુટુમ્બભાવના ઉદાર અને ઉદાત્ત કરવા લક્ષ આપવું. એકપત્નીવ્રત અને એકપતિવ્રતની છાયામાં દેશભક્ત ધર્મવીર બાલકો ઉછેરવા અને કુટુમ્બજીવનની સુગંધિ સર્વત્ર ફેલાવવી. જીવનમાં રસ, આનંદ, ઉત્સાહ, તેજ, ઉષ્મા આગ્રહ, સાધુતા સંગ્રવા. અંગ્રેજીમાં જેને culture કહે છે તેને દરેક કુટુમ્બના જીવનમાં વણી લેવું. જીવનવ્યવહાર સૌંદર્યથી રસવો. લક્ષ્મી જેમના પર પ્રસન્ન છે એવા જૈનોને ત્યાં સુંદરતાનું યથાવિધિ પૂજન થાય તો પ્રાચીન કાળમાં પ્રતિમાઓ, મંદિરો આદિથી એ દેવી મહિમાવાન રહી હતી તેમ આ જમાનામાં પણ જીવનની આંતર સુંદરતાથી, તેમ રહેઠાણ, પોષાક વિગેરે ઉપસ્કરની બાહ્ય સુન્દરતાથી એ દેવીનો મહિમા અધિક ખીલશે.

જૈનોના ચારિત્ર્યમાં દીપી નીકળતો ગુણ એમની દાનવૃત્તિ છે. એ દાનવૃત્તિની સાક્ષી પૂરતા શિલાલેખો અને તામ્રપત્રો ભારતવર્ષમાં ઠેરઠેર મળી આવ્યા છે. આજ પણ એમની એ વૃત્તિથી ભવ્યમંદિરો બંધાતા જોઇએ છીએ અને પાંજરાપોળ વગેરેનો નિભાવ થતો આપણે જોઇએ છીએ.

જમાનો બદલાયો છે તેમ આ દાનવૃત્તિ પણ પલટાવી જોઇએ. ભલે મંદિરો બાંધવામાં અને પાંજરાપોળ જેવી સંસ્થાઓ નિભાવવામાં તહમારા દ્રવ્યનો વ્યય કરો, પણ જો મનુષ્યની વ્યાધિઓ મટાડવા ઇસ્પિતાલો સ્થાપશો, અનાથને ઉછેરવા અનાથાશ્રમો સ્થાપશો, અપંગોને કેળવવા અને ધંધે લગાડવા સંસ્થાઓ સ્થાપશો તોજ તમારૂં દાન પાત્રે થયું લેખાશે. આવી સંસ્થાઓ ઉપર તમારા સધુમ દીની દેખરેખ રહેશે તો વળી તેમનો ઉદ્ધાર ઓરજ થશે. ધર્માદા દવાખાનામાં પગારદાર દાક્તર વૈદોને બદલે દયાવીર યતિઓ હોય તો વ્યાધિગ્રસ્ત

મનુષ્યોને કેટલું બધું સુખ થાય? સાધુઓના પ્રભાવ નીચે ઉછરેલાં અનાથો અને અપંગો કેવાં ઉત્તમ થાય? એ સર્વ આશાઓ એ દિશામાં પ્રયાણ થવાથીજ પોતાનો પ્રભાવ દાખવી શકે.

જૈનોએ યાદ રાખવું કે જે દ્રવ્ય તેઓ કમાય છે તે ફક્ત જૈનો પાસેથી નથી કમાતા. બીજાઓના પરસેવાથી એ દ્રવ્યનો ઘણો ખરો હિસ્સો તેમને મળ્યો હોય છે. માટે એ દ્રવ્યનો ઉપયોગ ફક્ત જૈનશાસન અને સંઘને અર્થે કરવો તે અનુચિત છે. મીલોને લીધે શ્રીમંત થયલા શેઠીઆઓ ગણરના પાટાની ગાડીઓ દોડવે, મ્હોટા મ્હેલોમાં વસે, મંદિરો બંધાવે કે ત્હેમનો જીર્ણોદ્ધાર કરે, પાંજરાપોળો ચલાવે કે જૈન વિદ્યાર્થીઓને માટે વસતિગૃહ (Boarding houses) કહાડે તેથી ત્હેમની કમાણીનો પુરતો સદુપયોગ થયો એમ ન કહેવાય. કેમકે જે મજૂરોની મહેનતથી એ નિરર્ગલ દ્રવ્ય મળે છે તેનો થોડોક હિસ્સો ત્હેમના હિતાર્થે વાપરવાની ફરજ તેમની નથી? મજૂરોને રહેવાનાં સ્વચ્છ સગવડભર્યાં ઘરો, ભેળસેળ વગર તૈયાર કરેલો પૌષ્ટિક ખોરાક મેળવવાના રસોડા, ત્હેમના માનસિક અને આધ્યાત્મિક શ્રેયને માટે રાત્રિશાળાઓ, કથા, કીર્તનો, ત્હેમની મીલમાં કામ કરવાથી લથડતી તબીયત તંદુરસ્ત અને હૃષ્ટપુષ્ટ રહે માટે ઇસ્પિતાલો અને સેનેટેરિયમો, માલ બનાવવાની પદ્ધતિમાં સુધારા વધારા કરવાનું ત્હેમને સૂઝે તેટલા માટે ઉત્તેજન ને સાધન-વગેરે વગેરે સંબંધી જીવદયાપ્રતિપાળ જૈનો તરફથી શું થયું છે? યુરોપ અમેરિકાના ક્રોડાધિપતિઓનાં દાનાચરણોના ઉત્તમ અંશ જૈનદાનવૃત્તિ સ્વીકારશે?

બંદરો ઉપર કે શહેરને નાકે જે મહાજનવેરો લેવાય છે તે પાંજરાપોળો કે વૈષ્ણવી મહારાજોના નીભાવ માટે વાપરવાનો મહાજનને બીલકુલ હક્ક નથી. જે લોકો પાસેથી—અર્થાત્ Consumers (માલ વાપરનારા) પાસેથી એ નાણા ઉઘરાવવામાં આવેલાં હોવાથી તેમના હિતને માટે વાપરવા જોઇએ તેથી તેમને કેળવણી, આરોગ્ય આદિની સગવડો કરી આપવા દાનવીર જૈનો ઉચુક્ત થશે તો પોતાની દાનદયાવૃત્તિનો નવોજ પણ વર્ચસ્વી અનુભવ થશે

દયા બતાવતાં પણ ધ્યાનમાં રાખવું કે પોતાની દયાથી દયાપાત્ર જંતુ હમ્મેશ એવી સ્થિતિમાં ન રહે. દયાપાત્ર થઇ નિરંતર જૈન દાનવૃત્તિની અપેક્ષા રાખવી પડે તેના કરતાં ત્હેને એવી સ્થિતિ પ્રાપ્ત ન થાય એવી વ્યવસ્થા કરી આપવામાં પણ દયા અને દાનવૃત્તિને આચરણ માટે જોતો અવકાશ મળશે.

દાનશીલ જૈન કોમ તરફથી અનેક સંસ્થાઓ ચાલે છે તેના ઉપજ ખરચનો હીસાબ લોકો જાણે તેટલા સારૂ પ્રસિદ્ધ કરવાની અગત્ય પણ એ દાનવૃત્તિના શુભ ઉપયોગને અંગે લેખાવી જોઇએ

અગાઉના નગરશેઠો નાગરિક જનોની સેવા કરતા અને જ્યારે તેમને માથે સંકટ આવતા ત્યારે વ્હારે ચડતા, તેમ આજની મ્યુનિસિપાલિટિઓમાં વિરા-

જતા જૈનો પોતાના નગરના લોકોની તરેહ તરેહવાર સેવા કરી પોતાની દાનદયા વૃત્તિને ઉત્તમ રીતે સંતોષી શકશે.

ભિન્ન ભિન્ન સભાઓ દ્વારા—બલ્કે સમગ્ર સંઘ દ્વારા ઉક્ત ભાવનાઓ પોષાશે તો નિઃસંશય સંઘ પોતાનું, પોતાના દેશભાઇઓનું અને પોતાના સ્વદેશનું કલ્યાણ સાધશે.

ભારતવર્ષની ઉન્નતિ કરવા થતી વિવિધ પ્રવૃત્તિમાં રહેલું દારિદ્ર્ય ટાળવાનો પ્રશ્ન ઘણોજ મહત્ત્વનો છે. વેપાર અને ઉદ્યોગ હુન્નર ખીલવવાથીજ એ દરિદ્રતા દૂર થઇ શકશે. વેપારી જૈનોને પોતાના મનુષ્યબંધુઓ અને સ્વદેશની સેવા કરવાનો હાલ શુભ અને અમુલ્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે.

આશા છે કે એ પ્રસંગનો લાભ લઇ પોતાના ધર્મ અને સંઘની જીવન-પરંપરાના પ્રભાવ અને સંચિત શક્તિ વાપરશે. ચક્રેશ્વરી અને બીજી શાસનદેવીઓ જૈનોપર તુષ્ટમાન થાઓ અને તેઓનાં પ્રતાપે આ પરાસ્ત દેશનો અનેકધા ઉદ્ધાર કરવા જૈનો સમર્થ થાઓ.

રણજીતરામ વાવાભાઇ બી. એ.

---

## (અમદાવાદ બન્ધુસમાજ તરફથી).

## ગુજરાતી માસિકો

જેમ જેમ જ્ઞાનનો પ્રચાર થતો જાય છે, કેલવણીના લાભ સમજાતા જાય છે, પાશ્ચાત્ય ઇતિહાસનું અધ્યયન થતું જાય છે, અને એકપ્રજાત્વની સાથે પારલૌકિક તેમજ ઐહિક ઉન્નતિ કરવા વધારે ઉત્સુકતા થતી જાય છે, તેમ તેમ પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકોનો પ્રચાર વધતો જાય છે એ આપણે જોઇએ છીએ. ઇંગ્લાન્ડ, અમેરિકા કે અન્ય દેશોમા પ્રસિદ્ધ થતા વર્તમાનપત્રોની સંખ્યા અને સ્થિતિ સાથે સરખાવતા ગુજરાતના વર્તમાનપત્રો—માસિકો ગણ્યાગાંઠ્યાજ છે અથવા તો નથી એમ કહીયે તો અતિશયોક્તિ નથી. આમ છતા માસિકોની વધતી જતી સંખ્યા ઉપરથી લોકવૃત્તિ એ તરફ જવા માંડી છે એમ સ્પષ્ટ સમજાશે.

આપણા દેશમાં પુસ્તકો હતાં પરંતુ માસિકો મુદ્રાલયને અભાવે અસ્તિત્વમાં આવ્યા નહોતાં. છાપવાની કળાના પ્રચાર સાથે વર્તમાનપત્રો—માસિકો નીકળવા માડ્યાં. બંગાળા આપણી પૂર્વમાં છે અને પૂર્વમા સૂર્યોદય વેલોજ થાય એ ન્યાયે ત્યા વર્તમાનપત્રો માસિકો વ્હેલા નીકળવા માંડ્યા હતાં. મુંબાઇ ઇલાકામાં દેશીને હાથે ચાલતાં કેવળ ઇંગ્રેજીપત્રો ખોળ્યાં જડતાં નથી ત્યારે બંગાળામાં, મદ્રાસમાં, પંજાબમાં એક નહિ પણ અનેક દૈનિક, સાપ્તાહિક અને માસિક પત્રો તમામ ઇંગ્રેજી ભાષામા દેશી બન્ધુઓના તંત્રીપણા નીચે નીકળે છે. આપણું ગુજરાત હમેશાં દરેક

પ્રવૃત્તિમાં પાછળથીજ જાગતું આવ્યું છે ને માસિકોના સંબંધમાં પણ એમજ છે. ગુજરાતના માસિકોના ઉદ્ભવ તરફ જોતાં બીજી એક વાત લક્ષમાં લેવા લાયક એ છે કે માસિકોની શરૂઆત કરનાર આપણા પારસી ભાઇઓજ છે. ગુજરાતમાં આવી વસેલી આ પારસી કોમે ગુજરાત ઉપર ઓછો ઉપકાર કર્યો નથી. "પારસી ભાઇઓએ ગુજરાતી ભાષા માટે શું કર્યું છે" એ અન્ય પ્રસંગે જણાવીશ.

હાલ તો એટલુંજ કહેવું પડશે કે, આપણા આ સાહસિક ભાઈઓના ઉત્સાહના પરિણામેજ વર્તમાનપત્રો વાંચની પ્રજા ઉત્પન્ન થઇ છે. હાલમાં નીકળતાં ગુજરાતી દૈનિક પત્રો પણ પારસી કોમ તરફથીજ નીકળે છે, અને માસિકની શરૂઆત પણ મુંબાઇમાં પારસી ભાઇઓએજ કરી હતી. ઇ. સ. ૧૮૪૭–૪૮ માં જ્ઞાન પ્રસારક મંડળી તરફથી એક માસિક શરૂ થયું હતું; એ માસિકમાં ઘણું ખરૂં ઇંગ્રેજી નવલકથા, સાયન્સના તરજુમા તેમજ મુખ્ય મુખ્ય સ્થળોના વર્ણન ઉપરાંત કેલવણીના લાભ, બાળલગ્નના ગેરફાયદા વગેરેના નિબંધ આવતા. આ માસિકોની જુની ફાઇલો જોતાં કેટલીક વેળા ચિત્રો પણ દૃષ્ટિગોચર થાય છે. એ માસિક પછી અમદાવાદમાં બુદ્ધિપ્રકાશ અને મુંબાઇમાં સ્ત્રીબોધ નીકળવા માંડયું. બુદ્ધિવર્ધક સભા તરફથી બુદ્ધિવર્ધક ગ્રન્થ શ્રેયઃસાધક મંડળની સદુપદેશ શ્રેણીની માફક, વખતો વખત નીકળતા અને તેમાં તેમજ ઉક્ત પારસી માસિકમાં માન્યવર દાદાભાઇ નવરોજજી વગેરે લેખો લખતા હતા. આ માસિકોમાં સ્ત્રીબોધ અને બુદ્ધિપ્રકાશ અસ્તિત્વમા છે અને એ બન્ને પત્રો દીર્ઘાયુ થઇ ગુજરાતની ભવિષ્યની પ્રજાની રગે રગમા પોતાના જ્ઞાન અને અનુભવનું વહન કરાવે એજ ઇચ્છા છે.

"બુદ્ધિપ્રકાશ હવે ઘરડું થયું, સ્ત્રીબોધમા કાંઇ નથી આવતુ" એવા ઉદ્ગાર કોઇ કોઇ સ્થળેથી આવે છે, પરન્તુ જે સમયે ગુજરાતમા તિમિર પ્રસરેલું હતું તે સમયે એ બન્ને પત્રોએ પુરૂષ તેમજ સ્ત્રી વર્ગને ઉન્નત કરવાનું કાર્ય માથે લીધું હતું અને તેમા તે ઘણે અંશે ફલિભૂત થયા હતાં.

જ્યારે હાલમા કેટલાક માસિકો એક ધંધાને અંગે—રોજગારને અર્થે ઉદરનિર્વાહ માટે પ્રસિદ્ધ કરવામા આવે છે ત્યારે એ બન્ને માસિકો આવા, હલકા વિચારોથી કાઢવામાં નહોતાં આવ્યાં એવો હલકો ઉદ્દેશ ન હોવાને લીધેજ એ બન્ને પત્રોએ સારી ખ્યાતિ મેળવી છે. ઉદરનિર્વાહ અર્થે નાકળતા માસિકોનાં જીવન સામાન્ય રીતે ટુંકા હોય છે કારણ કે આવાં માસિકો નિષ્પક્ષપાત રીતે પોતાની ફરજ બજાવી શકતા નથી; લોકોને ઉન્નત થવાનો માર્ગ સ્નેહથી પણ નિડરપણે દર્શાવી શકતા નથી. લોકોનેજ ખુશી રાખવાનો ઉદ્દેશ હોવાથી–પૈસા વધારે મળે એજ ઉદ્દેશ હોવાથી તેમને ઉન્નત કેમ કરવા તે વિસરી જાય છે ગુજરાતમાં પ્રથમ માસિકોનો આશય મહાન હતો અને તેને પરિણામે માસિકોની તુલના થવા માંડી હતી.

"બુદ્ધિપ્રકાશ"નો લોકોમા સામાન્યતઃ કેલવણી પ્રત્યે અભિરૂચિ ઉત્પન્ન કરાવી બુદ્ધિના વિકાશનો આશય હતો ત્યારે "સ્ત્રીબોધ"નો હેતુ પુરૂષનું મૂલ અંગ

ઓની ઉન્નતિ કરવાનો હતો. આ પછી માસિકોના વર્ગ વધતા ગયા. અન્ય વિષયો કરતાં અમુકજ તરેહના વિચારો વધારે ફેલાય તો ઠીક એવો નિર્ણય કેટલાક પાર પાડવા માટે માસિક સારૂં સાધન છે એમ માની માસિકો નીકળવા મંડયા. આ વર્ગમાં રાજકીય, સામાજીક, ધાર્મિક વિચારોને વિસ્તૃત કરવા માટે તેમજ કેળવણી અર્થે નીકળતાં માસિકોનો સમાવેશ થાય છે. આપણા આર્યાવર્તમા અસલથીજ ઐહિક ઉન્નતિ કરતાં પારલૌકિક ઉન્નતિ માટેના પ્રયાસ એટલા બધા થયા છે કે જન્મથીજ આપણામા ઐહિક ઉન્નતિ ઉપર મોહ સ્વાભાવિક રીતે અન્ય પ્રજાઓની સાથે સરખાવતાં ઓછો હોય છે. આને પરિણામે આપણામા કેટલોક સમય રાજકીય ચર્ચા—સ્વતંત્ર ચર્ચા ઉદ્ભવીજ નથી અને એને લીધેજ રાજકીય વિષય ચર્ચના માસિક હતાજ નહિ. ગુજરાતમા રાજકીય વિષય ચર્ચતુ માસિક 'વસન્ત'જ છે. આ સ્થળે હાલમા પ્રસિદ્ધ થતા માસિકોના ગુણદોષ દર્શાવવાનો વિચાર ન હોવાથી એ સબંધી કાંઈ પણ વિવેચન કરવું યોગ્ય ધાર્યું નથી. નવા યુગ—નવા વિચારોના આંદોલનો એટલા તો ઝડપથી ખખડાવાં લાગ્યાં છે કે ટુંક સમયમા વર્તમાનપત્રોની માફક માસિકો પણ રાજકીય વિષયોથી ભરપૂર થશે અને એવા માસિકોની દેશની સામાન્ય સ્થિતિ જોતા જરૂર છે, એમ કહેવા વિના ચાલે એમ નથી. Indian Social Reform જેવા કેવળ સામાજીક—સાંસારિક ઉન્નતિ અર્થે એટલે સમાજના અમુક બધારણો—રીતરિવાજો સુધારવાને અર્થે આપણા ગુજરાતમા માસિકો નીકળતા નથી એ વાત ખરી છે છતા લગભગ બધા માસિકોમા સંસારસુધારના પ્રશ્નો વાર્તા, નિબંધ, સંવાદ કે પદ્ય રૂપે ચર્ચાય છે અને એની અસર જનસમાજ ઉપર થાય છે પણ ખરી. આમ છતા કેવળ સામાજીક— એટલે સાંસારિક સુધારણા અર્થે સારા માસિકની ખોટ છે. આ સ્થળે કહેવુ જોઈયે કે આપણા એક મહત્વના ગણાતા જુદી જુદી જ્ઞાતિ તરફથી નીકળતા માસિક સારું છે. જ્ઞાતિઓની ઉન્નતિ અર્થે જો કાંઈપણ કોમે પ્રશંસનીય કર્યું કર્યું હોય તો તે જૈન કોમ છે. જૈનધર્મપ્રકાશ, જૈનહિતેચ્છુ, સનાતન જૈન, આત્માનંદ પ્રકાશ આદિ માસિકો ગુજરાતમા બહુ સારૂ કામ કરે છે, એટલુજ નહિ પણ જૈન કોન્ફરન્સ, જૈન બોર્ડીંગ, જૈન સ્કુલ વગેરે દ્વારા સંસારસુધારો મજબુત પાયા ઉપર મુકે છે. એમનેજ પગલે ચાલી વૈશ્ય, બ્રાહ્મણ, કપોળ, ભાટીયા, ક્ષત્રિય, નાગરોએ પણ સ્વજ્ઞાતિના હિતાર્થ માસિકો કાઢવા માંડયા છે. અમૂક સંસ્થા સારી છે કે ખોટી તે માત્ર પરિણામેજ જણાય છે, છતા કહેવાની જરૂર નથી કે શુદ્ધ હેતુથી થતા દરેક પ્રયત્નો સન્માનીય છે અને આવા જ્ઞાતિ તરફથી નીકળતા માસિકો ન્હાનું સુનું કાર્ય કરતા નથી. ન્હાની ન્હાના જ્ઞાતિઓની સંસ્થા અને તેમના પત્રોથી Cosmopolitan સર્વદેશીય વૃત્તિ જતી રહી સંકુચિત વૃત્તિ થશે એમ કેટલાકનુ માનવુ છે, પરન્તુ એક વ્યક્તિ કે એક જ્ઞાતિની ઉન્નતિ થશે તો સામાન્ય જનસમાજની ઉન્નતિ થતા જરા પણ વાર નહિ લાગે. ધર્મના અમુક સિદ્ધાન્તોના પ્રતિપાદન અર્થે માસિકોની ગુજરાતમા ખોટ નથી. "આર્ય ધર્મ પ્રકાશ" "સુન્દરી,"

સાથે પોતાનો અનુભવ પત્રદ્વારા જણાવી શારીરિક વિદ્યાને જેમ બને તેમ વિશાળતાથી ખિલવવા પ્રયત્ન કરતા આવ્યા છે. એવાજ જનસમાજના હિતર્થે જીવન ગાળનારાની આપણે ત્યાં જરૂર નથી? આનંદ અર્થે ગુજરાતમાં માસિકો નીકળતાં હોય તો તે પણ પારસી ભાઇઓ તરફથીજ નીકળે છે. ફુરસદ, ગપસપ, નવરાશ વગેરે પત્રોમાં આનંદજન્ય વાર્તા, ટુચકા અને ફકરા આપી પ્રવૃત્તિથી કલાન્ત થયેલા મગજને શાન્તિ કરે છે. ગુજરાતમાં પારસી ભાઇઓ જે Humour આનંદ આપી શકે છે તે બીજા આપી શકતા નથી. પારસી ભાઇઓની વાર્તાઓ–રમુજી ફકરાઓ ઘણે અંશે ભાષા નીરસ હોય છે છતાં તે અંગ્રેજીનો એવી રીતે અનુવાદ કરી શકે છે કે આપણને અનુવાદ કેટલીક વેળા લાગતા નથી. એમની કાચી ભાષામાં મીઠાશ હોય અથવા અંદર કાંઇ હોય પરન્તુ વાંચનારને આનંદ પડે છે એ વાત નિઃસંદેહ છે. નવરાશની વેળા વાંચી મનને આનંદ આપે એવાં તેમજ રમતગમતના ઉત્તેજન અર્થે ગુજરાતમાં હિંદુ મુસલમાન વર્ગ માટે સારા માસિકની મ્હોટી ખોટ છે.

વિષયવાર વિભાગને બદલે કેટલાક વ્યક્તિવિભાગ કરે છે; એ વ્યક્તિવિભાગ પ્રમાણે માસિકો ચાર જાતનાં જોઇએ. બાલકોને માટે, યુવાનને માટે. સ્ત્રીઓ માટે અને વૃદ્ધ માટે.

જૂના કાળમાં ન્હાનાં બાલકો રાત્રિએ પોળના ઘરના ઓટલા ઉપર બેસી માબાપ અથવા પોળના વૃદ્ધ માણસો પાસે રમતાં અને વૃદ્ધો પોતાના અનુભવ વાર્તારૂપે સમજાવી બાલકોને અપૂર્વ જ્ઞાન આપતાં. આ રીવાજ નાબૂદ થતો ગયો છે અને આને લીધે કથાવિનોદ–લોકકથાનો લોપ થતો ગયો છે. ઓટલે બેસવું, વડિલો સાથે વખત ગાળવો એ વખતનો દુરૂપયોગ મનાય છે. આમ હોવાથી ન્હાનાં બાલકો—પ્રાથમિક કેળવણી લેતાં બાળકો માટેનાં માસિકોની આવશ્યકતા છે. બંગાળામાં આવાં માસિક નીકળે છે; મરાઠીમા 'આનંદ" અને "બાળબોધ" નામના માસિક નીકળે છે પરન્તુ ગુજરાતમાં આમાનું કાંઇ નથી. ઇંગ્લાંડ–જર્મની–અમેરિકામાં બાલકો માટે જીસસક્રાઇસ્ટનાં ચરિત્રોને ચિત્રરૂપ બનાવી, નેલસન, નેપોલીઅન, ક્રામવેલ, વાશીંગટન જેવા મહાન નરોના બાળ વૃત્તાંતોનાં પુસ્તકો, માસિકો જોઇએ એટલાં હોય છે, ત્યારે આપણા ગુજરાતમાં એમાનું કાઇજ નથી. બાલકો માટે સરળ જીવનચરિત્રો, બોધદાયક રસિક વાર્તાઓ, દુનિયાનાં જાણીતાં સ્થળોનાં વર્ણનો વિગેરેથી પરિપૂર્ણ માસિક હોવા જોઇએ.

યુવાનો માટે પણ એમની મહેચ્છાઓ સતેજ કરે–આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરે–દઢ સંકલ્પવૃત્તિ જાગૃત કરે એવા માસિકો કયાં છે? હાલમાં યુવાનોને માટે એકાદ બે માસિકો નીકળે છે અને આશા છે કે ઉત્સાહી જનની સાહાયથી એના કાર્યમાં ફળિભૂત થશે, પરન્તુ સામાન્યતઃ આવા માસિક ગુજરાતમા હોવાની જરૂર છે. " સદા સંસારમાં સુખદુઃખ સરખાં માની લઇએ" "કાયા કડેવર કારમો છે જીંદગીનો ગાડયો" એવા વિચારો કેટલીક વખત મનઃશાન્તિ ઉત્પન્ન કરે છે એ વાત ખરી,

પરન્તુ યુવાનોને હાલના સમયમા નિરૂત્સાહી બનાવે એવા લેખો, એવા પુસ્તકો વંચાવવાને બદલે ઉત્સાહી બનાવે એવા લેખો, પુસ્તકો આપવા જોઇએ અને એમ્વા માટે એવાજ માસિકો થવા જોઇએ, જેથી યુવાનોનુ ચઢતુ લોહી સ્વજાતની-સ્વજ્ઞાતિની-સ્વદેશની ઉન્નતિ કરવા હિમત ધરે સ્ત્રીઓ માટે-સ્ત્રીઓનીજ સર્વ રીતે ઉન્નતિ કરવા અર્થે માસિક નીકળે છે અને એ માસિક ઇષ્ટપ્રાયે હેતુ આગાય પાર પાડવા સશક્ત થયુ છે છતા બીજા દેશોની સરખામણી કરતા કાઇજ નથી પતિએ પત્ની તરફ કેમ વર્તવુ, પત્નીએ પતિ સાથે કેમ વર્તવુ, છોકરા કેવી રીતે કેળવવા વગેરે વિષયો ઓછા જરૂરના નથી પણ તે સાથે જનસમાજની શી સ્થિતિ છે? દેશમા સામાજીક, રાજકીય કે ધાર્મિક શી પ્રવૃત્તિ ચાલી રહી છે? ઇગ્લાંડ અમેરિકા કે જાપાનમા સ્ત્રીવર્ગ કેટલી ઉન્નત સ્થિતિએ પહોચ્યો છે? દેશના સત્યપણ ધારણ શા છે? ધર્મને મ્હાને હજારો રૂપીઆ ખરચતા છતા દેશમા દરિદ્રતા, રોગ કેમ વધે છે ત્હેનુ જ્ઞાન કરાવનાર કેટલા માસિક છે? ગૃહનો વારો સુધારી બહાર ની શી ફરજો છે તે સમજાવવાની જરૂર નથી? એક માસિક આ કાર્ય સારી રીતે કરી શકે એમ છે અને માસિકો કાઢનારની ફરજ માસિક કાઢી રહ્યે પુરી થતી નથી, પરન્તુ તે હેતુ કેટલે દરજ્જે પાર પડ્યા અને કેવી રીતે પાર પાડવા તે પણ જાણવાની જરૂર છે

વૃધ્ધો માટે ગુજરાતમા એક પણ માસિક નથી સામાન્ય રીતે વૃધ્ધોએ હરિભજન કરવુ એજ શ્રેયસ્કર મનાય છે અને અમે પણ એજ શ્રેયસ્કર માનીયે છીએ પરન્તુ હાલમા તો આપણા વૃદ્ધજનો માતા મહાદેવ જઇ આવ્યા-એ માત્ર ફેરવી એમાજ કર્તવ્ય પુરૂ થયુ માને છે નોકરીઆત લોકો પેનશન લઇ સુધરેલી નિન્દામા વખત ગાળે છે ત્યારે અન્ય કોમના ઘ ધાર્થ વૃધ્ધો કાનો રાતે હરિકથામા અથવા ઘરની લડવાડમા-ન્યાતજાતની કુથલીમાજ કાળ વ્યતીત કરે છે પેનશનરો તેમજ વૃધ્ધો નવરાશનો વખત જનસમાજના હિત માટે કેવી રીતે ગાળી શકે એમ છે અને ઇશ્વર પ્રીતિ ભજનવૃત્તિ ઉત્પન્ન કરાવવા ત્હેમણે શુ શુ કરવુ જોઇએ તે કોણ સમજાવે છે? આ ઉદ્દેશથી ધર્મના સંસ્કારો સારી રીતે ઠસે અને દેશના તેમજ જ્ઞાતિ વગેરેના હિત અર્થે સૂચના આપે તેવા માસિકોની જરૂર નથી?

માસિકોના રૂપ માટે-બાહ્યાકૃતિ માટે કાઇક કહેવાની જરૂર છે ગુણાઃ પૂજાસ્થાન ગુણિષુ ન ચ લિંગ ન ચ વયઃ એ ખરૂ, પરન્તુ બ્હારની શોભા-આડંબર નહિ પણ ચારૂતા કોને પ્રિય નહિ હોય-કોને આકર્ષક નહિ લાગે? એક પુરૂષ વા સ્ત્રી ગુણમા ઉત્તમ હોય છતા બહારથી સુઘડ ન હોય તો ત્હેની સાથે વાત કરવી પણ નથી ગમતી, તેજ પ્રમાણે બાહ્યાકૃતિ એ માસિકની કિંમતમા ઓછો વધારો કરતી નથી ગમે એવા કાગળ, ગમે એવા ટાઇપ, લીટીએ લીટીએ ભૂલ અને દેખીને સુગ આવે એવુ પુઠુ હોય પછી એમા મહાન લેખકોના અમૂલ્ય લેખો હોય તો પણ આકર્ષક નથી થતુ આની સાથે એટલુ પણ કહેવાની જરૂર છે કે માત્ર બાહ્ય કૃતિજ સારી હોય અને અંદર કાઇ ન હોય એવા માસિકો પણ આકર્ષક નથી થઇ પડતા

માસિકના કદને માટે પણ કેટલુંક લક્ષમાં લેવાનું છે. ત્રણ ફોર્મનાં માસિક હાલમાં ફેશનમાં છે. પ્રચાર બહુ ન હોવાથી અથવા એવાંજ કાંઇ કારણોથી સાધારણ રીતે કદ બહુ રાખી શકાતું નથી એ વાત ખરી, પરન્તુ પારસી બન્ધુઓનાં માસિકો દલદાર હોય છે ત્યારે બીજાં માસિકો દલદાર કેમ હોઇ ન શકે? ઇન્ડીઅન રીવ્યુ, મોડર્ન રીવ્યુ કે ઇસ્ટ એન્ડ વેસ્ટ જેવું દલદાર ગુજરાતી માસિક નીકળે તો ગુજરાતમાં ખપે નહિ? ઇંગ્રેજી માસિકોનું ક્ષેત્ર વિશાળ હોય છે જ્યારે ગુજરાતી માસિકનું ક્ષેત્ર વિશાળ નથી એ ક્દચિદ સાચી છે ખરી, છતાં જો માસિક સારૂંજ હોય તો દલદાર માસિકને માટે જગા નથી એમ માનતાં સંકોચ થાય છે ઇસ્ટ એન્ડ વેસ્ટ, મોડર્ન રીવ્યુ, સ્ટ્રેન્ડ મૅગેઝીન વગેરે માસિકો લેનારને દળદાર માસિક ભારે પડે એમ અમારૂં ધારવું નથી. ગુજરાતમાં સર્વદેશીય અથવા અમુક આશયવાળા દલદાર માસિકોની જરૂર છે. માસિકના કદ અને રૂપની સાથે કિમતને સંબંધ છે. ઇંગ્રેજી માસિકોનો પ્રચાર બ્હોળો થઇ શકતો હોવાથી તે માસિકોની કિમત ઓછી રાખવી પોસાય છે જ્યારે ગુજરાતી માસિકોમાં એવી અનુકૂળતા ન હોવાથી બની શકતું નથી. આમ છતાં કિમત માસિકના ગુણ, રૂપ અને કદના પ્રમાણમાં રાખવામાં આવે તોજ ત્હેનો બ્હોળો પ્રચાર થવા સંભવ છે. બે કે ત્રણ ફોર્માના માસિકના પછી રૂપ અથવા ગુણમાં ગમે તેવું સારૂં હોય છતાં ત્રણ ચાર રૂપીઆ લવાજમ રાખવામાં આવે તો પછી વાચકવર્ગ ખરીદવા શી રીતે લલચાય? રૂપીએ સવા રૂપીએ એવાંજ માસિકો મળી શકતાં હોય તો પછી ત્રણ ચાર રૂપીઆ કોણ ખરચે? આટલાજ માટે કિમત રાખતાં પહેલાં બહુ વિચાર કરવાનો છે. આપણા પારસીભાઇઓ માસિકની કિમત વધારે રાખે છે ખરા, પણ માસિકનાં કદ તેમજ રૂપ ઓછાં આકર્ષક નથી રાખતા.

ગુજરાતના માસિકોમા અનિયમિતતાનો સામાન્ય દોષ છે. માસિક એટલે ગમે તે મહિનાની ગમે તે તારીખે નીકળી શકે એવી માન્યતા થઇ ગઇ છે. ઇસ્ટ એન્ડ વેસ્ટ, ઇન્ડીઅન રીવ્યુ વગેરે માસિકો મહિનાની પેલી તારીખે આપણા હાથમાં આવે છે જ્યારે ગુજરાતી માસિકો અતિશય અનિયમિત હોય છે જુનનું માસિક ઓગસ્ટમાં નીકળે અને કાર્તિકનું માસિક માહમાં મળે. આ ગુજરાતી માસિકોની અનિયમિતતાનાં કારણોમાં પ્રેસના વાંક ઉપરાંત તંત્રીઓનું લક્ષ ઘણે ભાગે માસિકો ઉપર પૂરતું ન હોવાનું પણ કારણ છે. માસિકોની ઉપયોગીતા વધારવા માટે નિયમિતતાની મુખ્ય જરૂર છે.

માસિકોમાં કવિતા જોઇએજ એવો કાંઇ પ્રથા પડી ગયો છે. હવે આ કેટલે દરજ્જે જરૂરનું છે એ જનસમાજની રૂચિ સમજ્યા વિના કહેવાય એમ નથી, પરન્તુ માસિકના તંત્રીએ કવિતા બંધ કરી પ્રયોગ કરી જોવાની જરૂર છે. કવિતા હૃદયને અલૌકિક આનંદ આપે છે એ વાત ખરી, પરન્તુ કવિતા પ્રત્યેક અંકમાં જોઇએજ એ વિચાર વખાણવા લાયક નથી. કવિતા કેવી હોવી જોઇએ એ સંબંધે હાલમાં ભિન્ન

ભિન્ન મત છે અને કેટલાક માસિકોની કવિતા વાચકવર્ગ નજરે પણ નહિ જોતા હોય એમ લાગે છે  આમ વસ્તુસ્થિતિ છે ત્યારે પ્રત્યેક અંકમા કવિતા હોવીજ જોઇએ એ માન્યતા ખોટી છે કવિતા હોવીજ જોઇએ એની સાથે વાર્તા હોવીજ જોઇએ એમ પણ મનાતુ આવ્યુ છે વાર્તા નવલકથા તરફ વાચકોની અભિરૂચિ કેટલી છે તે હાલમા નીકળતા માસિક તેમજ સાપ્તાહિક અને દૈનિક વર્તમાનપત્રોમા આવતી વાર્તા ઉપરથી સહજ સમજાય છે નિબંધ, વ્યાખ્યાન કરતા વાર્તા રસિક હોય તો વાચવી ગમે છે એ વાત સત્ય છે  સામાન્ય રીતે પારસી માસિકોમા અંગ્રેજી નવલકથાના તરજુમા આવે છે પરન્તુ પારસીભાઇઓના માસિકોનો ઉદ્દેશ માત્ર નવરાશની વખતે આનંદ કરાવવાનો હોવાથી એવી વાર્તાઓથી સંતોષ માનવામા આવે છે  પણ કેવળ આનંદ આપવો એ એકજ હેતુ હોવો ન જોઇએ  ગમતની સાથે જ્ઞાન જોઇએ અને આટલા માટેજ હેતુ પુરઃસર વાર્તા લખાવી જોઇએ  ગુજરાતમા હેતુ પુરઃસર વાર્તા—તેમા પણ ટુંકી વાર્તા લખવાનુ કામ એકાદ બે માસિકોએ શરૂ કર્યું છે ને તે ઘણે અંશે સફલ થયા છે  એવીજ વાર્તાઓથી ભરપુર માસિકો હોય તો તેનો પ્રચાર થવામા વાંધો ન આવે  આવા માત્ર વાર્તાના માસિકો નીકળતા હતા, પરન્તુ અંગ્રેજી બંગાળીના તરજુમા હોવાથી તેમજ હેતુસર વાર્તા લખાયેલી ન હોવાથી તેને ધરેલો જય ન મળ્યો વાર્તાઓ વાર્તારૂપે હોય અથવા સંવાદ રૂપે હોય પણ વાર્તા સંવાદની જરૂર છે એમા તો સંશય નથી

ઇંગ્રેજી ગુજરાતી મિશ્રિત માસિક “અરૂણોદય” કેટલાક સમય ઉપર નીકળતુ અને ‘ સનાતન જૈન” નીકળે છે  માત્ર ઇંગ્રેજી અવતરણવાળા બે માસિકો નીકળે છે ખરા પણ તેમને ઇંગ્રેજી ગુજરાતી માસિકો કહેવાય નહિ  આવા માસિકોની ખાસ જરૂર લાગતી નથી  વર્તમાનપત્રમા ઇંગ્રેજી વિભાગની જરૂર કેટલેક અંશે છે જ્યારે માસિકમા એવી જરૂર નથી  ઇંગ્રેજી વિભાગ દાખલ કરવાથી ઇંગ્રેજી હોઇ સરકારની ધ્યાનમા આવે છે અને ગુજરાતી જાણનારા પણ કેટલાક લાભ લઇ શકે છે  આ લાભ ઓછો નથી, પણ જ્યાસુધી માસિકનુ કદ મોટુ ન હોય ત્યાસુધી આવુ મિશ્રિત માસિક ઉપયોગી થઇ પડે નહિ એમ જણાય છે  ઇંગ્રેજી ગુજરાતી માસિકની માફક સંસ્કૃત ગુજરાતી માસિક—દલદાર માસિકની આવશ્યકતા ઓછી નથી  સંસ્કૃતથી અનભિજ્ઞ ઘણા હોય છે  તો તેમના લાભાર્થે સંસ્કૃતની પ્રસાદી ચાખવાને ઉત્સુક હોય એવા માટે સંસ્કૃત ગુજરાતી માસિક હોય તો લાભ નથી ?

માસિકની ભાષા અને લિપિ માટે ઘણો મતભેદ છે  કેટલાક માસિકોમા સંસ્કૃતમય ગુજરાતી આવે છે, કેટલાકમા ઘણુજ સરલ ગુજરાતી હોય છે  ત્યારે પારસી ગુજરાતી જુદીજ તરેહની હોય છે  માસિકો—ગુજરાતી માસિકોનો પ્રચાર થવામા ભાષા એ મોટુ કારણ છે  મહાકાલ, વસન્ત કે સુંદરીસુબોધ જેવુ માસિક પારસી મુસલમાનના હાથમા મૂક્યુ હોય તો વાચતા એમને આકરી આવવાનો સંભવ છે  જ્યારે ગપસપ, ફુરસદ કે નવરાશની ભાષા વાચી સંસ્કૃતમય ભાષા

લખનારને શબ્દવધ એવો તો કર્કશ લાગે કે માસિક હાથમાંથી પડી જાય. આવી વસ્તુસ્થિતિ હોવાથી ભાષા જેમ બને તેમ સરળ હોવાની જરૂર છે.

સ્વદેશી વસ્તુના પ્રચારથી નાગરી લિપિનો મોહ ઘણાને લાગ્યો છે. નાગરી લિપિ બીજા પ્રાંતના લોકો પણ વાંચી શકે છે અને આથીજ માસિકો નાગરી લિપિમાં પ્રસિદ્ધ કરવાની ભલામણ થાય છે. જુના કાળમાં બુદ્ધિપ્રકાશ નાગરી લિપિમાં છપાતું, પૃથુરાજરાસો નાગરી લિપિમાં છપાયો હતો અને શ્રિયુત્ કેશવલાલ હર્ષદરાયે મુદ્રારાક્ષસ પણ નાગરી લિપિમાં પ્રસિદ્ધ કર્યું છે. હાલમાં એક માસિક નાગર નાગરી લિપિમાં નીકળે છે અને બીજા કેટલાક માસિકોના અમૂક લેખ અને શિરોલેખ નાગરીમાં છપાય છે. બંગાળા— કલકત્તામા પ્રસિદ્ધ થતું દેવનાગર, તેમજ 'માસિક મનોરંજન' જેવાં નાગરીમાં પ્રસિદ્ધ થતાં માસિકો આપણે આડે અંશે સમજી શકીયે છીએ, તો પછી ગુજરાતી માસિકો નાગરીમાં પ્રસિદ્ધ થાય તો કેટલાક વધારે સમજી શકવાનો સંભવ છે, અને તેથી તેનો પ્રચાર પણ વિશાળ થવાનો સંભવ છે.

માસિકોમાં ચિત્ર આપવાની પદ્ધતિ પારસીભાઇઓએ દાખલ કરી છે અને તે અનુકરણ કરવા લાયક છે. મહાન પુરૂષોની છબીઓ, જોવાલાયક સ્થળોનાં ચિત્રો અથવા વાર્તા વગેરેમાં આવતા કેટલાક દેખાવોની છબી હોય તો વધારે રસ પડે છે એટલુંજ નહિ પણ હૃદયમાં જુદાજ સંસ્કાર પડે છે. આપણામા ચિત્રકળા હજી ખીલી નથી અને તે સાધન ન હોવાથી ચિત્રો આપવાં કઠિન પડે છે એ ખરૂં, પણ ચિત્રો માસિકની ઉપયોગિતા વધારે છે.

માસિકોમાં વર્તમાનપત્રની માફક જાહેરખબરો છપાવવાનો ચાલ પ્રચલિત છે. જાહેરખબર એ વર્તમાનપત્રને પોષે છે; અને આને લીધેજ જાહેરખબરો માટે માસિકોના તંત્રી ફાંફાં મારે છે. જાહેરખબર લેતી વખત માસિક કોને માટે છે—માસિકનો શો આશય છે અને એ જેને માટે લખાય છે-જે આશય છે તેની વિરૂદ્ધ છે કે કેમ તેટલુંજ જોવાય તો બસ, નહિ તો કેવળ પૈસાની ખાતર મર્યાદાના નિયમ તોડવા અને જાણી જોઇને અપરિપકવ મગજના મનુષ્યોને આડે રસ્તે દોરવા એ કેવળ ભૂલ છે.

માસિકોની સાથે ગ્રાહકોને ભેટો આપવાનો ચાલ કેટલાકે પાડયો છે. કેટલાક માસિકો એક ભેટથી ન સંતોષાતા બે ચાર ભેટો આપે છે અને એકાદ માસિકે તો માસિકના ગ્રાહકને નાટક મફત દેખાડવાની જાહેરખબર આપી હતી. ભેટનો ઉદ્દેશ માત્ર લવાજમ વસુલ કરવાનોજ હોય છે, અને આ ઉદ્દેશ ફળીભૂત થાય છે પણ ખરો, પરન્તુ ભેટની પદ્ધતિ નાનાં—ઓછી કિમતનાં માસિકને ભારે થઇ પડે છે. ઇંગ્રેજી પત્રો—માસિકો ભેટ આપતા નથી છતાં ત્હેમના લવાજમ આવી રહે છે તો ગુજરાતી માસિકોને લવાજમ કેમ ન મળે? ઇન્ડીઅન રીવ્યુ ભેટ આપવાને બદલે ગ્રાહકોને અમૂક પુસ્તકો કિફાયત ભાવે આપે છે; તેજ પ્રમાણે

પ્રકાશ ખુલ્લો કરે છે: રસાયણ વિદ્યા અનેક જાતના મંત્રોને ભૂલાવે એવી બીનાઓ ખુલ્લી કરે છે; વિજળીકવિદ્યા મનુષ્યના છત્ર શિવાયની દરેક વસ્તુ બનાવી શકે છે, પણ આશ્ચર્ય તો એજ છે કે મનુષ્યના સુખનો જેના ઉપર અગ્ર આધાર છે, મનુષ્ય જેના સંબંધમા હરહમેશ આવે છે, અને જેના ઉપરજ સંસારનું બંધારણ રચાયલું છે, તે પદાર્થ-સ્ત્રી માટે કોઇ પણ વિદ્વાનવર્ગ એક અમુક નિર્ણયપર આવી શકયો નથી.

એટલું છતા તવારીખ અને અનુભવે એટલું તો સિદ્ધ કર્યું છે કે સ્ત્રીઓને જો કેળવવામા આવે તો તે પુરૂષો કરતા ઘણાજ ઓછા પ્રમાણમા ઓછું ઉપયોગી—અને લગભગ પુરૂષ જેટલુંજ ઉપયોગી—કાર્ય કરી શકે છે, જનસમાજની તેમજ પ્રાણીમાત્રની સેવા બજાવી શકે છે, અને સંસારને સ્વર્ગ સમાન બનાવી શકે છે. એ સિદ્ધાંત સ્ત્રીને કેળવવાની અગત્યતા સાબીત કરે છે, અને તે તરફ આપણા જૈન વર્ગનું પુરતુ લક્ષ ખેંચવાની આવશ્યકતા આપણી નજર આગળ લાવે છે. પ્રાચીન વખતમા જૈન તવારીખમા સ્ત્રીઓએ કરેલા અનેક ઉપયોગી કામોની નોંધ આપણા શાસ્ત્રોમા કેટલેક ઠેકાણે નજરે પડે છે, શ્રી ઋષભદેવની બે પુત્રીઓ અને અનેક સતીઓના દૃષ્ટાંતો અને અનેક સાધ્વીઓના સતકર્મો આ બાબતના ટેકા રૂપ છે.

ત્યારે સ્ત્રીકેળવણીની આવશ્યકતા તો સૌ કોઇ સ્વીકારશે! અને આપણી કોમ કાંઇ અજ્ઞાનતાના અંધકારમા એટલી બધી ડુબેલી નથી કે તેને તેની ખબર નહિ હોય! અત્યાર આગાઉ આપણામા ઘણીક કન્યાશાળાઓ ઉઘડતી થઇ છે, એ ભવિષ્યના શુભ ચિન્હ રૂપ છે, પણ જે કન્યાશાળાઓ અત્યાર સુધીમા ઉઘડી ચુકી છે તેઓ દેશ કાળ અને ભાવ જોતા અનેક રીતે અપૂર્ણ છે, તેમા અપાતી કેળવણી માત્ર નામની છે અને તેના કારોબારીઓ તેમજ શિક્ષકો બીનઅનુભવી હોવાથી, તેઓ વરસોના વહેવા સાથે અને નાણાનો વ્યય છતા પણ ઉત્તમ ફળ લાવે એ એક શક ભરેલી બીના છે

ત્યારે આપણને કેવી કન્યાશાળા—કન્યાવિદ્યાલયની જરૂર છે તે જોઇશું. કાલ્પનિક બાબતો ઘણાઓના ધ્યાનમા મુશ્કેલીથી ઉતરી શકે છે, એ એક સ્વભાવિક નિયમ છે આપણે તેથી હિંદુસ્થાનમા હમણા વિદ્યમાન હોય એવીજ કન્યાશાળા—એવી કન્યામહાવિદ્યાલયનુ દૃષ્ટાંત લઇશુ કે જે કોઇને તેનો અનુભવ લેવો હોય તે લઇ, તેવાજ પાયા ઉપર જૈન કોમ માટે, અનુકૂળ ફેરફારો સહિત, કન્યાઓ માટેના વિદ્યાલયો આપણામા ઉઘાડવામા આવે

પંજાબ ઇલાકામા જલંદર કરીને એક ગામ છે, જ્યા **હિંદુ કન્યામહાવિદ્યાલય** નામની કન્યાઓ તેમજ સ્ત્રીઓ માટેની એક મોટી શાળા છેલ્લા બાર વરસથી હસ્તીમા છે, અને જેમા હિંદુ માબાપને પેટે અવતરેલી પુત્રીઓને કેળવણી આપવામા આવે છે. કારોબાર ચલાવવા માટે પાશ્ચિમાત્ય તેમજ પ્રાચીન શાસ્ત્રોની કેળ-

વણીથી આભૂષિત થયેલા વિદ્વાનોની એક કાઉન્સીલ નીમવામાં આવી છે તે વિદ્યાલય
મા સાંસારિક કાર્યોમા ઉપયોગી થઇ પડે એવી ભાષાઓ તરીકે સંસ્કૃત, નાગરી અને
અંગ્રેજી ભણાવાતું શરૂઆતનુ જ્ઞાન આપવામા આવે છે આત્માની ઉન્નતિ માટે,
નીતિની ખીલવણી માટે અને ઉત્તમ સખી, માતા, ભગિની અને કુળવધૂ થવા માટે
પણ તેમા હિંદુશાસ્ત્રોનુ અધ્યયન તથા તેમાથી મળી આવતી કથાઓનુ અનુકરણ
કરવાનુ જ્ઞાન તેમા આપવામા આવે છે કન્યાઓ માટેજ આ વિદ્યાલય છે એમ નથી,
માબાપ વગરની બાળકીઓ માટે તેમા **કન્યાઆશ્રમ** અને પતિ વગરની વિધ
વાઓ માટે **વિધવા આશ્રમ** પણ સાથે જોડવામા આવેલા છે જેઓ દરેકને ઘર
સમારી દરરોજનુ, સીવણકામ, ભરતકામ અને ગરીબ ઘર ચલાવવાની રીતિનુ જ્ઞાન
આપવામા આવે છે આ પાછલી કેળવણી માટે કન્યાઓનુ આશ્રમ—બોર્ડીંગહાઉસ
એક ઉપયોગી સાધન થઇ પડે છે, કેમકે ત્યા ગરીબ ઘરને લગતા દરેક કામ નીકળે
છે, જેનુ જ્ઞાન તેઓને આપી શકાય છે

પણ આટલેથીજ આ ખાતાનુ ટુંક વર્ણન પુરૂ થતુ નથી આપણા ઘરસંસાર
તરફ નજર કરતા આપણા માબાપોની મુખ્ય બેદરકારી, છોકરાઓના શરીર તથા
હૃદયની કેળવણી સંબંધમા તરત નજર આગળ તરી આવશે આ બેદરકારીથી
આપણી પ્રજા નિઃસત્વ, બીકણ અને દુબળી થઇ ગઇ છે, અને તેથી તેઓની ઉંચી
નીતિ પણ નાશ પામી છે હૃદય અને શરીરની ખીલવણી વગર કોઇ પણ પ્રજા
નીતિવાન તેમજ શૌર્ય અને દોલતવાન થઇ શકે નહિ એ કેળવણી પણ અત્રે
વિસારી મુકવામા નથી આવી

હૃદયના રોગને દૂર કરનાર, છાતીને ખીલવનાર અને સંસારને સ્વર્ગમય
બનાવનાર સાધન—સંગીતની, અને શરીરના દરેક અવયવને હૃષ્ટપુષ્ટ બનાવ
નાર સાધન કસરતની કેળવણી અને દરેક સ્ત્રી કે કન્યાને મળે છે વળી હૃદયને
કેળવનાર અને સ્ત્રીઓને ઉત્તમ સ્થિતિમા મુકનાર પુસ્તકાલય, વાચનગૃહ,
વિદ્યાલય યુનીયન અનાથશાળાઓનુ સંગ્રહસ્થાન તથા સ્ત્રીસમાજ અને બાળ
સમાજના દરેક જુદા જુદા ખાતા આ વિદ્યાલયની સાથે જોડવામા આવેલા છે,
જે મગજને ખીલવી, હૃદયને દૃઢ કરી, સંપ તેમજ પરોપકારના પાઠો ભવિ
ષ્યના ઉત્તમ માતાઓને આપે છે પરોપકારની લાગણી દરેકમા ખીલે તે માટે
દરેક વિદ્યાર્થીને બાળવયથીજ અમુક દરજ્જે બજાવવાનુ કામ સોંપવામા આવે છે,
અને તેમા તેના ઉમ્મરના પ્રમાણમા વધારો કરવામા આવે છે દરેક કન્યાને
અમુક ઉમ્મરની થતા રસોઇના કામકાજમા મદદ આપવી પડે છે, જમનારાઓને
પીરસવુ પડે છે અને સ્નાન, પૂજા તથા બેઠકોની ગોઠવણ કરવી પડે છે તેઓ
મોટી થતા તેમની ફરજોમા ફેરફાર થાય છે તેઓને નાના બાળકોને ઉછેરતા,
તેઓની સંભાળ લેતા શીખવુ પડે છે અને હીસાબ રાખવાનુ કામ સોંપવામા
આવે છે આપણી ખાનગી, સરકારી અને મ્યુનીસીપલ કન્યાશાળાઓમા આપવામા

આવતી કેળવણીના કરતાં આ ખાતાની કેળવણી કેટલી બધી ઉચ્ચ છે તે કોઇ પણ બુદ્ધિશાળી જોઇ શકશે. હાલમાં ત્યાં બસો કન્યાઓ, એકસો પાંચ માબાપ વગરની કુંવારીકાઓ અને અગ્યાર વિધવાઓ કેળવણી લેછે, અને હજી સેંકડોને દાખલ કરવા માટે અરજીઓ આવી છે, પણ નાણાની તંગીના સબબે વધુ અરજીઓ સ્વીકારવામાં આવી નથી.

આવા એક વિદ્યાલયની આપણામાં જરૂર છે એ ઉપલા ટુંક વર્ણન પરથી કોઇ પણ જોઇ શકશે. ખરૂં છે કે આવા ખાતાને સંભાળનાર આપણામાંથી કોઇ પણ સ્ત્રી કે પુરૂષ મળી આવશે નહિ, પણ તેથી કાંઇ કાર્ય કરવાથી ડરી જવાનું નથી. અલીગઢ કોલેજ અને બનારસ સેન્ટ્રલ હિંદુ કોલેજના ઇતિહાસ તરફ નજર કરતાં તરત માલમ પડશે કે આવાં ખાતાઓમા શરૂઆતમાં અન્ય વર્ગના ઉત્તમ પુરૂષોની મદદ લેવાથી તે ખાતાંઓને કાંઇ પણ નુકશાન થયું નથી, બલકે તેઓને મોટો ફાયદો થયો છે. આપણે પણ તેજ રીતે બીજી કોમોના કેળવાયલાઓની મદદ લઇ શકીએ. અન્ય કોમના દિલસોજ વિદ્વાનો, આપણી કોમના બીનઅનુભવી શ્રીમંતો કરતા કાંઇ આછું સારૂં કામ કરશે એવી બ્હીક રાખવાની જરૂર નથી. એવા ખાતા માટે માત્ર પાચ છ લાખની રકમ પુરતી થઇ પડશે, જે આપણી કોમમાં શ્રીમંતોની મોટી સંખ્યા જોતાં મહેનત કરવામાં આવે તો મળવી અશક્ય નથી. વળી આવા ખાતામા કેળવાયલી સ્ત્રીઓ આપણા દયામય જૈનધર્મની નીચલી ફરજો બજાવવાથી આપણા ધર્મને પણ જગજાહેર કરી શકશે: (૧) રૂઢી અથવા આચારના કારણે ઘરમાથી બહાર નહિ નીકળી શકે એવી સ્ત્રીઓને ઘેર જઇ તેઓને કેળવણી આપી શકશે (૨) હૅાસ્પીટલો મા સ્ત્રી અને બાળક વિભાગમાં જઇ તે વિભાગના દર્દીઓની માવજત કરી શકશે અને તેઓને દિલાસો આપી શકશે, (૩) કારખાનાઓ મા નોકરી કરનાર ગરીબ બાઇઓ તેમજ કન્યાઓ અને સ્ત્રીઓને તેમની માંદગી તેમજ મરકી વખતે મદદ કરી શકશે. (૪) નિર્ધનોને તગીબી અને બીજી મદદ મેળવી આપશે (૫) જુના રીવાજોને પરિણામે સ્ત્રીઓ તેમજ બાળકોને અન્યાય ખમવો પડતો હોય તેના સુધારો કરાવી શકશે (૬) ઘરસંસારના કજીયાઓનું સમાધાન કરાવી શકશે (૭) ખોટે રસ્તે ઉતરી ગયેલી સ્ત્રીઓને બચાવી લેશે. (૮) આંધળા, બહેરા, મુંગા વગેરે કુદરતથી કમનસીબ થયેલાઓને મદદગાર થઇ પડશે.(૯) દિવાની સ્ત્રીઓને દિલાસો આપશે.

પ્રાચીન જૈન તવારીખો અને હિંદુસ્તાનના સોનેરી જમાનાના ઇતિહાસથી જેઓ વાકેફ છે તેઓ સારી રીતે જાણે છે કે એક વખત એવો હતો કે જ્યારે આપણી સ્ત્રીઓ સંસારના શણગાર, મનુષ્યની મદદ અને જીવનના સાફલ્યરૂપ હતી, અને તેઓએ માત્ર પોતના સંસારનેજ નહિ પણ આખી દુનિયા માટે પણ ઉત્તમ દષ્ટાંતો પૂરા પાડ્યા હતા. આ જમાનાના પણ તેઓની ખીલવણી અને તેઓની ઉન્નતિ

માટે ઓછો અગત્યનો નથી. મધ્ય કાળના વહેમી અને નહિ ઇચ્છવા યોગ્ય રિવાજો હવે ધીમે ધીમે નાશ પામવા લાગ્યા છે. અને સ્ત્રી કેળવણી અને તેઓની ખીલવણીની અગત્ય સર્વત્ર સ્વીકારવામાં આવે છે. તેના એક ઉપયોગી અંગ તરીકે ઉપર જણાવેલી યોજના ઓછી અગત્યની નથી, અને જે તેને સરળ રીતે અમલમાં મુકવા તૈયાર થશે તે દુનિયા ઉપર મોટો ઉપકાર કરવા સાથે પોતાના ભવનું પણ સાર્થક કરી શકશે.

ચંદ્ર.

---

## સભા અને તેનાં કર્તવ્યો.

શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના સેક્રેટરીએ મોકલેલા વિનંતિપત્રને માન આપી આ લેખ લખવાની પ્રવૃત્તિ થઇ છે. 'જૈન ધર્મ પ્રકાશ' માસિકના ગ્રાહકોને જે અંક તે સભાની સીલ્વર જ્યુબીલીના આનંદોત્સવ નિમિત્તે ભેટ આપવાનો છે, તે અંકને સારૂ લેખ લખતાં મને પણ આનંદ થાય છે; કારણ કે આનંદના પ્રસંગમાં ભાગ લેવામાં કોને આનંદ ન થાય?

આ જગતમાં ઘણાંક કાર્યો એવાં છે કે જે એક મનુષ્યથી થઇ શકે નહિ તેમાં બીજાની સહાયની જરૂર રહે છે; અને જે કાર્ય એક મનુષ્ય આખી જીંદગી સુધી પ્રયાસ કરી સિદ્ધ કરી શકે નહિ તેવું મહત્વનું કાર્ય ઘણા મનુષ્યોનો બનેલો સમુદાય ઘણા અલ્પ સમયમાં સિદ્ધ કરતો જોવામાં આવે છે. ઘણા મનુષ્યો સાથે મળીને અમુક બાબતપર વિચાર ચલાવે તો દરેક મનુષ્યના જ્ઞાન અને અનુભવ વડે તે બાબતમા સત્ય શું રહેલું છે તે સમજી શકાય, તેમજ અમુક બાબતની સિદ્ધિ કેવી રીતે કરવી તેને વાસ્તે યોગ્ય માર્ગ પણ સુઝી આવે. નાની નાની નિર્જીવ વસ્તુઓનો સમૂહ પણ એકઠો કરવામાં આવે છે તો તેના વડે મોટું કાર્ય ફળીભૂત થાય છે, તો **મનન શક્તિ ધરાવનાર** મનુષ્યોનો એજ ઉદ્દેશથી એકત્ર થયેલો સમુદાય શું કામ કરી ન શકે? જો સમાન ઉદ્દેશવાળા થોડા મનુષ્યો ઘણા ખંતથી અને અનન્ય નિષ્ઠાથી ઇચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરે તો તેઓ તે મેળવ્યા સિવાય રહેશે નહિ. આ જગતમા એવું કાંઇ પણ નથી કે જે આવા મનુષ્યોને અસાધ્ય હોય. આ ઉપરથી એ ફલિત થાય છે કે સભાઓ અથવા સમાજો બાંધવાનો મુખ્ય ઉદ્દેશ **જુદી જુદી વિખરાઇ ગયેલી શક્તિઓને એકત્રિત કરી તે દ્વારા ઇષ્ટ સિદ્ધિ કરવાનો છે.**

આવી સભાઓ અથવા મંડળીઓ સ્થાપવામાં અનેક લાભ છે. તેનું સવિસ્તર વર્ણન કરતા લેખ લાંબો થઇ જાય માટે ટુંકાણમા એટલુંજ જણાવીશ કે સભાઓથી તેમાં ભાગ લેનારાનું જ્ઞાન વિશાળ થાય છે, તેઓની સંકુચિત દૃષ્ટિ નાશ પામતી જાય છે, અને તેઓ દરેક વસ્તુના લાભાલાભ તપાસતા થાય છે. કોઇ પણ કાર્યના

આરંભ કરે તે પહેલાં તેઓ પોતાની સભાના સભાસદો આગળ તે ચર્ચા વાસ્તે મુકે છે, અને તે ચર્ચામાંથી, તે મન્થનમાંથી જે સત્ત્વ તરી આવે તે તેઓ અંગીકાર કરી તે પ્રમાણે વર્તવાને શેકાય છે; આથી ભૂલ થવાનો ઓછો સંભવ રહે છે. આ રીતે તેઓ વિચાર કરતાં શિખે છે; બોલતાં પહેલાં અથવા કાર્ય કરતાં પહેલાં પોતાના મગજને વિચાર કરવાની તસ્દી આપતાં તેઓ શિખે છે. આ લાભ સામાન્ય જણાવા છતાં અમૂલ્ય છે. કારણ કે વિચારવંત પ્રાણીને સારૂ વિજય નિર્મિત છે.

સભાઓ ભરવાનો, જુદા જુદા મનુષ્યોને એક સંસ્થામાં દાખલ કરવાનો જે રિવાજ હાલમાં પ્રચલિત છે, તેમાં એક બીજો અગત્યનો લાભ એ છે કે એકજ ઉદ્દેશથી જોડાયલા સભાસદોમા મૈત્રીભાવ વધે છે; તેઓ એક બીજાને સહાય કરતાં શિખે છે; અને સભાના ઉદ્દેશને સિદ્ધ કરવા તેઓ સ્વાર્થનો ભોગ આપવાનું ઉત્તમ શિક્ષણ લે છે.

## સભાઓનો ઉદ્દેશ શો હોવો જોઇએ?

આ પ્રશ્ન એટલો મહત્ત્વનો છે કે તેના ઉપર જેટલું લખીએ તેટલું અપૂર્ણ ગણી શકાય. આ જગતમાં અનેક પ્રકારનાં કાર્યો કરવાનાં છે; હવે અમુક કાર્ય કરવાને સરખી વૃત્તિ ધરાવનારા કેટલાક મનુષ્યો તે કાર્ય બરાબર સિદ્ધ કરવાને એક સભા કે મંડળ સ્થાપી શકે. આ રીતે વિચિત્ર જગતમાં મંડળોની ખામી રહે નહિ. પણ આમ જગત્‌ને ઉદ્દેશીને નહિ લખતા અત્ર જૈન કોમને ઉદ્દેશી લખવાનો પ્રયત્ન છે, અને તેટલા માટે જૈન કોમમાં મંડળો કેવા ઉદ્દેશથી સ્થપાવાં જોઇએ તેનો યથાશક્તિ યથામતિ વિચાર કરીશું.

પ્રથમ તો જૈન ધર્મના જ્ઞાનનો વિશેષ પ્રમાણમાં ફેલાવો થાય, તે સારૂ ધર્મના ગ્રન્થો પ્રગટ કરનાર એક મંડળ યા સભા સ્થાપવાની અતિ જરૂર છે. આ કાર્ય કરવાને કેટલાંક વર્ષોથી કેટલાક સભાઓ યા કેટલાક પુસ્તક પ્રસારક વર્ગો હસતીમાં આવેલા છે; તેઓ પોતાનાથી બનતું કરે છે, અને તે વાસ્તે તેમના નિયામકોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે, તો પણ હજુ કરવાનું કામ બહુ બાકી છે. મોટા પાયા પર એવું એક મંડળ સ્થપાવું જોઇએ કે જે દ્વારા જૈન ધર્મનાં પ્રાચીન સર્વ પુસ્તકો પ્રકાશમાં આવે; કેટલીકવાર પુસ્તકો બહુજ અશુદ્ધ છપાય છે, અને તેથી બીજી પુસ્તક ફેલાવનારી કમીટીને તે ફરાથી છપાવવું પડે છે; આમ ધનનો કેટલોક નિરર્થક વ્યય થાય છે, અને પુસ્તકનો ફેલાવો કરનારા બન્ને વર્ગો વચ્ચે નહિ ઇચ્છવા જોગ લાગણી ઉદ્‌ભવ થવાનો સંભવ આવે છે માટે આવા બનાવ ન બનવા પામે, અને જૈન ધર્મને લગતાં પુસ્તકો સારા આકારમાં શુદ્ધ છપાય તે માટે પુસ્તક પ્રસાર કરનારી એક ઉત્તમ સભા સ્થાપવાની જરૂર છે. તે સભાએ બીજાં કોઇ પણ કામમાં ભાગ નહિ લેતાં તેજ કાર્યની પાછળ પોતાનું સઘળું બળ વાપરવું જોઇએ; અને તે કામને વાસ્તે જો પ્રથમ થોડું ફંડ હશે તોપણ હરકત જેવું નથી કારણ કે

"રણ તો ધીરાનું ધીરાનું"

માટે ટુંકાણમાં એટલુંજ લખવાનું કે સભાનો ઉદ્દેશ પાર પડે તે માટે તેના સભાસદોએ આત્મભોગ આપવો જોઇએ, ઉદ્દેશ અનુસાર પોતાનું વર્તન રાખવું જોઇએ. વળી આ સંબંધમાં બીજી પણ એક અગત્યની સૂચના કરવી ઘટે છે કે સભાસદોએ પરસ્પરની ખાનગી ઇર્ષ્યાને સભાના કામમાં વિઘ્નરૂપ થવા દેવી જોઇએ નહિ. તમે એક કામ કરવાનું માથે લ્યો અને તમે તે કામ પાર પાડવાને પ્રયત્ન કરો, છતાં તમે તે કામ કોઇ પણ કારણથી પાર પાડી શકો નહિ, તેવામાં બીજો કોઇ સભાસદ તે કામ કરી શકે, ત્યારે તમારા મનમાં આનંદ થવો જોઇએ. કારણ કે સભાને જે કામ કરવાનું હતું તે સિદ્ધ થયું, પણ તમને તે સમયે અસંતોષ કે દિલગીરી ઉપજે તો જાણવું કે તમે કાર્ય સિદ્ધિને સારૂ પ્રયત્ન કરતા ન હતા, પણ તે કાર્યસિદ્ધિદ્વારા કીર્તિને સારૂ મથતા હતા.

જો આ રીતે **પોતાની માનપ્રતિષ્ઠા કે કીર્તિનો સવાલ દૂર રાખી સભાનું કાર્ય ગમે તે પુરૂષદ્વારા પાર પડે તે તરફજ લક્ષ રાખવામાં આવતું હોય** તો ઘણા અલ્પ સમયમાં સભા પોતાની ઉમદા મુરાદ પાર પાડી શકે. સભાનો ઉદ્દેશ સિદ્ધ કરવાના કાર્યનેજ દરેક સભાસદે પોતાના વિચારમાં મુખ્યપદ આપવું જોઇએ. જો આમ થાય તો ઉદ્દેશ સત્વર સિદ્ધ થયા વિના રહેજ નહિ.

ધાર્મિક સભાઓનું વિશેષ કર્તવ્ય શું છે?

ધર્મ અને નીતિ એ અમર આત્માને લગતા વિષયો છે, માટે તેમને વિશેષ પ્રાધાન્યપદ અપાય એ સ્વાભાવિક છે. મરણસમયે કીર્તિ, મોભો, માન, પદવી, ધન, વાડી, મહેલ વગેરે સાથે આવતાં નથી. સાથે આવનાર માણસનું ચરિત્ર છે; તેના સારા નરસા વિચારો, તેની શુભ અશુભ લાગણીઓ અને તેનાં ઇષ્ટ અનિષ્ટ કર્મો તેની સાથે આવે છે. આ વિચારો, લાગણીઓ અને કાર્યો કેવા પ્રકારનાં થશે, તેનો આધાર તે માણસના નીતિ અને ધર્મ સંબંધી વિચારોપર રહેલો છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે આપણું ભવિષ્ય આપણા ધર્મ અને નીતિ સંબંધી વિચારોપર અવલંબેલું છે. માટે ધર્મ અને નીતિને જેટલી અગત્યતા આપીએ તેટલી ઓછી છે. Right thoughts lead to right belief, and right belief leads to right actions સત્ય વિચારો સત્શ્રદ્ધાને ઉત્પન્ન કરે છે, અને સત્શ્રદ્ધા સત્કાર્ય કરવાને પ્રેરે છે. માટે સર્વનુ મૂળ સત્ય વિચારો છે. તે વિચારો આપણે ધર્મદ્વારા મેળવીએ છીએ, માટે ધર્મ એ વિશેષ મહત્વનો વિષય છે; અને તેથી ધાર્મિક સભાઓનું સામાન્ય સભાઓ કરતા વિશેષ કર્તવ્ય હોય તે વાસ્તવિક છે. આ કર્તવ્ય કેવા પ્રકારનું હોવું જોઇએ તે હવે આપણે વિચારીશું.

સામાન્ય ઉદ્દેશ બુદ્ધિશાળી અને ઉદ્યમી પુરૂષોથી સિદ્ધ થઇ શકે છે. તે ઉદ્દેશ પાર પાડવાને સ્થપાયલા સભાના સભાસદોની નીતિ સારી છે કે ખોટી તે પ્રશ્ન

મહત્વનો ભાગ ભજવતો નથી. દાખલા તરીકે વકતૃત્વકળા વધારનારી એક સભા સ્થાપન કરવામાં આવે. હવે તે સભામાં ભાગ લેનારા નીતિવાળા છે કે નહિ તે પ્રશ્ન કોરાણે રાખીને પણ તેઓ પોતાનો હેતુ સિદ્ધ કરે, એટલે તેઓ ધીમે ધીમે સભામાં બોલવાનું શીખી આગળ જતાં મોટા છટાદાર વક્તા તરીકે બહાર પડે. જો કે નીતિરહિત પુરૂષો વક્તા તરીકે કેવું કામ કરી શકશે તે જુદોજ પ્રશ્ન છે, પણ બોલવાની શક્તિ ખીલવવામાં તેમની નીતિ યા અનીતિ તેમને સહાયકારી કે વિઘ્ન રૂપ થતી નથી. પણ ધાર્મિક સભા નીતિ કે ધર્મના પ્રશ્નને દૂર રાખી કાંઇ પણ ઉપયોગી કાર્ય કરી શકે નહિ. માટે અગત્યનો સવાલ એ છે કે ધાર્મિક સભાના કાર્યવાહકો તેમજ સભાસદો ધર્મિષ્ઠ અને સદાચારી હોવા જોઇએ. તેઓના આચાર વિચાર ઉત્તમ પ્રકારના હોય તોજ તેઓ ધાર્મિક સભાને અંગે કાંઇ પણ જનસમુદાયને હિતકારી કાર્ય કરી શકશે. કારણ કે બુદ્ધિની સાથે હૃદય કેળવવાનું **જોખમદારી ભરેલું પણ પવિત્ર** કર્તવ્ય તેઓને બજાવવાનું છે; અને આ કામ જેઓ હૃદયના શુદ્ધ અને પવિત્ર હોય તેઓજ ઉમદા રીતે બજાવી શકે. બુદ્ધિ બુદ્ધિપર અસર કરે છે અને હૃદય હૃદયપર અસર કરે છે. એ સત્ય ઉક્તિ આપણને પ્રબોધે છે કે બીજાનાં નૈતિક જીવનપર અસર કરવા આપણે માગતા હોઇએ તો આપણું હૃદય શુદ્ધ અને ઉમદા વિચારેથી ભરેલું રાખવાની પ્રથમ જરૂર છે. માટે સભાના સભાસદોએ સપ્ત વ્યસનથી વિમુખ રહેવું જોઇએ, તેમજ પૈસા સંબંધી લેવડદેવડમાં પણ ન્યાયનીતિયુક્ત વર્તન રાખવું ઉચિત છે. આવા મનુષ્યો થોડી સંખ્યામાં હશે, છતાં જે કાર્ય તેઓ કરી શકશે તે બુદ્ધિશાળી પણ યોગ્ય આચારવિચાર વગરના મનુષ્યો લાંબા કાળે પણ કરી શકવા સમર્થ થશે નહિ. આ રીતે તેઓએ ધર્મનાં સિદ્ધાંતોની સત્યતા પોતાના આચારથી બીજાને પુરવાર કરી આપવી જોઇએ. આ પ્રમાણે પોતે શુદ્ધ આચારવિચાર રાખવા એટલુંજ નહિ પણ ધાર્મિક સભાના સભાસદોએ ધર્મનાં સિદ્ધાંતોનો બાળકોને બોધ આપવો, એ તેમનું કર્તવ્ય છે. આ કામ કોઇ હલકા પગારવાળા ધર્મનાં સૂત્રો મોંઢે જાણનાર શિક્ષકના હાથમાં સોંપવામાં આવે છે. તેનું પરિણામ કેવું આવે છે, તે તે બાબતના અનુભવીઓના જ્ઞાનની બહાર નહિ હોય. આ ઉપરથી આ લેખકના કહેવાનો ભાવાર્થ એમ નથી કે જૈનશાળાઓ અથવા સભાઓ કાંઇ કરતીજ નથી, પણ એટલું તો જણાવવાની ઇચ્છા છે કે જે લાભ થાય છે, તે તેની પાછળ ખર્ચાતાં ધન, સમય અને શક્તિના પ્રમાણમાં કાંઇ નથી. માટે ધર્મ ઉપર જેમની ખરી પ્રીતિ હોય, અને જેઓ આ કામ કરવાને લાયક હોય તેવા પુરૂષોએ આ કામ હાથ ધરવું જોઇએ.

ધાર્મિક સભાઓએ કરવા યોગ્ય બીજું એક અગત્યનું કામ સદ્જ્ઞાનના ફેલાવા સંબંધી છે. આગળ જણાવ્યા પ્રમાણે પુસ્તક પ્રસાર કરનારૂં એક મોટું ખાતું ધર્મનાં પ્રાચીન પુસ્તકો ભલે પ્રગટ કરે, પણ હાલના જમાનાને અનુસરી લખાયેલાં કેટલાક પુસ્તકો પ્રગટ થવાની જરૂર છે. તે કામ ધાર્મિક સભાઓ પોતાની

શક્તિ અને સભાસદોના ઉત્સાહના પ્રમાણમાં બજાવી શકે. પ્રાચીન પુસ્તકોનાં ભાષાંતર ભલે થાય, અને તે થવાંજ જોઇએ. છતાં ધર્મનાં તત્ત્વોનો બુદ્ધિગમ્ય ખુલાસો મળી શકે તેવાં પુસ્તકો પ્રચાર કરવાની હાલમાં વિશેષ આવશ્યકતા છે. સ્વતંત્ર વિચારને પણ અવકાશ આપવાની જરૂર છે. ધર્મરક્ષક સભાઓના આગેવાનોએ આ બાબતને તેમના વિચારમાં સ્થાન આપવું જોઇએ. કારણ કે જો નવા જમાનાના યુવકો ધર્મ તરફ બેદરકાર રહે તો તેને વાસ્તે તે આગેવાનો પણ કેટલેક અંશે જવાબદાર છે.

ખરી વાત છે કે ધર્મનાં કેટલાંક તત્ત્વોનો પ્રત્યક્ષ પુરાવો આપી શકાય નહિ, એ વાત તો સર્વ કોઇ કબુલ કરશે; પણ તે તત્ત્વોનો બુદ્ધિ અને હૃદય કબુલ કરે તેવો ખુલાસો તો આપવાની જરૂર છે. જેમ જેમ ધર્મના તત્ત્વોના તેવા પ્રકારનો ખુલાસો આપનારાં પુસ્તકો બ્હાર પડતાં જશે, તેમ તેમ કેળવાયેલો વર્ગ ધર્મ તરફ વધારે વધારે શ્રદ્ધાવાન્ થશે, એમ આ લેખકનું અંતઃકરણથી માનવું છે. વળી તે સાથે ધર્મની જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેનું સંપૂર્ણ રહસ્ય શું છે, તેથી હૃદયશુદ્ધિ કેવી રીતે થાય છે, અને શરીરને પણ તે ક્રિયા કેવી રીતે લાભકારી નીવડે છે, તે સર્વ બાબતો દર્શાવનારાં પુસ્તકો પ્રસિદ્ધ થવાની ઓછી આવશ્યકતા નથી. આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની જેટલી અગત્ય વિચારીએ તેટલી ઓછી છે. માટે તે કામ જે સભા ઉપાડી લેશે તે મોટામાં મોટો ઉપકાર જૈન સમાજપર કરનારી થશે, અને ભવિષ્યની પ્રજાનો અંતઃકરણનો આશિર્વાદ મેળવવા ભાગ્યશાળી થશે.

### માસિકપત્રોની ફરજો.

કેટલીક સભાને અંગે માસિકપત્ર પણ નીકળે છે. સાપ્તાહિકો જ્યારે ઘણે ભાગે તે સમયને લગતા પ્રશ્ને ચર્ચે છે, અને તે સંબંધમાં પોતાના વિચારો પ્રગટ કરે છે, ત્યારે માસિકપત્રો મહત્વના અને ગંભીર પ્રશ્ને ચર્ચનારાં ગણવામાં આવે છે. કેટલાંક માસિકપત્રો કેવળ ધાર્મિક કે નૈતિક સવાલ ચર્ચે છે, કેટલાક બીજાં માસિકો ધાર્મિકની સાથે સાંસારિક સવાલને પણ હાથ ધરે છે, ત્યારે વળી કેટલાંક અન્ય માસિકો સંસાર, કેળવણી, સાયન્સ, ધર્મ, નીતિ અને રાજ્ય—એ સર્વ વિષયોને ચર્ચવાનું કામ કરતા હોય તેવું બાહ્ય સ્વરૂપ રાખે છે. જૈન કોમમાં હાલમાં નીકળતાં માસિકોના ગુણદોષનું વિવેચન કરવાનું આ સ્થાન નથી. માટે તે સંબંધમાં વિશેષ નહિ લખતાં ઉત્તમ માસિકને પાત્ર થવાને તેમાં કેવા પ્રકારના લેખો દાખલ કરવા જોઇએ તે માર્ગ દર્શાવવાનું વિકટ પણ હિતકારી કામ યથાશક્તિ બજાવીશું.

કોઇ પણ કામ આ જગતમાં હયાતીમાં આવે, તે પહેલાં તે કામ સંબંધી વિચારો ઉત્પન્ન થાય છે. તે વિચારોનો વિચારક પ્રથમ એક પુરૂષ હોય છે, તે પોતાના વિચારો પોતાના સંબંધમાં આવતા પુરૂષોને નિવેદન કરે છે. તેઓ વળી

બીજાઓને જણાવે છે. આ રીતે તે વિચારો ફેલાય છે, ચર્ચાય છે, અને જનસમાજ તે વિચારોને અંગીકાર કરે છે. જ્યારે વિચારો ઘટ્ટ થાય છે, ત્યારે તે વિચારો આ જગતમાં કાર્ય રૂપે પરિણમે છે. માટે જે સ્થિતિ આપણે જગતમાં લાવવા ઇચ્છતા હોઇએ તે સ્થિતિ જે કારણોથી આવી શકે, તેવાં કારણોના વિચારો ફેલાવવા જરૂરના છે અને તેવા વિચારોને ફેલાવવાના કામમાં માસિકપત્રો ઘણો અગત્યનો ભાગ ભજવી શકે.

ન્યાયી અને ઉદાર બ્રીટીશ સરકારની શિતળ છાયા નીચે તાર, રેલ્વે, પોસ્ટ અને છાપખાનાની મદદથી વિચારો ફેલાવવાનું કામ બહુ સરલ થયેલું છે, માટે આવા અનુકૂળ સમયનો લાભ લઇ માસિકપત્રોને ઉત્તમોત્તમ વિચારોને ફેલાવવાનાં સાધનભૂત બનાવવાં જોઇએ.

આપણે એક ખોટો વિચાર ફેલાવીએ, અને તે ખોટો વિચાર ગ્રહણ કરી જે જે મનુષ્યો આડે માર્ગે દોરાય, તે સર્વનાં પાપકર્મને વાસ્તે આપણે જોખમદાર છીએ. તેજ રીતે જેઓ સત્ય વિચારોને ફેલાવે છે, તેઓ અગણ્ય પુન્ય પ્રાપ્ત કરે છે; કારણ કે તે વિચારનો સ્વીકાર કરી જે જે સુકૃત્યો બીજા માણસો કરે છે, તે સર્વ સુકૃત્યોમાં તેનો ભાગ રહેલો છે. આ દૃષ્ટિથી વિચારના વિચારકો, લેખકો અને ઉપદેશકોને શિર કેટલી મોટી જોખમદારી રહેલી છે, તેનો આપણને કાંઇક ખ્યાલ આવી શકશે. 'ઉત્સૂત્ર પ્રરૂપનાર મોટાં પાપનો ભાગી થાય છે' એમ જે શાસ્ત્રમાં લેખ છે, તેનું કારણ પણ કાંઇક આવાજ પ્રકારનું હશે, એમ આ લેખકને જણાય છે. માટે પોતાના અનુભવમાં આવેલી અને પોતાને સત્ય લાગતી બાબતોનોજ લેખકોએ બોધ આપવો જોઇએ.

મારા અભિપ્રાય પ્રમાણે માસિકમાં કેવળ એકજ પ્રકારના લેખોને દાખલ નહિ કરતાં જે જે લેખોથી કોમને લાભ થાય, વાચકવર્ગના વિચારો ઉન્નત થાય, અને તેઓ પોતાનું જીવન આનંદમય અને સુખી બનાવતાં શિખે તેવા પ્રકારના સર્વ લેખોને માસિકમાં સ્થાન મળવું જોઇએ. મર્હુમ પ્રોફેસર મણિલાલ દ્વિવેદીના શબ્દોમાં કહીએતો "જે વિચારોથી, જે સત્યના જ્ઞાનથી ક્ષણવાર પણ સંસારના પ્રાપંચિક જીવન કરતાં ઉન્નત જીવનનો અનુભવ થાય, સંકોચ અને સ્વાર્થની મર્યાદા દૂર થઇ ઉદારતા અને પરોપકારપણાનો આહ્લાદ પ્રકટ થાય, તેવા વિચારો તથા તેવા પ્રકારનું જ્ઞાન જેથી મળે તેવા ઉત્તમ લેખો માસિકમાં પ્રથમ દાખલ કરવા ઘટે છે."

સાપ્તાહિકોના લેખકોને તથા તેના વાચકવૃન્દને વિચાર કરવાનો પુરતો સમય પણ હોતો નથી. રવિવારે પત્ર બ્હાર પાડવાનું હોય, અને શનિવારે કોઇ ઉપયોગી ખબર મળતાં તે ઉપર મુખ્ય લેખ યા ચર્ચા લખવાની સાપ્તાહિકના લેખકને જરૂર પડે છે. તેને વિચાર કરવાનો અવકાશ ભાગ્યેજ મળે છે, પણ માસિકના સંબંધમાં તેમ નથી. એક માસ એ વિચારીને લેખો લખવાને પુરતો સમય છે. માટે વર્તમાન સમા-

આરોથી અથવા નવા જુના બનાવોની નોંધથી માસિકોનાં પાનાં ભરવાં એ માસિકની શોભાને હીનપત લગાડનારૂં છે. જે લોકો કેવળ તે માસિકનાજ ગ્રાહક હોય, અને બીજાં પત્રો વાંચવાનો જેમને અવકાશ ન મળતો હોય, તેવા લોકો અગત્યના વર્તમાન સવાલોથી તદ્દન અજ્ઞાત ન રહે, તેટલા માટે વર્તમાન સમાચારને વાસ્તે માસિકમાં એકાદ બે પૃષ્ઠ રાખવામાં આવે તો તેમાં કાંઇ બાધ નથી. પણ બાકીનાં બીજાં પૃષ્ઠો ઉમદા લેખોથી શોભાવવામાંજ તે માસિકની શોભા છે.

દૈનિક પત્રોમાં અને સાપ્તાહિકોમાં જે જે સમાચારો આવે, જે જે બનાવનાં વર્ણન આવે, તે સમાચારોમાં કે તે બનાવોમાં ગંભીર તત્ત્વ (underlying principle) શું રહેલું છે, તે તત્ત્વ શોધી કાઢી વાચકવર્ગ આગળ મુકવાનું અને આ રીતે વાચકવર્ગની વિચારશક્તિ કેળવવાનું કામ પણ માસિકપત્રો બહુ સારી રીતે બજાવી શકે.

સાયન્સની શોધોની મદદ વડે ધર્મનાં તત્ત્વોની સત્યતા પુરવાર કરનારા લેખોની આવશ્યકતા બહુજ છે. કારણ કે સાયન્સે સિદ્ધ કરેલી બાબતો હાલ સર્વમાન્ય ગણાય છે. અવાજના સિદ્ધાંત (theory of sound) પરથી મંત્રશાસ્ત્રના સિદ્ધાંતની સત્યતા બહુ સારી રીતે પુરવાર થઇ શકે તેમ છે. વિચારના પરમાણુઓ છે, એ સત્ય સિદ્ધાંત તીર્થોની પવિત્રતા સાબીત કરવામાં બહુ અગત્યનો લેખી શકાય.

માસિકોમાં મહાન્ પુરૂષોનાં ચરિત્રોને પણ જગ્યા આપવી જોઇએ છે. કારણ કે સત્ય બોલવું તે સારૂં છે, સત્ય બોલવાથી આવા આવા લાભ થાય છે, એમ જણાવવા કરતાં હરિશ્ચન્દ્રનું દૃષ્ટાન્ત એવા રૂપમા લખાવું જોઇએ કે તે ચરિત્ર વાંચતાંજ વાચકવૃન્દ તેના દાખલા પ્રમાણે વર્તવાને દોરાય. પૂર્વના મહાપુરૂષોનાં ચરિત્રોની સાથે સાથે આધુનિક સમયના મહાપુરૂષોનાં દૃષ્ટાન્તો આપવાની પણ જરૂર છે.

જો માસિકો નિષ્પક્ષપાત કલમથી લખાય, અને કેવળ જનસમાજના હિતખાતરજ પ્રગટ થાય તો તેઓ અલ્પ સમયમા બહુજ ઉત્તમ પ્રકારની સેવા બજાવી શકે. એક ઉપદેશક જે કામ કરે તેના કરતાં પણ વિશેષ કાર્ય બજાવી શકવાનું સામર્થ્ય માસિક ધરાવે છે, કારણ કે બીજા ઉપદેશકના ગુણદોષ તરફ જોવાની શ્રોતાવર્ગને સ્વાભાવિક ઇચ્છા થાય છે, પણ માસિકના ગુણદોષ લોકો નિહાળતા નથી; તેના લેખો અને લેખોમાં સમાયેલા બોધ પ્રત્યે નજર રાખે છે. માટે આ અપેક્ષાએ માસિક ઘણું સારૂં કામ કરી શકે. માસિકમા લખવા યોગ્ય વિષયો ઘણા છે, અને તેનું સવિસ્તર વર્ણન સ્થળસંકોચના ભયથી અત્ર કરવામાં આવ્યું નથી.

ટુંકામાં મહત્વના અને ગંભીર વિષયને ચર્ચનારા લેખોજ માસિકમાં દાખલ કરવા જોઇયે, અને તેવા લેખો જેમ વિશેષ પ્રમાણમા મળે, તેને સારૂ બનતો પ્રયત્ન કરવો જોઇએ વિદ્વાન્ લેખકોને ઉત્તેજન આપી તેવા લેખો લખાવવા જોઇએ. મુનિરાજોને તેવા લેખો લખવા અભ્યર્થના કરવી જોઇએ. ઉત્તમ વિષયોપર

સભાના નિયમો ઉત્તમ પ્રકારના છે અને નવી સ્થપાતી સભાઓએ ગ્રહણ કરવા યોગ્ય છે. સભાની પૈસા સંબંધી સ્થિતિ સારી છે, અને તેના સભાસદોમાં વિદ્વાનો તેમજ શ્રીમંત વર્ગ પણ છે; તેથી ભવિષ્યમાં તેઓ વિશેષ ઉત્તમ કાર્યો કરી શકશે, એવી આશા સકારણ રખાય છે. હું ઇચ્છું છું કે તે આશા સફળ થાય, અને આ સભાની ગોલ્ડન જ્યુબીલી ઉજવવાનો પ્રસંગ જ્યારે આવે ત્યારે તે સભાને હાલ કરતાં પણ અધિક સારાં કાર્યો કરેલાં બતાવવાનો સમય પ્રાપ્ત થાય. પ્રાંતે તે જૈન ધર્મ પ્રસારક સભાનો વિજય ઇચ્છી અને તેના કાર્યવાહકોને સ્વાર્થભોગ વાસ્તે ધન્યવાદ આપી આ પ્રસ્તુત લેખ સમાપ્ત કરવામાં આવે છે.

મણીલાલ નથુભાઇ દોશી, બી. એ.

અમદાવાદ.

---

# સભાના ૨૭ વર્ષના રીપોર્ટની નકલો મોકલતાં કેટલાએક સાક્ષરો તરફથી આવેલા પત્રો.



**રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી** લખે છે કે—દીલગીર છું કે તમારી માગણી મુજબ લેખ મોકલવાની મને ફુરસદ નથી.

સભા બાંધવાના હેતુઓ અને તેથી થતા લાભ સંબંધે તમારી સભાનો અહેવાલજ એક ઉત્તમ લેખ છે. જેમ એક નદીનુ મૂળ ન્હાના ઝરણામાથી શરૂ થઇ આગળ જતાં મોટું રૂપ ધારણ કરે છે ને જનોપયોગી થઇ પડે છે, તેમ માત્ર ત્રણજ જણના પ્રયાસથી ઉદ્ભવેલી આ સભાએ આગળ વધતાં કેટલું સંગીન કામ કર્યું છે તે મજકુર લેખ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. તમારા પત્રમા પૂછેલા પહેલા ચાર પ્રશ્નોમાથી દરેકનો જવાબ એ રીપોર્ટમા પ્રદર્શિત થયેલી હકીકત પરથીજ આપી શકાય.

ભાવનગર છગનલાલ લાઇબ્રેરીના વાચકમાથી એ સભાનો ઉદ્ભવ થયો તે વાત જાણી મને પરમ સંતોષ થાય છે. એ લાઇબ્રેરીનું નામજ મ્હારા મનમાં પાછલી હજારો વાતો યાદ કરે છે. કારણ આજથી ૨૨–૨૪ વર્ષ પર હું તથા મારા મિત્ર રા. બા. મનુભાઇ નંદશંકર મહેતા જેઓ હાલ વડોદરા સ્ટેટના નાયબ દીવાન છે તેઓ બને હમેશ સાંજરે એ પુસ્તકાલયમાં હાઇસ્કુલના અમારા અભ્યાસના કામમાંથી ફારેગ થઇ વાંચવા જતા તે વખતે અમાને એવું સ્વપ્ન પણ નહિ આવેલું કે અમારા સહધ્યાયીમાથી કોઇ એવા ગઝાના પાયો રચે છે કે જે પાછળથી આવું ઉપયોગી કામ કરશે.

શોભા આપે છે અને મને વિશ્વાસ છે કે સભા હજુ વધારે હિતકર કાર્યો કરવાને સમર્થ થશે.

**રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિ** લખે છે કે—જૈન ધર્મમાં ઘણું એવું છે કે જે અન્ય સમુદાયોમાં નથી અને એવું એવું જ્ઞાન આપ એકલા જૈનોનેજ નહિ પણ અન્ય ધર્માનુયાયીઓને પણ બોધશો તેથી તો લાભજ છે. અહિંસાનું જૈન અને બૌદ્ધ સૂત્ર વૈદિક ધર્મે અને ગુજરાતે તો સ્વીકારી લીધુંજ છે.

જૈનોમાં જાગૃતિ સારી છે, ગચ્છોમાં સંપ પણ સારો છે. છતાં જૈન મતના જૂદા જૂદા ગચ્છો હજુ વધારે નિકટ સંબંધમાં જોડાય, અને પરસ્પરની મદદમાં ઉભા રહે એવું થાય તો વધારે હિત સધાય. એકજ જિનદેવના બે પુત્રો છે, તો સમજીને વધારે સંપી જશો અને સુખી થશો. આપની સભાની આબાદી ઇચ્છું છું.

**રા. રા. દોલતરામ કૃપારામ પંડયા** લખે છે કે—વ્યવસાયને લીધે આપની ઇચ્છા પ્રમાણે લેખ લખી મોકલ્યો નથી તે ક્ષમ્ય ગણાશે. આપની ઇચ્છા હશે તો વળી કોઇ અન્ય પ્રસંગે લેખ માટે શ્રમ થશે. આ પ્રસંગે એટલું તો કહેવું પડે કે રમતમાં અથવા અલ્પ વિચારથી કરેલા કૃત્ય રૂપી કારણમાંથી આપની વિસ્તૃત સભા રૂપ કાર્ય થયું, એજ આપના ધર્મમાં સિદ્ધ કરેલા કાર્યકારણનો યાને કર્મનો ઇશ્વરી નિયમ બતાવી આપે છે.

**રા. રા. કાન્તિલાલ છગનલાલ પંડયા** લખે છે કે—શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો રીપોર્ટ પહેલેથી તે છેલ્લે સુધી હું બહુ રસથી વાંચી ગયો છું, અને મ્હારાથી કહ્યા વિના રહેવાતું નથી કે તે રીપોર્ટ કોઇ પણ સંસ્થાને માનપ્રદ થઇ પડે એવો છે. તે ઉપરાંત ત્હેની લખાવટ પણ ઉંચા પ્રકારની છે, અને તે માટે લેખકને બેશક ધન્યવાદ ઘટે છે. બન્ને, સભાનો જન્મ, ત્હેનો સંકટસમય, ત્હેનો વિકાસક્રમ અને અન્તે પૂર્ણ ઉત્સાહવાળા યુવાવસ્થામાં ત્હેનો પ્રવેશ—એ સર્વ જાણી હું હર્ષ પામ્યો છું. અને અન્તે શ્રી પરમાત્માને એટલી પ્રાર્થના કરૂં છું કે શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની પ્રવૃત્તિ વધારે ને વધારે કલ્યાણકારી થાઓ, એ પ્રવૃત્તિનો ઇતિહાસ વધારે ને વધારે જ્વલન્ત બનો, અને દીર્ઘ દૃષ્ટિથી, અચલ ધૈર્યથી તથા નિઃસીમ ઉત્સાહથી લોકકલ્યાણ કરવાની ત્હમારી પદ્ધતિનો આપણા દેશની સર્વ સંસ્થાઓ દાખલો લ્યો. તથાસ્તુ!

---

| | | |
|---|---|---|
| ૩૨ | શાહ ગોકળભાઇ અમથાશા | અમદાવાદ |
| ૩૩ | શાહ નથુભાઇ પુરૂષોત્તમદાસ | ,, |
| ૩૪ | શાહ મંગળદાસ દોલતરામ | ,, |
| ૩૫ | શાહ વલભજી હીરજી પોરબંદરવાળા | કલકત્તા |
| ૩૬ | રાયબહાદુર મણિલાલજી સીતાબચંદજી નહાર | અજીમગંજ |
| ૩૭ | ઝવેરી ચંદુલાલ છોટાલાલ લલુભાઇ | અમદાવાદ |
| ૩૮ | શાહ પરમાણંદદાસ રતનજી જેચંદ | ગોઘા |
| ૩૯ | શાહ છોટાલાલ જીવણભાઇ જેચંદ | ,, |
| ૪૦ | પારેખ છોટમલાલ ઓધવજી | ,, |
| ૪૧ | શાહ પ્રાણજીવનદાસ પુરૂષોત્તમદાસ | રાજબંદર |
| ૪૨ | શેઠ કમલશી ગુલાબચંદ | રાધનપુર |
| ૪૩ | શાહ મુનીલાલ પીરચંદ | ,, |
| ૪૪ | શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ | રાણપુર |
| ૪૫ | મોદી છગનલાલ નાકમલાલ | ,, |
| ૪૬ | શાહ હરખચંદ કુંવરજી નાગનેશવાળા | સરંભાન |
| ૪૭ | માસ્તર મણિલાલ તલકસી | વીરમગામ |
| ૪૮ | ઝવેરી માણેકચંદ ખેતશી | ,, |
| ૪૯ | શાહ ઉમેદચંદ અમથાભાઇ | ,, |
| ૫૦ | વકીલ ડાયાલાલ હકમચંદ | ધંધુકા |
| ૫૧ | વકીલ ડાયાભાઇ પ્રેમચંદ | ,, |
| ૫૨ | બ્હેન ગંગા. મોતીચંદ માણેકચંદની દીકરી | ભાડુપ |
| ૫૩ | શેઠ પ્રેમજી રામચંદ પીતાંબર | પ્રભાસપાટણ |
| ૫૪ | શેઠ કસ્તુરભાઇ કસળચંદ | જામનગર |
| ૫૫ | શ્રી જૈન સુબોધ પુસ્તકાલય | ખંભાત |
| ૫૬ | શ્રી સુમતિ રત્નસૂરિ જૈન લાઇબ્રેરી | ખેડા |
| ૫૭ | દેશાઇ લક્ષ્મીચંદ ભગવાન | બોટાદ |
| ૫૮ | ગ. રા. સુરચંદભાઇ પુરૂષોત્તમદાસ બદામી, બી એ, એલએલ બી | ગોધરા |
| ૫૯ | શેઠ પુનમચંદ કરમચંદ કોટાવાળા | પાટણ |
| ૬૦ | શેઠ નેમચંદ પીતાંબરદાસ | મયગામ |
| ૬૧ | સંઘવી બલાખીરામ પુંજીરામ | મેસાણા |
| ૬૨ | દોશી કેસવજી ઝુઝાભાઇ | તળાજા |

## પહેલા વર્ગના સભાસદો.

| | | |
|---|---|---|
| ૬૩ | શાહ ઝવેરભાઇ ભાયચંદ | ભાવનગર |
| ૬૪ | શાહ જસરાજ ત્રીકમ | ,, |
| ૬૫ | શાહ ગિરધરલાલ દેવચંદ | ,, |
| ૬૬ | શાહ મગનલાલ મુળચંદ | ,, |

# શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો રજત મહોત્સવ

અથવા

## Silver Jubilee.

### આમુખ.

પચીશ વરસ સુધીની એક સરખી કારકીર્દિ પછી જ્યુબીલી ઉજવવાનો મંગળ પ્રસંગ વર્તમાન જૈનોની કોઇ સંસ્થાને મળ્યો હોય, તો તે **શ્રી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભા છે.** ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને બાદ કરતાં જૈનેતર સંસ્થામાં પણ આવો પ્રસંગ નોંધાયો શ્રુત થયો નથી આ પ્રસ્તુત સભાને, તેના સભ્યોને અને જૈન આલમને ગૌરવ-માનનાં કારણરૂપ છે. સભાની શરૂઆતથી આજ સુધીની કારકીર્દિ જોઇએ તો એ સભા બે તરી વળતાં કામો અડગ ધારાએ કરી આવતી દેખાય છે.

બે મુખ્ય કામ; ફત્તેહનું રહસ્ય.

**શ્રી જૈન ધર્મ પ્રકાશ** માસિકનું નિયમિત પ્રગટ થવું અને ધુરંધર જૈનાચાર્યોના સ્વપર હિતકારી ગ્રંથોનું મૂળ રૂપે, ગુજરાતી અનુવાદ રૂપે અથવા ઉભય રૂપે પ્રસિદ્ધ થવું. આ બે મુખ્ય કામો ઉપર સભાએ લક્ષ આપ્યું છે-રાખ્યું છે એ ખચીત યોગ્ય કર્યું છે. સભા ટકી રહી સારૂં કામ બજાવતી આવી છે તે તેના પ્રવર્ત્તકોની કાળજી ઉપરાંત તેણે આ બેજ બાબતો હાથ ધરી છે તેથી તીર્થનકરારના અથવા એને લગતી રાજકીય બાબતોના ગુંચવાડા ભર્યા કામોમા એણે માથું માર્યું હત, તો એવા વીર્ય-લાગવગ-જ્ઞાન-કળવકળવાળા સભ્યોના અભાવે સભાની જીવનદોરી બહુ ન લંબાત, અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની પવિત્ર કૃતિઓની જે પ્રસાદી સભાએ આપણને આપી છે તે આપણને તરતમાં તો નજ મળત. આનો અર્થ એમ નથી કરવાનો કે તીર્થરક્ષા યોગ્ય રાજકીય પ્રકરણમાં જૈનોએ માથું ન મારવું. એવી ધર્મરક્ષા યોગ્ય બાબતોમા ભાગ લેવાની, તેનો નિવેડો આણવાની અને તેવા ઉદ્દેશવાળી સંસ્થાઓની નિ:સંશય જરૂર છે, પણ ખેદ માત્ર એ છે કે એ જરૂરને સાંગોપાંગ પુરી પાડે એવા વીર્ય-લાગવગ-નૈસ્વાર્થ્ય-ધન-જ્ઞાન-કળવકળ-હિમતવાળા પુરૂષોની બહુધા જૈનોમા ખામી છે. જૈનોમાં એવી ઓલાદ (Generation) ઉભી થાય એવા સંસ્કાર-ઉચ્ચ અને સર્વદેશીય સંસ્કાર (Liberal and unilateral education)ની અનિવાર્ય જરૂર છે.

જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ; તે કેમ અસ્ત પામી?

મુંબઇની **જૈન એસોસીએશન ઓફ ઇન્ડીઆ** થોડો વખત ઉદય પામી અસ્ત થઇ ગઇ અને હજુ પણ અસ્ત દશામાં છે તે તેના અનિયત ઉદ્દેશો (undefined aims) અથવા પહોંચી શકશે કે નહિ એવા વિચાર વિનાના ઉદ્દેશો ઉપરાંત

એ ઉદ્દેશોને બર આણી શકે એવા ઉપર કહેલાં લક્ષણોવાળા પુરૂષોના (સભ્યોના) અભાવને લઇને. ઉક્ત ઍસોસીએશન નહિ ચાલી શકવામાં કોઇ એ સભાના અગ્રેસરોની એકહથ્થી સત્તા (Centralized power)નું કારણ આગળ આણે છે; પણ આ કારણ એટલું બધું મહત્ લાગતું નથી; કેમકે સભામાં ઉપરોક્ત લક્ષણવાળા સભ્યો હોત તો અગ્રેસરોના હાથમાં એકહથ્થી સત્તા ન જવા દેત; અથવા અગ્રેસરોમાં જો એ લક્ષણ હોત તો એ સભા અસ્ત ન પામત. આમ જોતાં આ જૈન ધર્મ પ્રસારક સભાએ પોતે પહોંચી શકે એવા ઉદ્દેશો નિયત કરી તેપરજ લક્ષ આપ્યું છે, તે યોગ્ય કર્યું છે; અને એ ઉપરથી એવી ઉભી થયેલી બીજી સંસ્થાઓએ ધડો લેવાનો છે.

### સભાનું માસિક.

"**જૈન ધર્મ પ્રકાશ**" અવિચ્છિન્ન ધારાએ પચીશ વરસ થયાં પ્રતિમાસે પ્રગટ થયાં કરે છે એ સભાને અરેખર મુબારકબાદીરૂપ છે. જૈનોમાં એટલી લાંબી જીંદગીવાળું એ એકજ ગુજરાતી માસિક છે; અને જૈનેતરમાં પણ "**બુદ્ધિપ્રકાશ**," "**ગુજરાત શાળાપત્ર**" અને "**કેળવણી**" બાદ કરતાં એટલી લાંબી જીંદગીવાળું એક પણ ગુજરાતી માસિક દેખાતું નથી. અત્રે આપણે ગુજરાતી જૈન માસિકોની નોંધ લઇએ તો અસ્થાને નહિ ગણાય.

### જૈન દિવાકર.

(૧) **જૈન દિવાકર**—અમદાવાદમાં પ્રગટ થતું આ માસિક સંવત્ ૧૯૩૨ ના શ્રાવણમાં શરૂ થયું હતું. તેના ઉત્સાહી સંપાદક મરહુમ શા. છગનલાલ ઉમેદચંદની કાર્યવાહી તળે એમાં વખતોવખત સારા લેખો આવતા; પણ એ માસિક બહુ અનિયમિત રહેતું; ક્વચિત્ બંધ પડી પાછું દર્શન દેતું; હાલ તો લાંબો વખત થયાં બંધ પડયું દેખાય છે. એણે પુરાં પચીશ વરસની જીંદગી ભોગવી નથી. આમાં ક્વચિત્ ક્વચિત્ સુધારા અને ધર્મદાઝના લેખો દેખાવ દેતા. ત્યાર પછી સંવત્ ૧૯૪૧ સુધીમાં બીજું કોઇ ગુજરાતી જૈન માસિક શરૂ થયું હોય તો તેની અમને માહિતી નથી.૧

### જૈન ધર્મ પ્રકાશ અને સનાતન જૈન.

નવ વરસ પછી સંવત્ ૧૯૪૧ ના ચૈત્ર માસમાં (૨) **જૈન ધર્મ પ્રકાશ**નો જન્મ થયો. આ "પ્રકાશ" અદ્યાપિ પર્યંત પ્રકાશ કરી રહ્યું છે. આમાં વખતો વખત ઉત્તમ લેખો આવ્યા કર્યા છે. તથાપિ આ "પ્રકાશ"ના પ્રકાશને આંજી નાખે એવું "સનાતન જૈન" માસિક આજ પાંચ વરસ થયાં ઉદય પામ્યું છે. "સનાતન"માં આવતા અગ્રલેખો આદિ અંગે અમને ગમે તેટલો મતભેદ હોય, તેમાં

૧ સંવત્ ૧૯૩૩ ના ચૈત્ર માસમાં કેશવલાલ શિવરામ તરફથી "જૈન સુધારસ" પ્રગટ થયું હતું, જે એક વર્ષ ચાલ્યું હતું. તંત્રી

આવતા વિચારોની સાથે અમે ગમે તેટલે દરજ્જે મળતા થઇ ન શકતા હોઇએ, તથાપિ અમને એ માસિકની શૈલી (treatment) નિઃસંશય જમાનાના બરની લાગે છે. "**સનાતન**"ને મળતું અગ્રપદ પાંચ છ ચાવી–ખૂબી–રહસ્યને આભારી છે. તે ખૂબીઓ :—

(૧) વિષયની ચાળવણી અને પસંદગી ;
(૨) કેળવાયલાનું વલણ શું છે એના નિરીક્ષણપૂર્વક લેખન ;
(૩) ચાલુ ચર્ચા ; સામાજિક ; રાજકીય વિષય અંગે ધાર્મિક દૃષ્ટિએ ઊહાપોહ ;
(૪) ઐતિહાસિક લેખોને ખાસ સ્થાન ;
(૫) એ માસિકને બીજાં બધાં માસિકોથી તરી વળતું (distinguishing and novel) વિલક્ષણ કરવાની સંપાદકની કાળજી ;
(૬) એક પત્રના જીવનને અનિવાર્ય એવો (journalistic spirit) પત્રકારને યોગ્ય જુસ્સો–વીર્યસ્ફુરણા.

**જૈન ધર્મ પ્રકાશ** આ ખૂબીઓ પીછાણી લઇ તેને અખત્યાર કરે તો તે પ્રથમ પંક્તિમાં પ્રથમ પદ ભોગવતું ગુજરાતી જૈન માસિક નિઃસંશય થાય એમ છે. ચોથી અને છઠ્ઠી ખૂબીઓ એમાં નથી એમ સર્વાંશે કહી શકાય એમ નથી ; પણ તે ખૂબીઓને બહુ ખેડવાની જરૂર છે. પહેલી, બીજી, ત્રીજી અને પાંચમીનો તો પ્રારંભ કરવાનો છે.

જૈન હિતેચ્છુ અને સ્યાદ્વાદ સુધા.

આ માસિકના જન્મ પછી ભાવનગરમાં જૈન ધર્મ હિતેચ્છુ સભા તરફથી (૩) **જૈન હિતેચ્છુ**[૧] અને અમદાવાદમાં જૈન નાટકકાર ડાહ્યાભાઇ ધોળશાજી તરફથી (૪) **સ્યાદ્વાદ સુધા**[૨] શરૂ થયાં હતાં; પણ બંને ટુંકું જીવન ભોગવી અસ્ત પામ્યાં છે. બંને માસિકોએ ઠીક ઐતિહાસિક લેખો હાથ ધર્યા હતા. બચપણમાં ઉછરતી સભામાં આ અરસામાં જબરી ફાટફુટ પડી હતી; અને જો તેના હાલના કાર્યદક્ષ પ્રવર્ત્તકોએ સમયોચિત વલણ ન લીધું હોત તો તેજ વખતે સભા બંધ થાત.

ત્યારપછી સંવત્ ૧૯૪૫ ના પોષમાં (૫) **જ્ઞાનપ્રકાશ** અમદાવાદમાં શા૦ મગનલાલ હઠીસંઘ તરફથી શરૂ થયેલું હજી ચાલુ છે. આ માસિકમાં ભાષાંતરોના ઉતારા કરતાં વધારે બહુ ઓછું દેખાય છે.

જૈન ધર્મોદય અને જૈન હિતેચ્છુ.

ત્યારપછી સંવત્ ૧૯૪૬–૪૭ માં (૬) **જૈન ધર્મોદય** લીંબડીમાં સ્થાનકવાસીઓ તરફથી શરૂ થયું. તે બે ત્રણ વરસનું આયુષ્ય ભોગવી આથમ્યું.

---

૧ પ્રગટ થયું સંવત્ ૧૯૪૧ વૈશાખ માસ. પ્રગટકર્ત્તા જૈન હિતેચ્છુ સભા ચાલ્યુ વરસ એક.
૨ પ્રગટ થયું સંવત્ ૧૯૪૧ માઘ માસ પ્રગટકર્ત્તા જૈન ધર્મ પ્રવર્તક સભા. ચાલ્યું વરસ બે.

ત્યારપછી સંવત્ ૧૯૪૫ માં (૭) **જૈન હિતેચ્છુ** અમદાવાદના વિસલપુરના સ્થાનકવાસીઓ તરફથી શરૂ થયું. તે હાલ અમદાવાદમાં ચાલુ છે. ધર્મબોધના અભાવે આ માસિક પ્રાયઃ અર્થનો અનર્થ કરે છે એ ખેદરૂપ છે.

### તત્વવિવેચક.

તે પછી સંવત્ ૧૯૫૮ માં (૮) **તત્વવિવેચક**-'ગળથુથીમાં વિષ' લઇ અમદાવાદમાં જન્મ પામેલું આ માસિક દીર્ઘાયુ થાય એમ લાગતું નહોતું. થયું પણ તેમ. થોડા માસના જીવન પછી સમાધિમાં પડયું. પડ્યું ગઇ સાલ જાગૃત થયું; પણ વિષવિકારનો ઉતાર ન થયો હોવાથી બે માસની જાગૃતિ ભોગવી પાછું સમાધિમાં પડયું છે.

### આત્માનંદ પ્રકાશ, આનંદ, શ્રાવક અને હેરલ્ડ.

ત્યારપછી ૧૯૫૯-૬૦ માં ક્રમે ક્રમે (૯) **આત્માનંદ પ્રકાશ** ભાવનગર આત્માનંદ સભા તરફથી શરૂ થયું છે.

(૧૦) **આનંદ** પાલીતાણા જૈન વિદ્યા પ્રચારક વર્ગ તરફથી શરૂ થયું છે.

(૧૧) **શ્રાવક** રાજકોટમાં સ્થાનકવાસીઓ તરફથી શરૂ થયું હતું; અને

(૧૨) **જૈન કૉન્ફરન્સ હેરલ્ડ** મુંબાઇમાં જૈન (શ્વેતામ્બર) કૉન્ફરન્સ ઑફીસ તરફથી શરૂ થયું છે.

(૯)-(૧૦) વાળાં માસિકોમાં ટાઇપ અણઘટતા મોટા રાખ્યા છે. પ્રાયઃ શિષ્ટ લેખકોના અભાવે હાલ તરત બહુ ધ્યાન ખેંચતા નથી.

(૧૧) વાળું માસિક સારૂં હતું. એમાં બહુધા સારા લેખો આવતા પણ સાંભળવા મુજબ મદદના અભાવે આ માસિક બંધ પડયું છે.

(૧૨) વાળું "કૉન્ફરન્સ"ને લગતું હોવાથી તેના અંગે વિશેષ લખાતું દેખાય છે; તથાપિ તેમાં બીજા ઉપયોગી લેખો પણ દેખાય છે.

### સનાતન જૈન. તેની અનુકરણીય શૈલી. અનુકરણમાં વિવેકની જરૂર.

ત્યાર પછી સંવત્ ૧૯૬૧ માં (૧૩) **સનાતન જૈન** રાજકોટમાં શરૂ થયેલું હાલ મુંબાઇમાં તેના સંપાદક રા. મનસુખભાઇ રવજીભાઇ તરફથી પ્રગટ થાય છે. આની બાબત અગે પ્રથમ જણાવ્યું છે. આ માસિકની શૈલીનું અનુકરણ ઘણું બીજાં બધાં જૈન માસિકોએ કરવા યોગ્ય છે અનુકરણ શ્રેય હોય છે, તથાપિ નૈસર્ગિક પ્રતિભા (originality) જન્ય વિલક્ષણતા દાખવવાની જેનામાં શક્તિ ન હોય તેને સારાનું અનુકરણ અયોગ્ય અથવા દોષરૂપ નથી. અમને તો લાગે છે કે ઉપર જણાવેલા તથા હવે જણાવીએ છીએ તે માસિકો પ્રાયઃ દેખાદેખીથી શરૂ થયાં છે; અને દેખાદેખીથી આરંભાયલા માસિકો ઘણો લાંબુ જીવન ભોગવતા નથી અથવા દમ વગરનાં હોય છે. અનુકરણ-દેખાદેખીમાં પણ વિચાર-વિવેક-વિચક્ષણતાની જરૂર છે.

## જૈન પતાકા; જૈનોદય; બુદ્ધિપ્રભા.

"**સનાતન**"ની શરૂઆત પછી બે વરસે (૧૪) જૈન પતાકા અમદાવાદમાં શરૂ થઇ પછી મુંબઇ આવ્યું. ત્યાંથી હાલ બનારસ ગયું છે. એ જૈન પતાકા બહુ અનિયમિત ફરકાવે છે.

આ અરસામાં (૧૫) **જૈનોદય** વઢવાણમાં સ્થનકવાસીઓ તરફથી નીકળતુ શ્રુત થયું છે. એક અંક જોવામાં આવ્યો હતો; હાલ ચાલુ છે કે નહિ એ ખબર નથી. જોયેલ અંકમાં કવિતા સારી હતી. બાકી દમવિનાનું.

ત્યારપછી છેવટ હમણાં (૧૬) **બુદ્ધિપ્રભા** અમદાવાદમાં મુનિ બુદ્ધિસાગરજીના આધિપત્યપણા નીચે શરૂ થયું છે. ચાર અંક બહાર પડયા છે. પ્રો જેકોબીના લેખોના અનુવાદ અને સત્સંગી બી. એ ના લેખો આગળ એમાના બીજા લેખો લુખા-ફીક્કા લાગે છે. એમાનાં કાવ્યો નિર્માલ્ય છે. માસિકોમાં નિર્માલ્ય કાવ્યોની જરૂર શું?

### બધાં માસિકોની એક ખામી.

આટલાં ગુજરાતી જૈન માસિકો અમારી માહિતીમાં છે. બીજાં કદાચ નોંધ લેવાયા વિના રહી જતાં હોય. અત્રે જણાવેલા બધાં માસિકોની એક નોધ લેવા યોગ્ય ખામી 'ઉદ્દેશ એવો નિર્દેશ" એ સૂત્રને બહુધા વિસારી દેવાયું છે એ છે. કોઇ માસિકે પોતાના અમુક નિયત ઉદ્દેશ (fixed aims) નક્કી કર્યા નથી ઉદ્દેશો નક્કી કરી જો તેને લગતી વાતો સુવ્યવસ્થિત ચર્ચના-લખવામાં આવે, તો રેલ્વેની સડકની પેઠે ખાડા-ખાબોચિયા વિનાના સપાટ (level) રસ્તા ઉપર અભિધેય-પ્રતિપાદ્ય વસ્તુરૂપ આગગાડી સડસડાટ સુગમ-સરખી-અનિરોધરૂપે શીઘ્ર દોડી શકે છે.

એમ હોય. જુદા જુદા વિષય યોગ્ય અનેક માસિકો જૈનોમાં લખાઇ ચર્ચાઇ શકે એમ છે. જૈનેતર ગુજરાતી માસિકો જોઇએ તો જેમ "**કેળવણી**" કે "**ગુજરાત શાળાપત્ર**" કે "**Education**" એ આદિમાં મુખ્યતઃ કેળવણીને લગતી ચર્ચા હોય છે; અથવા "**સુંદરીસુબોધ**" માં મુખ્યતઃ સ્ત્રી ઉપયોગી વિષયો હોય છે, તેમ જુદા જુદા વિષયનાં જુદાં જુદાં માસિકો, જો અનંતર ઉદ્દેશ નિયત કર્યો હોય તો, જૈનોમાં ઘણાં નીકળી શકે એમ છે. **એ માસિકોનાં પોષણ માટે તેના પ્રવર્તકોના પુરુષાર્થની અને ગ્રાહકોના અસંકુચિત આશ્રયની જરૂર છે.** "જૈન" એ બહોળા અર્થસૂચક સામાન્ય શબ્દ છે; તે સામાન્ય શબ્દમાંથી અનેક **વિશેષ** (Species) ઝરણાં નીકળી શકે એમ છે; જૈન સાહિત્યક્ષેત્ર એટલું બધું વિશાળ છે કે તેમાંથી જુદા જુદા અનેક વિષયોને લગતાં માસિકોને ખોરાક મળે એમ છે. "જૈન ધર્મ પ્રકાશ," "સનાતન જૈન," "જ્ઞાનપ્રકાશ,"—એ વગેરે બધાં સામાન્ય બહોળા અર્થસૂચક નામો છે. તેમાં તેના નિયત ઉદ્દેશો સર્વાંગે પ્રતીત થતા નથી; માટે ઇચ્છવા યોગ્ય છે કે તે બધાં તથા હવે પછી નીકળે તે માસિકો પોતપોતાના અંતિમ હેતુ એકજ રાખી, અનન્તર હેતુ વિષયવાર નક્કી કરી તે વિષયપર અગ્રલેખો ચર્ચવા-લખવા માંડે. હાલ વિદ્યમાન નીચેનાં ગુજરાતી જૈન માસિકો દેખાય છે:—

(૧) સનાતન જૈન—(શ્વેતાંબર-દિગંબર-સ્થાનકવાસી એ બધા અંગે યથાયોગ્ય ચર્ચા કરતું)
(૨) જૈન ધર્મ પ્રકાશ
(૩) કૉન્ફરન્સ હેરલ્ડ
(૪) બુદ્ધિપ્રભા
(૫) જૈન પતાકા
(૬) આનંદ
(૭) આત્માનંદ પ્રકાશ
(૮) જ્ઞાનપ્રકાશ
(૨)–(૮): (શ્વેતામ્બરી)
(૯) જૈન હિતેચ્છુ—— (સ્થાનકવાસી)

પચીશ વરસની અવિચ્છિન્ન કારકીર્દિ પછી "જૈન ધર્મ પ્રકાશ" ની રૂપેરી ખુશાલીનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, એ આનંદવાર્તા છે. આપણે એ જૈન કોમની સેવા બજાવતાં માસિકને દીર્ઘાયુ ઇચ્છીએ છીયે. સભાનાં આ પ્રથમ કામની સમાલોચના થઇ; હવે આપણે બીજું કામ તપાસીયે.

(૨) સભાએ બજાવેલી સાહિત્યસેવા:—

(૧) વિજયચંદ કેવલિ ચરિત્ર ભાષાંતર તથા મૂળ
(૨) ઉપમિતિભવપ્રપંચ પીઠબંધ ભાષાંતર
(૩) સમ્યકત્વ (સ્વતંત્ર લેખ.)

(૪) મહીપાળ ચરિત્ર ભાષાંતર
(૫) યશોધર ચરિત્ર ભાષાંતર
(૬) વર્ધમાન દ્વાત્રિંશિકા ભાષાંતર સમૂળ
(૭) ચંપક શ્રેષ્ઠી ચરિત્ર ભાષાંતર
(૮) રતિસાર ચરિત્ર ભાષાંતર
(૯) વત્સરાજ ચરિત્ર ભાષાંતર
(૧૦) શુકરાજ ચરિત્ર ભાષાંતર
(૧૧) જંબુસ્વામી રાસ
(૧૨) ચંદ્રશેખર રાસ
(૧૩) સુરસુંદરી ચરિત્ર
(૧૪) મુ. વૃદ્ધિચંદજી ચરિત્ર
(૧૫) રત્નશેખર રત્નવતી કથા
(૧૬) પ્રતિક્રમણ હેતુ ભાષાંતર

એ આદિ જૈન ધર્મ પ્રકાશના ગ્રાહકો વગેરેને ભેટ ઉપરાંત

(૧) શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનાં **ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રનાં** દશે પર્વ સમૂલ ભાષાંતર સાથે.

(૨) શ્રી હંસરત્ન ગણિનાં **ઉપમિતિભવપ્રપંચ સંક્ષેપનું** ભાષાંતર (આ પ્રથમ પ્રગટ કરવાનું માન સ્વર્ગસ્થ શા. ભીમસિંહ માણેકને છે.)

(૩) શ્રી યશોવિજયજીની કૃતિઓ મૂળ
(૧) અધ્યાત્મસાર
(૨) અધ્યાત્મોપનિષત્
(૩) દેવધર્મ પરીક્ષા
(૪) યતિલક્ષણ સમુચ્ચય
(૫) અધ્યાત્મ મત દલન
(૬) જ્ઞાનબિંદુ
(૭) તર્કભાષા (જૈન)
(૮) નયપ્રદીપ
(૯) નયરહસ્ય
(૧૦) નયોપદેશ (અવચૂરિ સહિત)

(૪) શ્રી સિદ્ધસેન દિવાકરની કૃતિઓ મૂળ
(૧) બત્રીશ બત્રીશીમાંની મળી આવતી એકવીશ બત્રીશી.
(૨) ન્યાયાવતાર
(૩) સમ્મતિસૂત્ર

(૫) શ્રી હરિભદ્રસૂરિની કૃતિઓ મૂળ
(૧) અષ્ટક (બત્રીશ)
(૨) શાસ્ત્રવાર્તા સમુચ્ચય
(૩) ષડ્દર્શન સમુચ્ચય
(૪) લોકતત્ત્વનિર્ણય સમૂળ ભાષાંતર
(૬) શ્રી જયશેખરસૂરિનું પ્રબોધ ચિંતામણિ સમૂળ ભાષાંતર
(૭) શ્રી વિનયવિજયનુ લઘુ હેમી પ્રક્રિયા વ્યાકરણ
(૮) શ્રી ધનેશ્વર સૂરિકૃત શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર
(૯) શ્રી અભિધાન ચિંતામણિ નામમાળા શબ્દાનુક્રમ સાથે
(૧૦) શ્રી દ્રવ્ય સપ્તતિકા સટીક ભાષાંતર
(૧૧) શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત ઉપદેશપ્રાસાદ ગ્રંથનું (વિભાગ ૫ માં) ભાષાંતર

એ વગેરે બધા ધ્યાન ખેંચે એવા ઉપકારી પુસ્તકો સભાએ પ્રસિદ્ધ કર્યા છે: કેટલાંક ભાષાંતર રૂપે, કેટલાક મૂળ રૂપે, કેટલાંક લેખ રૂપે અને કોઈ કોઈ સ્વતંત્ર લેખ રૂપે છે. આ ઉપરાંત સભા તરફથી પ્રેસમાં હાલ છપાતાં આ પુસ્તકો છે.—

(૧) ઉપદેશ માળા મુળ તથા ટીકાનું ભાષાંતર
(૨) બત્રીશ બત્રીશી સટીક
(૩) યોગ બિંદુ સટીક
(૪) કર્મગ્રંથ સટીક
(૫) વાસુપૂજ્ય ચરિત્ર મૂળ
(૬) શાન્તિનાથ ચરિત્ર ગદ્યબંધ મૂળ
(૭) ઉપદેશપ્રાસાદ ભાષાન્તર વિભાગ ૫ મો
(૮) અધ્યાત્મ કલ્પદ્રુપ ભાષાન્તર વિવેચન સાથે

સ્ફૂર્તિના પ્રવહણનો-વેગનો છે. ઉક્ત ભાઇશ્રીએ બીજી અનેક ઉપાધિ છતાં પોતાની ચેતનાને વેગ આપી તન-મન આ સભાને ન અર્પ્યા હત, તો આ સભાનો આ રજત મહોત્સવ જોવાનો આનંદમંગળ પ્રસંગ આવત કે નહિ એ સંદેહ છે. ભાઇશ્રી કુંવરજીભાઇને ઘટતા આ માનની ઇર્ષ્યા નહિ કરતાં આપણે જો એઓનાં ઉત્સાહ અને કાર્યાર્પણતાની પરમ પ્રમોદભાવપૂર્વક અનુમોદના કરી તેનું અનુકરણ કરીએ, તો આપણાથી પણ તેવાં નિર્જરાકારક કામો થાય; અને આપણે પણ તેવા (માનની ખાતર નહિ છતાં) માનના ભાગી થઇએ. તથાસ્તુ!

હમણાં પ્રસિદ્ધિ પામેલી શ્રી યશોવિજયજી આદિની ગ્રંથમાળા મૂળ કર્ત્તા પુરુષની અનુપમ કલ્યાણકારી પવિત્ર કૃતિને જેબ આપે એવી સુંદર છાપ, સુંદર કાગળ, સુંદર-મોહક શૈલી, લેખને શુદ્ધ રાખવાની બનતી કાળજી—એ આદિપૂર્વક છપાયલી છે. આ કાળે નવાં તાત્વિક-ધર્મમુખ્ય ગ્રંથો રચવાની તો આપણા જેવા પામર-પ્રમાદી જીવોમાં શક્તિ દેખાતી નથી; પણ પૂર્વ પુરૂષોની પવિત્ર કૃતિઓ આમ મૂળ રૂપે પ્રકાશ પામી જળવાઇ રહે છે અને ભાવિકાળે એનો અભ્યાસ કરી અનુવાદાદિ રૂપે કોઇ શિષ્ટ પુરૂષ એનો સ્વપરને લાભ આપશે—એ આશા આંતર્ આનંદ ઉપજાવી તેને પોષે છે; એ આશાએ ચિત્તવૃત્તિ પરમ પ્રફુલ્લિત ભાવ—પ્રમોદભાવ ભજે છે. સભાએ નિઃસંશય નિર્જરાનું કામ હાથ ધર્યું છે. આથી આ સભાને પ્રથમ પંક્તિની **"જૈન સાહિત્ય સભા"** (Jain Tract Society) એ ઉપનામ ઘટે છે. જૈન સાહિત્યને પ્રકાશમાં આણવા રૂપ સેવા બજાવનારી બીજી અનેક જૈન સંસ્થાઓ છતાં અમે આ સભાને **પ્રથમ પંક્તિની "સાહિત્ય સભા"**નું ઉપનામ આપીએ છીએ, તો કદાચ અમારા ઉપર પક્ષપાતનો દોષ આવશે; માટે જેમ આપણે આ સભાએ પ્રગટ કરેલી કૃતિઓની નોંધ લીધી, તેમ બીજી સંસ્થાઓની કૃતિઓની નોંધ લઇએ તેથી સમજાશે કે સભાને પ્રથમ પંક્તિની સાહિત્યસભા કહી શકાય એમ છે કે નહિ:—

### સ્વર્ગસ્થ ભીમસિંહ માણેકની પેઢી.

(૧) જૈન સાહિત્યને ગુજરાતી ભાષાંતર આદિ રૂપે મોટા સમૂહમાં પ્રથમ પ્રસિદ્ધિમાં આણવાનું માન સ્વર્ગસ્થ શ્રાવક ભીમસિંહ માણેકને ઘટે છે. તેઓની હૈયાતીમાં તેઓ તરફથી પ્રગટ થયેલા પ્રકરણ રત્નાકરના ચાર મહાન્ ગ્રંથો (જેમાં શ્રી **કર્મગ્રંથાદિ** અનેક પરમ તાત્વિક ઉપકારી ગ્રંથો સમાય છે) તથા **જૈન કથારત્નકોષ**ના આઠ મ્હોટા ગ્રંથો (Volumes) આપણું ધ્યાન ખેંચી રહ્યા છે. વર્ત્તમાન જૈનોમાં કંઇક પણ જાગૃતિ-બોધ આપવાની શરૂઆત કરનાર એ ગ્રંથો ગણી શકાય. એ ભાઇને આયુષ્યે વિશેષ યારી આપી હત, તો તે ખચીત **જૈન કોમ ઉપર વિશેષ ઉપકાર કરી શકત. તેઓનો દેહ છુટયા પછી પણ તેમની પેઢી તરફથી**

(૭) હરિવિક્રમચરિત્ર (મરાઠી અનુવાદ)

(૮) કુમારપાળ પ્રબંધ

(૯) કુમારપાળ ચરિત્ર

(૧૦) વિક્રમ ચરિત્ર

(૧૧) દ્વાશ્રય

ઇત્યાદિ. જૈન પરિભાષા નહિ સમજાવા આદિનાં કારણે એ અનુવાદ સદોષ રહ્યા છે. પ્રથમ એ ફરી સુધારી પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. વિદ્વાન્ મુનિવરોએ આ કાર્ય ઉપાડી લેવા યોગ્ય છે. આ સંસ્થા ધારે તો બીજાં અનેક જૈન પુસ્તકોને પ્રસિદ્ધમાં આણી શકે.

વિદ્યા પ્રસારક વર્ગ.

(૫) હવે આપણી દૃષ્ટિ પાલીતાણા-જૈન વિદ્યા પ્રસારક વર્ગ ભણી દોડે છે. આ વર્ગ જૈન સાહિત્યની ઉપયોગી સેવા બજાવી રહ્યા છે, પણ હાલ તરત એને પ્રથમ પંક્તિમાં મૂકી શકાય એમ નથી. એ વર્ગને શ્રીમંત કચ્છી બંધુઓની સારી મદદ છતાં, એ વર્ગ પૂર્વ પુરૂષોની પવિત્ર કૃતિઓને જેણ આપે એવી રીતે, તેનું બાહ્ય સૌંદર્ય પ્રગટ કરે એવી રીતે સુંદર છાપ—કાગળ-બાંધણી શુદ્ધિ પ્રતિ જોઇએ તેવી કાળજી ધરાવતો નથી એ ખેદ રૂપ છે. એ વર્ગનાં

(૧) ધર્મ સંગ્રહ

(૨) ધર્મ રત્નપ્રકરણ

હતો, તો પછી શોધ કરી કોઇ શિષ્ટ જૈન કે જૈનેતર વિદ્વાનને એ કામ સોંપવું હતું. શ્રાવિકાભૂષણ શ્રી નૃસિંહાચાર્યનાં ભામિનીભૂષણની દેખાદેખી એ રચાયેલ છે. આ દેખાદેખી-અનુકરણની જરૂરજ નહોતી. અનુકરણ કરવું હતું તો વિવેકપૂર્વક કોઇ શિષ્ટ લેખકના હાથે કરાવવું હતું; અથવા એમાં શ્રી નૃસિંહાચાર્યનું સ્વાભાવિક ચૈતન્ય (natural spirit) આણવું હતું. અમારા જૈન ભાઇઓ-ભદ્રિક પરિણામી જૈન ભાઇઓ આ પુસ્તકો જોઇ ભલે રાજી થતા હોય, વિદ્વાન્ ગણાતા સાધુઓ ભલે એ અંગે સારો અભિપ્રાય આપતા હોય પણ અમે તો આ ગ્રંથ અંગે સ્પષ્ટ પ્રમોદ દાખવી શકતા નથી. પૈસા ખર્ચાવા છતાં ઇષ્ટ ગ્રંથો ન થાય ત્યાં ચિત્તવૃત્તિ પ્રમોદ કેમ ભજી શકે? **પૈસા ખર્ચાવા છતાં કદાચ ન થાય તેની ચિંતા નથી; પણ જે થવું જોઇએ તે તો વિવેકપૂર્વક અને પવિત્ર માર્ગનાં ગૌરવ-પ્રભાવ વધે એવી રીતે.** રા. રા. કેશવલાલ ધ્રુવ અથવા પ્રો. આણંદશંકર ધ્રુવ, અથવા રા. રા. નૃસિંહરાવ દિવેટીઆ અથવા ગુજરાતીના અધિપતિ રા. રા. ઇચ્છારામ અથવા રા. રા. તનસુખરામ મનસુખરામ સૂર્યરામ આદિ જૈનેતર વિદ્વાનોને આ ગ્રંથ મોકલો. જૈનધર્મ તત્ત્વદષ્ટિયે તો કદાચ એ વિદ્વાનો એ ગ્રંથને નહિ જોઇ શકે, પણ ગ્રંથોની શૈલી-ભાષા-ફલિતાર્થ-ગ્રંથની અસર એ આદિ અંગે તો વિવેચકદ્રષ્ટિએ પોતાનો નિખાલસ અભિપ્રાય આપી શકશે. આ વગેરે બીજી ઘણી જોખમદારી ગ્રંથોના અંગે કહેવું આ સ્થાન નથી. તથાપિ આ વર્ગના પ્રવર્ત્તક ભાઇશ્રી શિવજીભાઇ પ્રમોદભાવ ઉપજાવે એવા મહેનતુ અને પુરૂષાર્થશાલી છે, પણ એઓનો પુરૂષાર્થ એકદેશીય (one sided) છે. ભાઇ શિવજીભાઇને ભલામણ છે કે તમને પૈસાની સારી મદદ છે; જૈન કોમ તથા જૈન સાહિત્યની સ્વપર હિતરૂપ તિરસ્વર્થ સેવા બજાવવાનો તમારો ઉચ્ચ ઉદ્દેશ છે તો તમારે જૈન તથા બની શકે તો જૈનેતર શિષ્ટ વિદ્વાનોની એક કમીટી નીમવી અને તમે જે જે ગ્રંથો મૂળ રૂપે, કે ભાષાંતર રૂપે કે ઉભય રૂપે અથવા સ્વતંત્ર લેખ રૂપે છપાવવા માગતા હો, તેના માટે તે છપાવવા પૂર્વે આ કમીટીનાં અભિપ્રાય-સૂચના-સલામણ-અનુમતિ મેળવવાં આ પ્રમાણે થશે તો આ વર્ગ જૈન સાહિત્યની નિઃસંશય અનુપમ સેવા બજાવતી થશે. તથાસ્તુ!

(૬) હવે આપણી દૃષ્ટિ **મુંબઇ—જૈન જ્ઞાન પ્રસારક મંડળ** ભણી દોડે છે. આ મંડળે પણ જૈન સાહિત્ય પ્રગટ કરવાની શરૂઆત કરી છે: પણ તે પ્રથમ પંક્તિમાં નહિ આવી શકે.

(૧) સમરાદિત્ય સંક્ષેપ મૂળ

(૨) સોમસૌભાગ્ય કાવ્ય મૂળ અર્થ યુક્ત ઇત્યાદિ નવાં પ્રસિદ્ધ થયેલાં આપણા જોવામાં આવે છે.

(૩) શ્રીપાળ આદિનાં નૉવેલો (?) નવલકથા રૂપે તો ગણી શકાય એમ નથી; તેમ તેનાં કાગળ-છાપ-બાંધણી-શુદ્ધિ યથાયોગ્ય નથી.

(૪) શ્રાદ્ધવિધિ
(૫) અર્હન્નીતિ } અગાઉ બીજે છપાયલાં ફરી અત્રે છપાયાં છે.

અર્હન્નીતિમાં સહજ ઉપયુક્ત ફેરફાર છે.

(૬) પ્રતિક્રમણસૂત્ર-સાર્થ-સારી ઇબારતમાં આ મંડળ તરફથી છપાયું છે. તથાપિ એ સૂત્રો જુદી જુદી રીતે પૂર્વે ભીમસિંહ માણેકે, ભાવનગરની આ સભાએ, ભાઇશ્રી વેણીચંદભાઇએ, શ્રી હીરાચંદ કકલભાઇએ, અમદાવાદ-વિદ્યાશાળાએ, વગેરેએ છપાવેલ હોવાથી આ માનમાં એ બધાનો ભાગ પડે છે. બાકીમાં રહ્યા શ્રી બુદ્ધિસાગરજીનાં—

(૭) સમાધિશતક

(૮) અધ્યાત્મ ભજનમાળા આદિ

મુનિશ્રી બુદ્ધિસાગરજીનાં ગૃહત્યાગ-અનગારત્વ-પુરૂષાર્થ અંગે અમને ખરેખર પૂજ્ય ભાવ-પ્રમોદભાવ ઉપજે છે; પણ **ભજનમાળા** જોઇ અમને એ ગ્રંથ પ્રતિ બહુ પ્રેમ સ્ફુરતો નથી. જો પ્રાસ યથાયોગ્ય બેસાડી જુદા જુદા શબ્દોના સમૂહ રૂપ વાક્યોનાં પદને કાવ્ય રૂપે ભજનમાળા કહી શકાતી હોય તો કાંઇ કહેવાનું નથી. **યોગ, અધ્યાત્મ એ કેવળ પરમ ઇષ્ટ પરમ હિતાવહ પણ આત્માની ઉત્કૃષ્ટ દશાને યોગ્ય છે.** દશા-અધિકાર-ભૂમિકા વિનાના યોગ-અધ્યાત્મને ચેટક કહેવા યોગ્ય છે. મુનિશ્રી બુદ્ધિસાગરજી બહુ મહેનતુ અને અહોનિશ પુરૂષાર્થમાં રાચી રહેલા છે; તેઓ કદી આલસ કરતા નથી; તેઓની કલમ સારી ચાલે છે; તો તેવા એક ગુણિયલ પુરૂષને વિનતિ કે આપે હાલ "**ભજનમાળા**" આદિમા કાળક્ષેપ નહિ કરતાં અધ્યાત્મ અને યોગને યોગ્ય ભૂમિકા આંતરૂ દૃષ્ટિથી પ્રાપ્ત કરવામાં અને સ્વર્ગસ્થ શ્રીમાન્ આત્મારામજી, તથા શ્રી વિજયધર્મસૂરિ તથા પં. શ્રી આણંદસાગરજી આદિનું અનુકરણ કરવામાં આપના પુરૂષાર્થયોગને વહેવડાવવો. શ્રીમદ્ આત્મારામજીએ જુદાં જુદાં શાસ્ત્રો પ્રકરણોનાં દોહન-સમુદ્ધરણ રૂપે જૈન તત્ત્વાદર્શ, જૈન તત્ત્વ નિર્ણય પ્રાસાદ, અજ્ઞાનતિમિરભાસ્કર આદિ અમારા જેવા હીનશક્તિ અને સંક્ષેપરૂચિ જીવોના ઉપકાર અર્થે રચ્યા છે. શ્રી વિજયધર્મસૂરિ અને પં. આણંદસાગરજી આદિ બીજી રીતે જૈન સાહિત્યની વ્યવહારૂ સેવા બજાવી રહ્યા છે. આપ પણ ધારો તો એમ કરી શકો. હમણાં સ્વતંત્ર (original) થતી જૈન કૃતિઓ તો એવી થવી જોઇએ કે આપણે જૈનો તો શ્રદ્ધાને લઇ પ્રેમભાવથી એ કૃતિઓ વાંચીએ, પણ જૈનેતર પણ એ કૃતિઓને પ્રેમભાવે જુએ અને વાંચે, જૈનેતર ગ્રંથો (૧) ચંદ્રકાંત (૨) યોગ વાશિષ્ઠ (૩) મણિ રત્ન

માળા, (૪) દાસ બોધ (૫) વિચારસાગર (૬) પંચીકરણ (૭) ચમત્કારિક દૃષ્ટાંત માળા (૮) અધ્યાત્મ ભજનમાળા (૯) ભર્તૃહરિ શતક (૧૦) મોહ મુદ્ગર (૧૧) પંચદશી (૧૨) થીઓસૉફીના ગ્રંથો (૧૩) દલપતરામ આદિનાં કાવ્યો-એ આદિ ગ્રંથો તત્ત્વદૃષ્ટિએ-ધર્મદૃષ્ટિએ આપણને ગમે તેવા વિરોધાત્મક લાગતા હોય, આપણો ગમે તેટલો એ અંગે મતભેદ હોય, છતાં તેમાંના ઉપદેશ અર્થે તેની શૈલી ઘટના આદિ અંગે એ ગ્રંથો આપણે પ્રેમ-ભાવપૂર્વક નથી વાંચતા ? વાંચીએ છીએ. તેવી રીતે જૈનેતર સ્ત્રી પુરૂષો પ્રમોદભાવપૂર્વક વાંચે એવા હાલના જૈન લેખકોએ લખેલા સ્વતંત્ર (original) લેખો છે? પ્રાયઃ નથી. માટે આપને નમ્ર અરજ છે કે આપે ભાષા-પિંગલ-અલંકાર આદિના અભ્યાસ ઉપરાંત અનુભવ મેળવવો; ઉક્ત ગ્રંથોના ગુરૂ ન થવું; પણ એના શિષ્ય થવું. પછી આપની સમસ્ત કૃતિઓ અનુપમ થશે; અને આ મંડળ એવાં અનુપમ સ્વતંત્ર પુસ્તકો પ્રસિદ્ધ કરી જૈન સાહિત્યની સેવા બજાવશે. તથાસ્તુ!

(૭) હવે આપણે અમદાવાદ-જૈન વિદ્યાશાળા જોઇએ. આ સંસ્થા તરફથી અગાઉ:—

(૧) શ્રાદ્ધવિધિ ભાષાંતર
(૨) સુલસા ચરિત્ર સમૂલ ભાષાંતર
(૩) ભરતેશ્વર બાહુબલીવૃત્તિ ભાષાતર
(૪) શીલોપદેશમાળા ભાષાંતર
(૫) વૈરાગ્ય શતક સમૂલ ભાષાંતર
(૬) સંબોધ સત્તરી સમૂલ ભાષાંતર

ઇત્યાદિ પ્રસિદ્ધ થયા હતા, ત્યાર પછી એના તરફથી કાંઇ જોવામાં નથી આવતું.

(૮) હવે મુંબઇ જઇ **માંગરોલ જૈન સભાની** મુલાકાત લઇએ. એણે

(૧) શ્રાવકધર્મસંહિતા ભાષાંતર
(૨) યોગશાસ્ત્ર
(૩) જૈન વિવાહવિધિ

પ્રગટ કર્યાં છે. (૧) અગાઉ અમદાવાદમાં છપાઇ ગયેલ "ધર્મ બિંદુ" ના આઠ અધ્યાયમાંનો પહેલો અધ્યાય છે, પણ એમાં સહજ ઉપયુક્ત ફેરફાર છે. (૨) ભીમસિંહ માણેક તરફથી પ્રસિદ્ધ થયેલ પુનઃ અત્રે પ્રસિદ્ધ થયો છે; આમાં પણ ઉપયુક્ત ફેરફાર છે. (૩) શેઠ અમરચંદ તલકચંદે સભા મારફત છપાવ્યો છે. આ સભાનું લક્ષ બીજાં કામો પ્રતિ પણ હોવાથી સાહિત્ય અંગે વિશેષ સેવાની આશા એના તરફથી ઓછી રખાય.

(૯) હવે મેસાણે જઇ મેસાણા-જૈન પાઠશાળા જોઇએ. આ સંસ્થા તરફથી

(૧) ભાષ્યત્રયમ

(૨) દ્રવ્ય સપ્તતિકા ભાષાંતર આદિ છપાયાં છે.

(૧) ભીમસિંહ માણેકે અગ ૩ છપાવ્યો હતો તેજ છે. (૨) જો પણ અગાઉ ભાવનગરની આ સભાએ છપાવેલ હતો.

(૩) જૈન હિતોપદેશ-મુનિશ્રી કર્પૂરવિજયજીએ આ હિતોપદેશાદિ સારા લખ્યા છે તથાપિ સ્વતંત્ર લેખો (original works) કેવા લખવા જોઇએ એ અંગે (૬) ના અનુસંધાનમાં જણાવેલી વાત તેઓશ્રીએ પણ આદરવા જેવી છે. પુરૂષાર્થશાલી મુનિશ્રી કર્પૂરવિજયજી, બુદ્ધિસાગરજી, કેશરવિજયજી આદિ બીજા મુનિવરોને વિનતિ કે સ્વતંત્ર લેખો લખવા રૂપે તથા ભાષાંતર કરવા રૂપે સ્વપર હિતરૂપ જ્ઞાનસેવાનું બહુ વિશાળ ક્ષેત્ર ખેડાયલું તૈયાર છે. સ્વતંત્ર લેખ લખવા બહુ વિકટ અને જોખમ ભર્યા છે, પણ ભાષાંતરને માટે તૈયાર લેખોના સ્વપર હિતરૂપ દેશ ભાષામાં અનુવાદ તો થઇ શકે એમ છે. પૂર્વે પદ્યનો પ્રચાર વિશેષ હોવાથી પુરૂષાર્થશાલી સાધુઓએ પૂર્વ પુરૂષોની સંસ્કૃત પ્રાકૃત કૃતિઓને ગુજરાતી રાસો રૂપે ઉતારેલી છે, તેવી રીતે આ જમાનામાં ગદ્યનો પ્રચાર વધી ગયો છે, તો તેવા સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથોનાં દેશભાષામાં ભાષાંતર આપ કરો એવી નમ્ર વિનતિ છે. આ સભા તરફથી પ્રગટ થયેલી શ્રી યશોવિજયજી આદિની ગ્રંથમાળા જોઇ આપને એ કામ ખચીત સરલ લાગશે. શ્રી ષડ્દર્શન સમુચ્ચયાદિ જે જે ગ્રંથોનાં અશુદ્ધ ભાષાંતર થયાં છે, તે ફરી આપ અવતારો. મુનિશ્રી કેશરવિજયજીએ (૧) પ્રબોધ ચિંતામણિ અને (૨) યોગ શાસ્ત્રનાં ભાષાંતર કરવા પહેલ કરી છે, તે ખચીત તેઓએ ઉપકાર કર્યો છે. બધા પવિત્ર વિદ્વાન મુનિવરો પ્રતિ આ વિનતિ છે.

આમ જુદી જુદી સંસ્થાઓ આપણે જોઇ. માહિતીના અભાવે કોઇ સંસ્થાની નોંધ લેવી રહી જતી હોય, તો અમે ક્ષમાપાત્ર છીએ. જુદા જુદા ગૃહસ્થો તરફથી જુદી જુદી એક, બે કે વધારે કૃતિઓ સ્વતંત્ર લેખ રૂપે કે અનુવાદ રૂપે પ્રસિદ્ધ થઇ હોય, તેની નોંધ લેવાનું આ સ્થાન નથી. અત્રે તો એ જણાવવાનું છે કે ઉપલી નોંધથી સુપ્રતીત થશે કે આ પ્રસ્તુત સભા જૈન સાહિત્યની અનુપમ સેવા બજાવતી રહી છે અને એ પ્રથમ પંક્તિમાં ગણવા યોગ્ય છે.

આવી સ્વપર હિતરૂપ અનુપમ સેવા કરનારી આ સભાની પચીશ વરસ પછીની કારકીર્દિનો રજત મહોત્સવ, રૌપ્ય મહોત્સવ, રૂપેરી દહાડો, **(Silver Jubilee)** ઉજવવાનો ભાગ્યશાળી પ્રસંગ આવ્યો છે, એ આ સભાને ગૌરવ ભર્યું અને અભિનંદન યોગ્ય છે. આ લેખક પણ આ સભાનો એક અંગભૂત સભ્ય હોઇ તેનો પણ આ ગૌરવ-અભિનંદનમાં ગર્વ માણવા યોગ્ય હિસ્સો છે. ૐ શાંતિઃ

મોરબી } લિ૦ મન સુખ લિ૦ હીરાચંદ મહેતા
૧૩-૬-૧૬ }

# શ્રી જૈન ધર્મ પ્રકાશ—રજતોત્સવ.

ગયા વર્ષના ચૈત્રમાસમાં આ માસિકની ઉત્પાદક શ્રી જૈન ધર્મ પ્રસારક સભાની જયુબીલી તેની ૨૭ વર્ષની વયે કરવામાં આવી તે વખતે આ માસિકની વય ૨૩ વર્ષની થયેલી હોવાથી તેનો પણ રજતોત્સવ (રૂપેરી જયુબીલી) સાથેજ કરી લેવાની ધારણા થઇ નહોતી પણ આ જયુબીલી અંક પ્રગટ કરવામાં કેટલાએક કારણોને લઇને ઘણો વિલંબ થયેલો હોવાથી આ માસિકના પણ પચ્ચીશમા વર્ષની શરૂઆત ચૈત્રમાસથી થયેલી છે તેથી તેની પણ જયુબીલી સાથેજ કરી લેવાનું સભાના મનમાં ઉદ્ભવ્યું છે.

માસિકની જયુબીલી ઉજવવામાં બીજા પ્રકારની ધામધુમ કરવાનો વિચાર અપ્રાસંગિક સમજી તેણે આજ સુધીમાં (૨૪ વર્ષમાં) જૈન વર્ગને એકંદર કેટલો લાભ આપ્યો છે તેનોજ ટુંક ચિતાર આપવાનું દુરસ્ત ધારવામાં આવ્યું છે. તેટલા ઉપરથી આ સાથે ૨૪ વર્ષમાં આવેલા વિષયોની એકંદર અનુક્રમણિકા આપવામાં આવી છે કે જેથી તેની સેવાનો સરવાળો કરતાં તે ઉત્સવને યોગ્ય છે કે કેમ એ વાત જૈન બંધુઓના દિલમાં આવી શકે.

એકંદર અનુક્રમણિકાના જુદા જુદા ૧૪ વિભાગ પાડવામાં આવ્યા છે તે નીચે પ્રમાણે—

આ પ્રમાણેના ચૌદ પેટા વિભાગની અંદર દરેક વિભાગમાં જેટલી વિષય સંખ્યા આપવામાં આવી છે તેના સંબંધમાં કેટલીક હકિકત રોશન કરવાની આવશ્યકતાવાળી છે તે નીચે પ્રમાણે.

૧. પદ્યવિષયોની અનુક્રમણિકામાં એકંદર સંખ્યા (૧૩૪) ની આપવામાં આવી છે પરંતુ તેમાં ત્રણ નામનો જાતિરૂપ લખ્યા છે તેથી તેની એકંદર ગણત્રી કરવા જતાં વધે ઉપરાંત પદ્યવિષયો આવેલા છે. જિનસ્તુતિ, જિનેંદ્ર સ્તુતિ, પ્રભુસ્તુતિ જેટલી આવી છે તેટલી બધી એક જાતિ તરીકેજ લખવામાં આવી છે, હિતોપદેશ, ઉપદેશ, સદુપદેશ, ધર્મોપદેશ, જીવને ઉપદેશ, આત્મોપદેશ વિગેરે ઉપદેશ પદાંકિત ઘણા પદ્યો એક જાતિ રૂપ ગણી તેને જુદી જુદી સંખ્યા આપવામાં આવી નથી તેમજ વર્ષારંભે માંગળિક સુચક આવેલા તમામ પદ્યોને પણ એક જાતિ માંજ મુકવામાં આવ્યા છે. ઉપરાંત પાંચ પરમેષ્ઠિના નામાંકિત સ્તુતિઓ જેટલી આવી છે તેટલી તે પાંચ નામના પેટામાંજ સમાવવામાં આવી છે. આ પહેલા વિભાગમાં આવેલા દરેક લેખના લેખકોના નામો લખવા ઇચ્છા હતી પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે કેટલાક વિષય તો ખાસ જાતિરૂપ જણાવેલા હોવાથી તેમા લેખકોના નામો લખવાની અસગવડનાને લીધે સર્વે લેખકોને સરખો ન્યાય આપવાની બુદ્ધિથી કોઇ પણ વિષયમાં તેના લેખકનું નામ આપવામાં આવ્યું નથી. આની અંદરના કેટલાક પદ્યવિષયો તો ખાસ વાંચવા લાયક છે. ૧૨ જુદા જુદા અષ્ટકો આવેલા છે તે પણ વાંચવા યોગ્ય છે. આ વિષયપર વધારે લખવા જતાં વિસ્તાર થઇ જવાના ભયથી ટુંકામાંજ જણાવેલું છે.

૨. વર્ષ પ્રારંભ વિષયોની અનુક્રમણિકામાં પણ એકંદર ૧૦ નામોજ આપવામાં આવ્યા છે. તેની અંદર પણ નવું વર્ષ એ મથાળાવાળા પ્રાયે દરેક વર્ષમાં વિષય આવેલા હોવાથી ૧૬ વિષય વધીને ૨૬ થવા જાય છે. આ વિષયો પ્રાયે તંત્રીનાજ લખેલ હોવાથી બીજા લેખકોના લખેલ છે તેમાં નામ આપવામાં આવ્યા છે. બ ડીના વિષયોમાં લેખકનું નામ લખવાની જરૂર જોઇ નથી

૩. તીર્થ વૃત્તાંતાદિ વિષયોની અનુક્રમણિકામાં એકંદર ૨૭ વિષયો બતાવવામાં આવ્યા છે. તેની અંદર લેખ તો દરેક તીર્થોના સંબંધના આવેલા છે પરંતુ આબુજી, તારંગાજી, પંચતીર્થી વિગેરે અનેક તીર્થોના તથા શેહેરોની અંદર આવેલા ચૈત્યોના વર્ણનો તો ઘણી સારી રીતે આપેલા છે. તેવા લેખ એક ગાઇડની ગરજ સારે તેમ છે. અમારો પ્રવાસ તથા પ્રવાસવર્ણનના મથાળાવાળા પાંચ લેખોની અંદર ઘણી હકીકતો સમાવેલી છે. કેટલાએક તીર્થસંબંધી જાણવા લાયક ઠરાવો પણ આપેલા છે તેમજ જે જે તીર્થમાં સુધારણાનો અવકાશ જેટલો છે તે પણ બતાવવામાં આવ્યું છે. આ વિભાગમાં તમામ લેખકના નામ આપવામાં આવ્યા છે.

* આ ચોવીશીના ૧ લા, ૧૬ મા, ૨૨ મા, ૨૩ મા ને ૨૪ મા પ્રભુ એ પાંચ પરમેષ્ઠિ નમાય છે પ્રભુ ના પાંચ પ્રભુની સ્તુતિ વિગેરે હોય છે.

૪. શાસ્ત્રીય અને સિદ્ધાંતક વિષયોની અનુક્રમણિકામાં એકંદર ૫૫ વિષયો બતાવવામાં આવ્યા છે. તેની અંદર જુદા જુદા અનેક મુનિમહારાજાઓએ પોતાના વચનામૃતોની પ્રસાદી આ માસિક દ્વારા જૈન વર્ગને આપી છે તે તેની અંદર બતાવેલા લેખકોના નામોની અંદર આવેલા મુનિરાજનાં નામોપરથી જણાઇ આવે તેમ છે. ઉત્તમ મુનિરાજો પણ આ માસિકને યોગ્યતાવાળું સમજે છે એમ તે નામોપરથી સમજી શકાય તેમ છે. આ વિભાગમાં તમામ લેખકોના નામો આપવામાં આવ્યા છે. આ વિભાગના કેટલાક લેખો ખાસ વાંચવા લાયક છે. કેટલાક તો અમુક પ્રકરણાદિકના અથવા તેના વિભાગના ભાષાંતર રૂપ છે તેમાં કેટલાકમાં બહુ ઉત્તમ વિવેચન આપવામાં આવેલું છે.

૫. ક્રિયાવિધિ દર્શક વિષયોની અનુક્રમણિમમાં એકંદર ૩૬ વિષયો આપવામાં આવ્યા છે. તેની અંદર દરેક લેખકના નામો આપેલા છે. શ્રાવકની નિત્યક્રિયાની પ્રાયે તમામ બાબત ઉપર લેખો આવેલા છે. તેમાંથી પ્રતિક્રમણના હેતુનો વિષય તો ખાસ જુદો પાડી છપાવીને આ માસિકના ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવેલ છે. છ આવશ્યકવાળો વિષય પણ તેટલોજ ઉપયોગી છે. અન્ય વિષયો પણ મનન પૂર્વક વાંચવા યોગ્ય છે. કારણ કે વિધિશુદ્ધ ક્રિયાજ પૂર્ણ ફળદાયી થઇ શકે છે. અવિધિ દોષવાળી ક્રિયા દોષિત ગણાતી હોવાથી અલ્પફળદાયી થાય છે.

૬. ઉપદેશક વિષયોના વિભાગમાં એકંદર ૧૪૩ વિષયો આપવામાં આવ્યા છે અને તે દરેકમાં લેખકના નામો પણ દર્શાવ્યા છે. આમાં કેટલાક વિષયો નાના છે તેમ કેટલાક બહુ મોટા છે. ઉપદેશ આપવાનો ખાસ વિષય મુનિમહારાજાઓનો હોવાથી આ વિભાગમા ઘણા પ્રતિષ્ઠિત મુનિમહારાજાઓના નામો લેખક તરિકે જોવામાં આવે છે. અન્ય લેખકોએ પણ આ વિષયમાં પોતાની લેખિનીનો સારો ઉપયોગ કરેલો છે.

૭. કથાનકવાળા વિષયોના વિભાગમાં એકંદર ૮૪ વિષયો આપવામાં આવ્યા છે. તેની અંદર જૈનાચાર્ય ચરિત્રના પેટામાં પાંચ આચાર્યોના ચરિત્રો જુદા જુદા આપવામાં આવ્યા છે. એક હરિબળને વસંતશ્રી વાળો લેખ નાટકના રૂપમાં લખાયેલો છે દરેક વિષયમાં લેખકના નામ લખવામાં આવેલા છે. આ કથાઓ ખાસ વાંચવા લાયક છે ધર્મકથાનુયોગનો ઉપયોગ આ વિભાગમાં સારી રીતે કરવામાં આવ્યો છે. કેટલીક કથાઓ ખાસ સૂત્રોની ટીકાઓમાંથી અને કેટલીક ખાસ ગ્રંથોમાંથી ગ્રહણ કરવામાં આવી છે. બાર વ્રત વિગેરેની કથા શ્રાદ્ધદિનકૃત્યમાંથી ઉદ્ધરેલી છે. પ્રાયે દરેક કથાનો વિષય લખના તે કયા કયા ગ્રંથ યા ચરિત્રાદિમાંથી લેવામાં આવી છે તે જણાવેલું છે. કથાની સાથે ઉપદેશ પણ અત્યુત્તમ આપવામાં આવ્યો છે. આ વિભાગ તો ખાસ કરીને બાળજીવોને મીઠાઇની સાથે ઔષધ આપવાના સ્વરૂપમાં લખાયેલો છે. આમાની કેટલીક કથાઓ ચરિત્રાવળીના વિભાગ તરીકે

જુદી પણ છપાવીને પ્રસિદ્ધ કરવામાં આવી છે. જે પ્રકારે જૈન બંધુઓને વધારે લાભ મળી શકે તેવો દરેક પ્રયત્ન કરવામાં આવ્યો છે.

૮. જૈનકોન્ફરન્સને લગતા વિષયોમાં પ્રથમ જૈન કોન્ગ્રેસના નામથી જૈન સમુદાયની સભા અમદાવાદ ખાતે મળી હતી અને બીજી જૈન કોન્ગ્રેસ મુંબઇ ખાતે મળવાની હતી તેને લગતા ૮ વિષયો તથા પહેલી કોન્ફરન્સથી છઠ્ઠી કોન્ફરન્સ સુધીમાં આવેલા ૪૦ વિષયો મળી (૪૮) વિષયો દાખલ થયેલા છે. તેની અંદર ત્રીજી જૈન મહિલાપરિષદનો રિપોર્ટ પણ સમાવેલો છે. પેહલી કોન્ગ્રેસ તથા છ કોન્ફરન્સના રિપોર્ટો આપેલા છે. જરૂર પુરતી દરેક હકીકત મળી શકે તેમ છે. આ વિષયોમાં લેખકોના નામ આપવામાં આવેલા છે પરંતુ તેમાં બહોળો ભાગ તંત્રીનોજ લખેલો દૃષ્ટિ ગોચર થાય છે. આમાં કેટલાએક લેખો પુંઠાપર આવેલા છે.

૯. કેટલાએક મુનિમહારાજાઓ, જૈન વર્ગના આગેવાન ગૃહસ્થો તથા સભાના સભાસદોનાં મૃત્યુ સંબંધી નોંધ આ વિભાગમાં આપેલ છે. તેમાં કેટલીક માસિકના પુઠાંપર પણ આપેલી છે. તેવી નોંધ એકંદર (૩૭) આપેલી છે. તેની અંદર તે મહા પુરૂષોના ટુંક જન્મચરિત્ર પણ સમાવવામાં આવ્યા છે. આવી નોંધ ફરજની ગરજ સારે છે, ઉપરાંત આધુનિક ઉત્તમ પુરૂષોના ચરિત્રોમાંથી કેટલુંક અનુકરણ યોગ્ય વર્ત્તન મળી આવે છે તેની પણ ગરજ સારે છે.

૧૦. ચર્ચા પત્રના મથાળા નીચે ૨૬ નામોની અનુક્રમણિકા આપવામાં આવી છે પરંતુ જે ચર્ચા પત્રમાં એક કરતાં વધારે બાબત હોય અથવા ખાસ છુટી પડે તેવી બાબત ન હોય તેવા વિષયો જાતિ તરીકેજ ચર્ચા પત્રના નામથી એક ગણવામાં આવ્યા છે. કેટલાક ચર્ચાપત્ર પ્રશ્નોત્તર વાળા છે તેને પણ એક જાતિ તરીકે મુકવામાં આવ્યા છે. દરેક ચર્ચાપત્ર જુદા જુદા મુકવામાં આવે તો સુમારે ૫૦ ની સંખ્યા થવા જાય તેમ છે. આ ચર્ચા પત્રોમાં કેટલાકની નીચે ઉત્તરો પણ સમાવેલા છે તેથી તેમજ ચર્ચાપત્રનાજ નામવાળાને પ્રશ્નોત્તરવાળા ચર્ચાપત્રો ભેગા મુકેલા હોવાથી તેમાં લેખકના નામ આપવામાં આવ્યા નથી. વળી ખરી રીતે તે લેખ લખવાના હેતુથી પણ લખાયેલા હોતા નથી.

૧૧. પ્રશ્નોત્તરોના મથાળા નીચે માત્ર ૭ વિષયજ આપેલા છે પરંતુ પ્રશ્નોત્તર એવા જાતિ નામ તરીકે આવેલ તમામ વિષયોની જુદી અનુક્રમણિકા આપવામાં આવી નથી. પ્રશ્નોત્તરના વિષયો છુટા છુટા ગણવામાં આવે તો ૩૦ ઉપરાંત થાય તેમ છે. તેમા પ્રશ્ન કરનારનુ નામ લખવું કે ઉત્તર આપનારનું નામ લખવું એ મુશ્કેલી હોવાથી તેમજ એક સાથે બે ચાર પ્રશ્ન કરનારના પ્રશ્નો ને ઉત્તરો સાથે આવેલા હોવાથી લેખક તરીકે કોઇ પણ નામ આપવામાં આવેલ નથી. જૈન શાસ્ત્રમાં બતાવેલી બારિકીઓ તેમજ કેટલાક ખુલાસાઓ જાણવા માટે આ વિષયો ખાસ વાંચવા લાયક છે. ૨૪ મા પુસ્તકથી હીર પ્રશ્ન માંહેના કેટલાક પ્રશ્નો ને ઉત્તરો

આપવાનું શરૂ કરેલું છે પરંતુ તે કાર્ય હીરપ્રશ્ન ગ્રંથના ભાષાંતર રૂપનુંજ હોવાથી તેને શાસ્ત્રીય વિષયમાં દાખલ કરેલ છે.

૧૨. પુસ્તકોની પહોંચ કે ગ્રંથાવલોકનને લગતા ૧૭ વિષયો આ વિભાગમાં આપવામાં આવ્યા છે તેમાં સંસ્કૃત ગ્રંથોવાળા વિષયમાં ને જૈનસાહિત્ય પૈકી રાસો વિગેરેના ગ્રંથકર્ત્તાઓની યાદીવાળા વિષયમાં અનેક ગ્રંથોની હકીકત સમાવી છે. ગ્રંથાવલોકન તો માત્ર બહુ થોડાજ ગ્રંથોનું આપવામાં આવ્યું છે પરંતુ તે ખાસ ધ્યાન આપવાલાયક છે. આમાં પુર્વોકત યાદિવાળા લેખ શિવાય બાકીના તમામ લેખો પ્રાયે તંત્રીનાજ લખેલા હોવાથી તેમાં લેખકના નામ આપવામાં આવ્યા નથી. પુસ્તકોની પહોંચ અંદરને પુંઠા ઉપર જુદા જુદા ૧૯ પુસ્તકમાં ઘણા અંકોમાં આપવામાં આવી છે તેમાં પણ એક મથાળા નીચે એક કરતાં વધારે બુકોની પહોંચો આપવામાં આવી છે. તેમાં કેટલીક બુકોનું સંક્ષિપ્ત અવલોકન પણ લખેલું છે. આ બધાને માટે સંખ્યામાં માત્ર એકજ લેવામાં આવેલ છે.

૧૩. પરચુરણ વિષયોના મથાળા નીચે (૩૯) વિષયો આપવામાં આવ્યા છે. તેમાં બહોળો ભાગ કેળવણીના અથવા કેટલીએક બુકોના સંબંધવાળો છે. ઉપર જણાવેલ વિભાગોમાં જેનો સમાવેશ થઇ ન શકયો તેવા વિષયો આ મથાળા નીચે મુકયા છે પરંતુ તેનો મોટો ભાગ ખાસ વાંચવાલાયક છે. લેખકોના નામો આપવામાં આવ્યા છે.

૧૪. છેલો વિભાગ વર્તમાન ચર્ચા તથા વર્તમાન સમાચારને લગતા વિષયોનો રાખવામાં આવ્યો છે. આ મથાળા નીચે (૧૦૩) નામો આપવામાં આવ્યા છે અને પુઠાં ઉપર લખાયેલા લેખો ૩૨ સુધાં (૧૩૫) થયેલા છે. પરંતુ ચોવીશે પુસ્તકમાં એકથી વધારે વખત વર્તમાન ચર્ચા અથવા વર્તમાન સમાચાર એવા પૃથક નામથી કે સંયુકત નામથી વિષયો આવેલા છે તે બધા એક જાતિ તરીકે ગણી એક સંખ્યામાંજ ગણેલા છે. તે દરેકને જુદા પાડીએ તો સુમારે ૨૦૦ ઉપરાંત થવા જાય તેમ છે. આવા લેખો તો ઘણું કરીને સ્વતઃ માહિતીથી અથવા બહારથી આવેલા લખાણ કે પત્રાદિને આધારે તંત્રીએજ લખેલા હોવાથી તેમાં લેખક તરીકે નામ આપવામાં આવેલ નથી. બનારસ પાઠશાળાને લગતા ઘણાં લેખો પણ એક જાતિ તરીકેજ મુકી દેવામાં આવ્યા છે. તેને પણ વ્યકત કરતાં સંખ્યામાં વધારો થાય તેવું છે.

આ પ્રમાણે ચૌદ વિભાગો વડે કુલ (૮૦૮) વિષયોના નામો બતાવવામાં આવ્યા છે પરંતુ એકંદર વિષયોની સંખ્યા એક હજાર ઉપરાંત થવા જાય છે. પોતપોતાની શકિત અનુસાર દરેક જૈન બંધુઓએ સમુદાયની સેવા બજાવવીજ જોઇએ એમ સમજીનેજ આ કાર્યમાં બની શકે તેટલી સેવા બજાવવામાં આવી છે.

આ માસિકનું કદ પ્રારંભમાં ડીમી આઠ પેજી બે ફારમનું હતું. તેમાં વધારો કરીને પુસ્તક ૧૪ માથી અઢી ફારમનું કરવામાં આવ્યું અને પુસ્તક ૧૭

માથી ત્રણુ ફારમનું કરવામાં આવ્યું, પુસ્તક બાવીશમું ચાર ફારમનું આપવામાં આવ્યું અને પુ. ૨૩ માથી ચાર ફારમ ડીમીને બદલે રોયલ કરવામાં આવ્યા. આ તો બધો નિયમિત વધારો સમજવો. ઉપરાંત જરૂરી પ્રસંગે અનિયમિત વધારો કેટલાએક પૃષ્ઠોનો ઘણા વર્ષોમાં જુદા જુદા અંકોમાં આપવામાં આવ્યો છે. આ પ્રમાણે પ્રથમ કરતાં બમણું યા અઢી ગણું કદ વધાર્યા છતાં તેના વાર્ષિક મૂલ્યમાં બીલકુલ વધારો કરવામાં આવ્યો નથી.

આ માસિકને અંગે ત્રીજાજ વર્ષથી એક જૈન પંચાંગ ભેટ દાખલ આપવાનું શરૂ કરવામાં આવ્યું છે તેની અંદર પણ હમણા ચાર વર્ષથી કેટલોક વધારો સુધારો કરવામાં આવ્યો છે. આ પંચાંગ ગુરૂગમ પુર્વક તપગચ્છની સમાચારીને આધારે બનાવવામાં આવતું હોવાથી બહોળે ભાગે તમામ સાધુ સાધ્વીઓ આ પંચાંગનેજ ઉપયોગ કરે છે અને તે છુટે હાથે ભેટ તરીકે આપવામાં આવે છે.

માસિકના ગ્રાહકને ઉપર જણાવ્યા કરતાં પણ તેજ લવાજમમાં વધારે લાભ આપવાના હેતુથી પુ. ૨જાથી એક બુક (પાંચ પ્રતિક્રમણ શાસ્ત્રી) અડધી કિંમતે આપ્યા બાદ ખાસ ભેટની બુક જુદી છપાવીને આપવામાં આવે છે. તેને માટે ખાસ સંસ્કૃત કથાનું ભાષાંતર કરવામાં આવે છે અથવા બીજી રીતે તે બુકો તૈયાર કરવામાં આવે છે. આજ સુધીમાં નીચે જણાવ્યા પ્રમાણે (૨૨) બુકો ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવી છે.

૧ શ્રી કેશરીઆજી તીર્થનું વૃત્તાંત (મુનિ–ઝવેર સાગરજી)
૨ ચંપક શ્રેષ્ઠિનું ચરિત્ર (કું. આ.)
૩ રતિસાર કુમારનું ચરિત્ર (અ. ઘે)
૪ વત્સરાજ કુમારનું ચરિત્ર (કું. આ.)
૫ નળદમયંતિ ચરિત્ર (પાંડવ ચરિત્ર)
૬ શુકરાજ ચરિત્ર (અ ઘે)
૭ સ્થૂળભદ્ર ચરિત્ર (વીરચંદ રાઘવજી)
૮ શ્રી જૈનધર્મ પ્રસારક સભાનો ૧૨ વર્ષનો રીપોર્ટ (અ. ઘે)
૯ સુરસુંદરી ચરિત્ર (મોતીચંદ ઓધવજી)
૧૦ પોસહવિધિ (કું. આ)
૧૧ પાર્શ્વનાથજીનો વિવાહલો (પ્રાચીન)
૧૨ મુનિ. વૃદ્ધિચંદજી જન્મ ચરિત્ર (ઝવેરભાઇ પન્નાભાઇ)
૧૩ શ્રી મહિપાળ ચરિત્ર (કું. આ)
૧૪ ચૈત્યવંદન ચોવીશી (પ્રાચીન)
૧૫ સંક્ષિપ્ત જૈન રામાયણ (ઓફીસ)
૧૬ પંચજ્ઞાનને પંચ કલ્યાણકની પુજા (પ્રાચીન)
૧૭ સ્નાત્ર પુજા ને સત્તર ભેદી પુજા (પ્રાચીન)
૧૮ શ્રી વર્દ્ધમાન દ્વાત્રિંશીકા ટીકા અર્થ યુક્ત (કું. આ)
૧૯ રત્નશેખર રત્નવતી કથા (કું. આ.)
૨૦ પ્રતિક્રમણ હેતુ (અ. ઘે)
૨૧ વિજયચંદ કેવળી ચરિત્ર ભાષાંતર (ઓફીસ)
૨૨ પ્રબોધ ચિંતામણિ ભાષાંતર (પન્યાસ કેશર વિજયજી)

આટલા ઉપરથી માત્ર વાર્ષિક એક રૂપીઆ જેટલું અલ્પ લવાજમ લઇને આ માસિકે તેના ગ્રાહકોને કેટલો લાભ આપ્યો છે તે સમજી શકાય તેવું છે જેથી તે સંબંધમાં વિશેષ લખવાની જરૂર નથી.

આ માસિકમાં આવેલા તમામ લેખકોના નામોનું પૃથક લીસ્ટ આ સાથે આપવામાં આવ્યું છે તેમાં પદ્યનાને ગદ્યના લેખકોના નામો જુદા જુદા આપવામાં આવ્યા છે, તે દરેક લેખકોનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

આ માસિકની અંદર આવેલા લેખો પૈકી કેટલાક તો ખાસ જુદી બુક તરિકે પ્રસિદ્ધ કરવામાં આવેલા છે. મી૦ ગુલાબચંદજી ઢઢાએ લખેલો સમકિત વિષે નિબંધ, મી૦ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆએ લખેલ ઉપમિતિ ભવ પ્રપંચ ગ્રંથના પીઠબંધનું ભાષાંતર તથા સભાના મંત્રી અમરચંદ ઘેલાભાઇએ લખેલ પ્રતિક્રમણના હેતુઓ એ ત્રણ વિષયની જુદી બુકો બહાર પાડેલી છે અને તંત્રીએ લખેલી બારવ્રત ઉપરની બાર કથાઓ, તેર કાઠીઆની કથા તથા બીજી છ મોટી કથાઓ ચરિત્રાવળી ભાગ બીજાના વિભાગ તરીકે બહાર પાડવામાં આવેલ છે. આટલા ઉપરથી તે વિષયોનું ઉપયોગીપણું કેટલું છે તે સમજી શકાય તેમ છે.

આ સાથે આપેલી ચોદ વિભાગ તરીકેની ૨૪ પુસ્તકની એકંદર અનુક્રમણિકાની અંદર તે તે વિષય કયા પુસ્તકમાં આવેલ છે તેજ માત્ર પુસ્તકના અંક આપીને બતાવવામાં આવ્યું છે. બાકી દરેક પુસ્તકના કયા અંકમાં અથવા કયા પૃષ્ઠ ઉપર એ વિષય આવેલ છે તે બતાવી શકાયુ નથી પરંતુ દરેક પુસ્તકમાં પ્રાંતે વાર્ષિક અનુક્રમણિકા આપવામાં આવેલી હોવાથી તેમાંથી તે હકીકત ઘણી સહેલાઇથી નીકળી શકે તેમ છે.

લેખકોના નામ આપવાનું પ્રથમથી ચોકસ ધોરણ ન હોવાને લીધે કેટલાક નામો ખાસ સંભારીને આપવામાં આવ્યા છે તેથી તેમાં ફેરફાર થયો હોય અથવા કોઇ લેખકનું નામ રહી ગયું હોય તો તેને માટે દરગુજર કરવા વિનંતિ છે.

બીજા કેટલાક માસિકોની જયુબીલી થયેલી જોવામાં આવવાથી આ માસિકને માટે પણ તેવી સ્કુરણુ થઇ આવી છે અને તેથી આ પ્રયાસ તદન જુદા રૂપમાંજ કરવામાં આવ્યો છે. અત્યાર સુધી આ ઢબે પ્રયાસ કરેલો જણાયો નથી. આ પ્રયાસ એટલા માટે ખાસ જરૂરનો જણાયો છે કે અમુક તીર્થનું વૃત્તાંત અથવા ઉદ્યાપન (ઉજમણું) વિગેરે અમુક ક્રિયા કેમ કરવી તેની હકીકત અથવા અમુક મહાપુરૂષની કથા કે કોઇ ખાસ ઉપયોગી વિષય આ માસિકમાં આવી ગયેલ હોય પરંતુ તે કયારે આવેલ છે તે શોધવામાં પડતી મુશ્કેલી આવી અનુક્રમણિકાથી દૂર થાય છે. આ પ્રયાસ જો ઉપયોગી થશે તો હવે પછી બીજાઓ પણ તેનું અનુકરણ કરશે એવો સંભવ છે.

આ લેખની અંદર આ માસિકની જે કાંઇ પ્રશંસા લખવામાં આવે તે આત્મ પ્રશસા જેવું હોવાથી તેમજ વરને કોણે વખાણ્યો? વરની માએ એવું હોવાથી અત્રે તે સંબંધમાં વિશેષ લખવાની આવશ્યકતા જણાતી નથી. આ લેખ, અનુક્રમ-ણિકા, લેખકોના નામોનું લીસ્ટ ઇત્યાદિ તેને માટે પુરતું છે એમ સમજી આ લેખ-ટુંકામાંજ સમાપ્ત કરવામાં આવે છે. જો આ માસિકે અનુકરણીય કાર્ય કર્યું હોય તો બીજાઓએ તેનું અનુકરણ કરવું, સુધારવા યોગ્ય કોઇ બાબત જણાય તો વિદ્વા નોએ તેવી સૂચના કરવી અને જૈન સમુદાયની સેવા બજાવવાનું આ એક ઉત્તમ સાધન છે એમ સમજવામાં આવે તો તેનો લેખક તરીકે લાભ લેવો એટલી અમારી અંતીમ પ્રાર્થના છે.

આ ઉમર લાયક થયેલા બાળકનું આયુષ્ય અનેક સહાયકો વડે વૃદ્ધિ પામે એવી પરમાત્મા પાસે પ્રાર્થના કરી આ ટુંકો લેખ સમાપ્ત કરવામાં આવે છે.

સંવત ૧૯૬૫ જ્યેષ્ઠ

**શ્રી જૈન ધર્મ પ્રસારક સભા,**

ભાવનગર.



# પદ્ય વિષયો.

## वर्ष प्रारंभ विषयो.



## तीर्थ संबंधी विषयो.

## शास्त्रीय अने सिद्धांतिक विषयो.

## क्रियाविधिदर्शक विषयो.

## ઉપદેશક વિષયો.